# પ્રસ્તાવના.

કોઇ પણ નવું પુસ્તક પ્રસિદ્ધ કરવામાં પ્રસ્તાવ લખવાની પ્રણાલિકા છે. એ પ્રણાલિકાને અનુસરી [illegible] અંગે કંઇક કહેવાની વૃત્તિ મને થાય છે. આજથી સો વર્ષ ઉપર ગુજરાતમા કેળવણીનો આરંભ થયો ત્યારે આગળીને ટેરવે ગણાય એટલા અગ્રગણ્ય કેળવણીકારોમા આ ચરિત્રના નાયક મહીપતરામ અગ્રસ્થાને હતા. એ વ્યકિતનું આખું જીવન શિક્ષણને અંગે જ વ્યતિત થયેલું હતું. ટુંકાણમા એ કેળવણીના પિતા હતા ને એવં જ નામે એમને ગુજરાતના–હિંદુ, પારસી, મુસલમાન, અંગ્રેજ એ બધી વ્યકિતએ ઓળખ્યા છે: એટલું જ નહિ પરંતુ એ સમાજ તથા સંસારસુધારક હતા. આ બધી વિવિધ પ્રવૃત્તિને લીધે એમનું આખું જીવન પ્રવૃત્તિમય વીત્યુ હતું.

ગુજરાને માનેલા એવા મહા પુરુષનું જીવનવૃત્તાત ગુજરાતના કોઇ સમર્થ વિદ્વાન તરફથી કે એમના વિદ્વાન, સાહિત્યસેવક સદ્ગત પુત્ર સર રમણભાઇને હાથે લખાયું હોત તો ઘણું સારૂં થાત. અત્ર એટલું કહેવું જોઇએ કે પિતાનું જીવનચરિત્ર લખવાનો સર રમણભાઇનો વિચાર હતો. પરંતુ એમનું જીવન પણ અતિ વ્યવસાયી હતું, તેથી એમને એ ચરિત્ર લખવાનો વખત ન મળ્યો તે ન જ મળ્યો. મારો વિચાર પણ એ જીવન લખવાનો થયો હતો; પરતુ વિદ્વાન પુત્રને હાથે પિનાનું જીવન લખાય તેમા સમાજને શિક્ષણ લેવા યોગ્ય ઘણુ જાણવાનું મળે એમ માની તે લખી કાઢવાને મેં ઘણી વેળા એમને આજીજીપૂર્વક વિનતિ કરેલી. પરંતુ જે કાર્ય કરવાનું વિધિથી નિર્માણ થયેલું ન હોય તે કાર્ય કરવાને માટે મનુષ્યની ગમે તેટલી

વિનતિ હોય તો પણ ક્યાંથી બની શકે ? એમના તરફથી એ જીવન લખાયુ હોત તો ગુજરાતને આખું ફૂલ મળત, પણ ' ફૂલ નહિ તો ફૂલની પાખડી ' એ નિયમે તથા ' કંઇ જ નહિ તો કહેણનું તો ખરૂં ' એ સૂત્રાનુસાર મેં આ મહાન વ્યકિતનું જીવન લખવાનો પ્રયત્ન શ્રી સયાજી સાહિત્યમાળાના વ્યવસ્થાપકોના આગ્રહથી કર્યો છે.

એ પ્રયત્ન કેટલે અંશે સફળ થયો છે એ તો માત્ર વાચકોને જ જોવાનું છે. મહીપતરામનો દૂરનો સગો તથા તેમની સાથે અમુક પરિચય હોવાથી એમનું સાસારિક, સામાજિક, ધાર્મિક જીવન ઉપજાવવા જેવી સ્થિતિમા હું હતો તેથી જ મારે માથે એ કાર્ય નાખવામા આવ્યું ને તે મેં સદર્પ ઉપાડી લઇ મારી યથાશકિત બજાવ્યું છે. એમા દોષ ઘણા હશે, પણ તે દોષ દરગુજર કરવા મારી વાચકો પ્રત્યે નમ્ર વિનતિ છે.

આ જીવનચરિત્ર લખતા જે જે પુસ્તકોનો તથા માસિકોનો આધાર મેં લીધો છે તે તે પુસ્તકોના કર્ત્તાનો તથા માસિકોના લેખકોનો કે મંત્રીનો હું આ સ્થળે સહૃદય ઉપકાર માનવાની રજા લઉં છું.

માર્ગશીર્ષ ૧૯૮૬<br>ડીસેમ્બર ૧૯૨૯

ભાનુસુખરામ નિ. મહેતા.

---

# સાંકળિયું.







# મહીપતરામ

---

## ઉદય.

---

જે યુગમા ગુજરાતનું, સૌરાષ્ટ્રનું, કહો કે બૃહત્ ગુજરાતનું રાષ્ટ્રજીવન, સાહિત્યજીવન, લોકજીવન, સમાજજીવન આદિ જીવનો આગલા યુગોના જીવનો કરતા વિવિધ પ્રકારે પરિવર્તન પામતા જતા હતા તે ઓગણીસમી સદીના નવીન યુગમા દેશકાળની સ્થિતિ પણ ધીમે ધીમે બદલાતી જતી હતી. એ નવીન યુગમા ઉદય પામતા સમાજ અને સંસાર સુધારક, જ્ઞાનવિજ્ઞાન પ્રચારક, ધર્મોપદેશક, આદિ તારાઓ ગુજરાતની ભૂમિ ઉપર તરવરી રહ્યા હતા તથા પોતપોતાનો તેજસ્વી પ્રકાશ ચોમેર પાડી રહ્યા હતા તે તારાઓમા ગુજરાતની કહો કે બૃહત્ ગુજરાતની સમાજને, એકલી ગુજરાતકાઠિયાવાડની વડનગરા નાગરની જ્ઞાતિને જ નહિ, પરંતુ ઠેઠ કાશી સુધીની વડનગરા નાગરોની જ્ઞાતિને હચમચાવી નાખનાર, સંસારસુધારાનો ઝુંડો કે ધ્વજ હાથમા ધરી રાખી મોખરે ચાલનાર, અડગ, આગ્રહી, વીર પુરુષ મહીપતરામ રૂપી તારાનો ઉદય આજથી લગભગ સો વર્ષ ઉપર થયો હતો.

એ મહાપુરુષનો જન્મ સંવત ૧૮૮૬ ના માર્ગશીર્ષ શુદિ સપ્તમી એટલે કે સને ૧૮૨૯ ના ડીસેમ્બર માસની ત્રીજી તારીખે સુરતમા થયો હતો. એમના પિતાનું નામ રૂપરામ ને પિતામહનું

નામ ઉમિયારામ હતુ એ કુટુબ નીનન્દના અવર કે ઓળખાતુ હતુ એમની જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થની એમનો વેદ ઋગ્વેદી હતો ને એમનુ ગોત્ર ઔજ્વાપસ હતુ એમની માતાનુ નામ ગિરિજાગૌરી હતુ રૂપરામના વડીલોની સ્થિતિ સારી હતી, પરતુ રૂપરામની સ્થિતિ એવી સારી નહોતી પરતુ વર ગરીબ કે તવગર હોય, તોપણ પુત્ર જેવુ રત્ન સાપડવાથી માતાપિતાને ઘણોજ હર્ષ અને આનદ એમ કહેવાય છે કે પુત્રના લક્ષણ પારણામાંથી જણાય. પરતુ મહીપતરામની મુખમુદ્રા ઉપરથી કોઈ એમ ન ધારી શકે કે એ પુરૂષ મહાપુરૂષ કહેવાશે તથા દેશહિતના કાર્યો કરી ઉચી પદ્વી મેળવી પ્રખ્યાતિ મેળવશે. પુત્રનુ ભવિષ્ય ગમે તે હોય એની મુખમુદ્રા ગમે તેવી હોય, તથાપિ પુત્રજન્મ એ જ આનદનો દિવસ લોકોને હોય છે તે પ્રમાણે રૂપરામને ત્યા પણ એ દિવસ ઉત્સવનો હતો

એ સમયમા બાળક જન્મે કે તરત તેના સગપણનો વિચાર કરવામા આવતો હતો પુત્ર ખોળામાથી ઝપટાય નહિ એટલે કે તેનુ સગપણ થાય નહિ ને પારણામાથી પોખાય નહિ તો તેમા માતાપિતાની આબરૂ નહિ એવા વિચાર તે સમયની સમાજના હતા જ્યા સુધી સગપણ થાય નહિ ત્યા સુધી લોકો અવનવી વાતો કરે, માબાપની નિદા કરે ને ઘેરોઘેર એની વાતો થાય જ્યા સમાજના આવા વિચારો હોય ને તેની રૂઢિ એવી હોય ત્યાં રૂપરામનુ ઘર કાઈ અપવાદ રૂપ નહોતુ મહીપતરામ છેક ખોળામાથી ઝપટાયા નહોતા, તોપણ એમનુ સગપણ છેક બાળવયમા જ થયુ હતુ મહીપતરામને માતાનુ સુખ ભોગવવાનુ નસીબમા નહોતુ એ તેર વર્ષના થયા તે વખતે એમની માતા સ્વર્ગવાસી થયા. એમની ઉમર ચૌદ વર્ષની થઇ ત્યારે એમનુ લગ્ન કરવામા આવ્યુ હતુ એ વખતે કન્યાની ઉમર નવ વર્ષની હતી એમના એ

વધૂવર વચ્ચે એકાદ વર્ષનો તફાવત હતો. એક વર્ષનો ફેર તો તે સમયની સમાજની દૃષ્ટિએ ઘણો સારો ગણાતો. કારણ કે એ સમયમાં વહુ ને વર વચ્ચેનો તફાવત બનતાં સુધી જોવામાં આવતો નહોતો. વહુની ઉમ્મર વરના કરતાં મોટી એવા ઘણા દાખલા નાગરી ન્યાતમાં તે સમયમા હતા. ગર્ભવતી બેનપણીઓ કે સખીઓ માંહોમાંહે સગપણની ગોઠવણ કરી લેતી હતી, એવું સાંભળ્યું છે, ને એ હકીકતમાં અમુક અંશે સત્યતા છે પણ ખરી.

આ પ્રમાણે મહીપતરામનું સગપણ સુરતના વીર પુરુષ નાગર ગૃહસ્થ સાહેબરાયની સૌથી નાની પુત્રી પાર્વતીકુંવરની સાથે કરવામા આવ્યું. એ સાહેબરાય ઘણા હિંમતવાન ને વિચક્ષણ પુરુષ હતા. એમને વિષે એમ કહેવામાં આવ્યું છે, કે એમણે એક સમયે પોતાના જીવને જોખમમાં નાંખી ઘણી બહાદુરીનું કાર્ય કર્યું હતું. સુરતમા નવાબી રાજ્ય તો હતું. પરંતુ પેશ્વાનું આધિપત્ય તથા તેમનું દબાણ પણ ચાલતું હતું. એ સમયે જાનમાલની સલામતી નહોતી. નિર્દોષ કન્યાઓને વેચાતી લેવામાં આવતી અથવા તેના ઉપર જોરજુલમ કરવામાં આવતો હતો. એવું બન્યું હતું, કે અમુક એક ગરીબ નાગર કુટુંબે પોતાની જે દીકરી પેશ્વાના સરદારને વેચેલી તે બાળાને લેવાને પેશ્વાના માણસો સુરત આવેલા. એ સમયે પેશ્વાનું ચલણ ને જોર ઘણું કમી થઇ ગયેલું ને સુરતમા અંગ્રેજ લોકોનું પ્રાબલ્ય વિશેષ ઝામેલું. તેથી એ કન્યાનું રક્ષણ કરવાની સાહેબરાયે હિમ્મત ભીડી ને તેને બચાવી પણ ખરી. મહીપતરામે પોતે એ સંબંધમાં એવી નોંધ કરી છે, કે "મારા સસરાએ નાત સામે ટક્કર ઝીલી હતી. તેને ભલી જુવાન સાળી હતી તેને તેના વરે પુણાના દુષ્ટ બીજા બાજીરાવ પેશ્વાને વેચી અને પેશ્વાનાં માણસ તેને પુણે લેઇ જવાને સુરતમાં આવ્યા. મારી વડસાસુ ગભરાટમા પડી. તે રાંડેલી હોવાથી તથા તેની મદદે તેનાં

સગાં ન ધાવાથી મારા સસરાને દયા આવી. તેણે તે બાઇને અને તેની કોમળ દીકરીને ધીરજ આપી રોતા રાખ્યાં. એ વેળા ઉપાય માત્ર એ હતો કે છોકરીને સાસરે મોકલવી નહિ ને ઘરમાથી બહાર કાઢવી નહિ સુરતમાં અંગ્રેજનો અમલ હતો તેથી બારણાં ચીરીને બળાત્કારે ઘરમા પેસીને તેને લેઇ જઇ શકે તેવું ન હતું, માટે ને ઉગરી. જુવાન બાઇના લુચ્ચા વરે તેને પોતાના કબજામાં લેવાના ઘણા ફાંફાં માર્યાં. પણ સાહેબરાયની આગળ તેનું કાંઇ ચાલ્યું નહિ હવે તેણે નાત મેળવી નાતની આગળ ફરિયાદ કરી. કેટલાક વગવાળા માણસ તેની તરફ હોવાથી નાને મારા સસરાને નાતબહાર મૂકયા, પરંતુ તે ડર્યા નહિ ને અંતે જીત્યા. આ વાત અમારા જન્મ પહેલા બનેલી."

આવા હિમ્મતવાન ને વીર પુરુષ સાહેબરાયની પુત્રીઓ હિમ્મતવાન હોય એમા શું આશ્ચર્ય? પાર્વતીકુંવરમા એ હિમ્મત એમના પિતા તરફથી ઉતરી આવેલી હતી. મહીપતરામે વિદેશગમન કર્યું ને વેળા તથા તે વિલાયતથી પાછા ફર્યા પછી તેમને માથે જે સંકટો પડયા તે, જરા પણ ખેદ પામ્યા વિના, તથા તેને માટે જરા પણ સંકોચ આણ્યા વિના, એમણે સહન કર્યાં હતા એજ એમની હિંમતનું લાક્ષણિક દ્દષ્ટાંત છે. પાર્વતીકુંવરની સૌથી મોટી બેનનો સંબંધ નિત્યારામ સાથે કરવામા આવેલો. નિત્યારામ મારા પિતામહ થાય. મારા દાદીને ત્રણ પુત્રો ને એક પુત્રી હતાં. એમનું શરીર સબ્બું નહિ પણ રોગી હતું. એમને અમજણનો વ્યાધિ થયો હતો ને તે વ્યાધિમા એમણે પોતાના દેહનો ત્યાગ કર્યો. નિત્યારામની આર્થિક સ્થિતિ એટલી સારી નહોતી. એવામાં એમના જ્યેષ્ઠ પુત્ર મારા પિતા નિર્ભયરામનું અવસાન થયું ને તેથી મારા નાના બે કાકાઓ નમાયા થયાથી તેમને ઉછેરવાની તથા તેમની સંભાળ લેવાની
૨ મુશ્કેલી જણાઇ. પરંતુ કહે છે કે મા મરજો પણ માસી જીવજો. તે

પ્રમાણે માસીએ એટલે પાર્વતીકુંવરે તેમની સંભાળ લીધી, ને તેમને પોતાને ત્યાં રાખી ભણાવી મોટા કર્યા. આ બાબતમાં મહીપતરામની સંપૂર્ણ સંમતિ હતી. એ સ્વભાવે પરગજુ હતા. એમના દિલમા દયા હતી, તથા સગાંવહાલાંના ભાગ્યાના ભેરૂ હતા. આ ઉત્તમ ગુણોનો વાસ ધણીધણીઆણી બન્નેમાં હતો. આવી પરોપકારી સ્ત્રી સાથે મહીપતરામનું લગ્ન થયું હતું. એ લગ્ન વેળા મહીપતરામની ઉમ્મર માત્ર છ વર્ષની ને પાર્વતીકુંવરની ઉમ્મર પાંચ વર્ષની હતી. પરણવું શું તે તે બેમાથી કોઇ સમજતું નહોતું. મહીપતરામનું કાઠું ઘણું ઠીંગણુ તેમ પાર્વતીકુંવરનું કાઠું પણ એવુંજ એટલે આ લગનથી હીણવરાનો કે કજોડાનો ભય રહ્યો નહિ, એટલા એ બન્ને ભાગ્યવાન.

મહીપતરામનું લગ્ન થયા પછી બીજે વર્ષે સુરતમા મોટી આગ લાગી હતી. એમા મહીપતરામના વડીલોએ બંધાવેલી મજબૂત હવેલી બળી ગઇ ને તેથી ઘણું નુકસાન થયું. સુરતની પડતી આગને ને રેલને લીધે જ થઇ છે. આગે ને રેલે સુરતમા કેર વર્તાવ્યો છે. સુરત માથે દૈવી કોપ છે એવું લોકો માને છે, એ એને માથે આવી પડેલાં આગના ને રેલના સંકટો ઉપરથી કહી શકાય છે. કવિ નર્મદ પણ એ સંબંધમાં ગાય છે કે,

સત્તર સત્તાવીસ, સનેમા રેલ જણાઇ,
બીજી મોટી તેહ, જાણ છોતેરે ભાઇ.
એની સાથ વંટોળ, દશા બેઠી બહુ ગસી,
દૈવકોપનું ચિહ્ન, સુરત તું થઇ નિરાસી.
સુડતાળો રે કાળ, સને સત્તર એકાણું,
સત્તાણુમા રેલ, બળ્યું મારૂં આ ગાણું.
સાઠો બીજો કાળ, ચારમા સને અઢારે,
બારે મોટી આગ, એકવીસે પણ ભારે.

બાવીસમા વળી રેલ, આગ મોટી મડતીસે,
એજ વરસમા વળી રેલ, ખગથી થઈ અતીસે

સને ૧૮૭૭ ની મોટી આગના વર્ણનની ગરબીઓ દેશદેશાવર ગવાવા લાગી હતી. એ આગ અમેરામ મહેતાની હવેલીથી અટકી હતી. આ પ્રમાણે મહીપતરામે પોતાની બાલ્યાવસ્થા દુખી જીવનવાળી ગાળી હતી, એમ એમના માતુશ્રીના સ્વર્ગવાસથી, આગથી મકાન બળી ગયાથી તથા ઘરની તંગ સ્થિતિથી કહી શકાય છે

મહીપતરામની ઉમ્મર ઘણી મોટી થઇ ત્યા સુધી એમને સંતતિની પ્રાપ્તિ નહોતી એ વખતે એ મુબાઇ અભ્યાસ કરવાને રહેતા હતા રાધવાખાવાની આપદા પડે તે માટે પાર્વતીકુવરને પણ સાથે તેડી ગયા હતા એ બાઇની ઉમ્મર મોટી થયેલી છતા તેમને સંતતિ નહિ થયેલી હોવાને લીધે એ માળામા રહેતી બીજી સ્ત્રીઓએ અવધાન રહે તેવા ઉપાય લેવાને એમને સમજાવ્યુ હતુ, એટલુ જ નહિ પણ એક બ્રાહ્મણનુ મંત્રેલુ પાણી પીવાને માટે ઘણો આગ્રહ કર્યો હતો. પરંતુ પાર્વતીકુવર કોઇ રીતે પણ સમજાવ્યા સમજ્યા નહોતા પોતાના પ્રિયપતિની પરવાનગી વિના તેમનાથી કાંઈ કશુ કરવુ નહિ એવા નિશ્ચયવાળા તે હતા એમને એવા વહેમ ઉપર શ્રદ્ધા નહોતી બ્રાહ્મણના પાણીથી સંતતિ થતી હોય, તો પછી મહાપુરૂષ આ પ્રમાણે ભીખ માગવા નીકળે નહિ એવુ તે કહેતા પરંતુ એ જ વર્ષમા એમને સીમંત આવ્યુ ને પુત્ર સાંપડ્યો પરન્તુ એ પુત્ર ઝાઝુ જીવ્યો ન હતો ત્યાર પછી જે પુત્ર પ્રસવ્યો હતો તે પણ ગુજરી ગયો હતો તે પછી જે પુત્ર જન્મ્યો હતો તે એમના જ્યેષ્ઠ પુત્ર અનુભાઇ એ અનુનુ પ્રથમનુ નામ અનામત હતુ મહીપતરામ અને પાર્વતીકુવર બન્ને વહેમી નહોતા, પરંતુ અનામત એવુ નામ પાડયાથી લોકો વહેમાવાનુ કારણ મળ્યુ જે પ્રમાણે થાપણ ઘરાકને ત્યા અનામત મૂકવામા આવે છે તેમ મહીપતરામનુ આ પુત્રરત્ન અનામત તરીકે

અક્ષયાથી એનું નામ અનામન પાડવામાં આવ્યું હશે. આ તો માત્ર શંકા છે. એ શંકા સત્ય હતી કે કેમ તે વિષે કંઇ કહી શકાય એવી સ્થિતિમાં આપણે નથી. એમના બીજા પુત્ર ગુણાભાઇ. એ વિદ્યમાન છે. ત્રીજા પુત્ર રમણભાઇ. એમણે પિતાના અવસાન પછી પિતાની સર્વ પ્રવૃત્તિ પોતાને શિરે ઉપાડી લીધી હતી ને બાપ કરતાં બેટા સવાયો એ કહેવત એમણે ખરી પાડી આપી છે. એમનું અવસાન ગઇ સાલ ( ૧૯૨૮ ) મા થયું છે.

મહીપતરામ બાળવયમા પરણ્યા હતા તે છતા બાળવિવાહ વિરુદ્ધ તે હતા. તેથી એમણે એમના પુત્રોના વિવાહ બાળવયમા કર્યા ન હતા. માતાપિતાનો ધર્મ પુત્રપુત્રીને બાળવયમા જ પરણાવી દેવાનો હોય છે, એવી સમજ પ્રાચીન કાળમા હતી. મહીપતરામનું લગ્ન બાળવયમા થયું તેને માટે એ પોતે જવાબદાર નહોતા, પરંતુ પોતાના પુત્રોને એમણે નાનપણમા પરણાવ્યા હોત તો તેની જવાબદારી એમને શિરે આવત. સને ૧૮૭૨ મા ન્યાતનો વિલાયતના ઝઘડાનો અંત આવ્યો તે પછી તરત જ એમના બે પુત્રોના સગપણ થયા હતા. જ્યેષ્ઠ પુત્ર અનુભાઇનુ સગપણ એક વખતે સુરતના પ્રખ્યાત અરદેશર કોટવાલના નોકર મશહૂર કેશવરાયની પુત્રી ગાડી સાથે થયું હતું. એમના લગ્ન સન ૧૮૭૫મા થયા હતા. ગાડીનુ નામ બદલી નાખી તેનું શણગાર નામ પાડવામા આવ્યુ હતુ. એ શણગાર મહીપતરામના ઘરનો શણગાર જ હતી. સાસરે રહેતીમૂકતી થયા પછી સ્ત્રીકેળવણીના હિમાયતી મહીપતરામે અગ્રેજીનો અભ્યાસ એની પાસે કરાવ્યો હતો. એણે અંગ્રેજી પુસ્તકનું ભાષાંતર કર્યું હતુ ને તે મહીપતરામે ' ટુંકી કહાણી ' એ નામે પ્રસિદ્ધ કર્યું છે, પરતુ એ બાઇ એ પુસ્તક પ્રસિદ્ધ થયેલુ જોવા પામી નહોતી, કારણ પ્રસૂતિ વેળા એમનું મૃત્યુ થયું હતું. મહીપતરામના કુટુંબ ઉપર આ મોટો ઘા થયો હતો, પરંતુ

દૈવની ઇચ્છા આગળ કોઇ ડાહ્યું નથી એમ મન વાળી બેસવું પડતું હતું. એ પુત્રને ફરી પરણાવવા મહીપતરામ તૈયાર થયા ત્યારે એમના સંસારસુધારાના વિચારના સામા પક્ષવાળાઓ તરફથી વિધવાની સાથે એ પુત્રને એ પરણાવશે એવા ગપગોળા ન્યાતમાં ચાલવા લાગ્યા હતા. મહીપતરામ વિધવાઉત્તેજક સભાના એક સભ્ય હતા. દુર્ગારામ મહેતાજી વિધવાવિવાહની તરફેણ કરી ચકલે ચકલે ભાષણો આપતા, પરંતુ તે ફરી પરણ્યા ત્યારે કુંવારી કન્યાને એ સમયે મહીપતરામે દુર્ગારામનો દોષ કાઢયો હતો, ને એમના એ વર્ત્તન વિરુદ્ધ એમણે લખાણ કર્યું હતું એ લોકો જાણતા હતા. એ કારણોને લીધે જ અનુભાઇનું લગ્ન કોઇ વિધવા સાથે થશે એવું લોકો માની બેઠા હતા. પરંતુ અનુભાઇનો વિવાહ કુંવારી કન્યા સાથે થયો ત્યારે 'પારકે બાણે લાડુ ગળ્યો લાગે,' 'પારકાં છોકરાને જતિ કરાય, પરંતુ પોતાનાને કંઇ જતિ કરાય' એવાં વચનો લોકો બોલવા લાગ્યા હતા.

અનુભાઇનું લગ્ન સન ૧૮૭૫ માં થયું ત્યારે એમના બીજા બંધુ ગુણાભાઇનું લગ્ન પણ સાથે સાથે કરી નાખવાનો આગ્રહ થયેલો, પરંતુ બાળલગ્નની વિરુદ્ધ મહીપતરામે ગુણાભાઇનું લગ્ન કરવાની ના પાડી હતી, કારણ વરકન્યા બન્નેની ઉમ્મર ઘણી નાની હતી. ત્રીજા પુત્ર રમણભાઇનું પહેલીવારનું લગ્ન સંસારસુધારક શોભારામના પુત્ર આસ્તિકરામની પુત્રી હસવદન સાથે થયેલું હતું, પરંતુ એ બાઇનું મૃત્યુ સન ૧૮૮૮ માં થયું ત્યારે મહીપતરામે પોતાના મન્મિત્ર ભોળાનાથનાં પુત્રી બાળાગવરીની જ્યેષ્ઠ પુત્રી વિદ્યાગવરીની સાથે રમણભાઇનું સગપણ કર્યું, ને એ રીતે ભોળાનાથનાં કુટુંબ સાથેની પોતાની મિત્રતા ગાઢ કરી. એમનું લગ્ન સને ૧૮૯૦ માં થયું, ત્યારે પણ રમણભાઇને વિધવા સાથે નહિ પરણાવવાને માટે ન્યાતીલાઓ કડવાં વચનો બોલ્યા હતા. રમણભાઇની પ્રથમ વખતની

સ્રીનુ મૃત્યુ થયુ ત્યારે એમને ઘણી દિલગીરી થઇ હતી. એ દિલગીરી ' તું ગઇ ' એ નામના એમના કાવ્યથી પ્રત્યક્ષ થાય છે. વિદ્યાગવરીએ રમણભાઇનું ઘર દીપાવ્યું છે. એમણે અંગ્રેજીનો અભ્યાસ કરી બી. એ.ની ઉપાધિ લીધેલી છે, એટલું જ નહિ પણ એમની પુત્રીઓ પણ બી. એ. છે. આ પ્રમાણે સ્રીકેળવણીના ઉપાસક મહીપતરામે પોતાનું કુટુંબ સંસ્કારી બનાવ્યું છે.

મહીપતરામનો સ્વભાવ આનંદી હતો. કોઇ કોઇ વાર તે મશ્કરી પણ કરતા, ને આનંદ માણતા. સમવાય એમને ગમતો હતો. એથી ઉનાળાની રજામા વખતે તે સુરત આવતા ત્યારે એમના સગા સંબંધીઓ એમને ત્યા સાજરે ભેગા થતા ને ચ્હા પીતા, આઇસક્રીમ ખાતા, ને એમ ગમ્મત કરી આનંદ ભોગવતા ઉનાળામા આબાગાળો તો સુરતમા સાધારણ મહીપતરામ પોતાને ત્યા નિકટના સગાને જમવા આમંત્રતા. એક સમયે જમતા ભાણેજે મગ્તીએ ચઢયા ને એક ગોટી ને સો રોટી એમ કહી તેમણે પાર્વતીકુવર રોટલી વણતા હતા તેમને ખૂબ પજવ્યા ને થકવ્યા. આખરે એક જ રોટલી રહી તે પણ ભાણેજેએ માગી ત્યારે તે રોટલીના કકડા કરી ભાણેજેની થાળીમા નાખતા આખમા ઝળઝળીઆ આવ્યા હતા એમની આવી મશ્કરી ભાણેજેએ માસીમાની કરી, તોપણ તેથી માસીના હૃદયમા માઠું લાગ્યું નહોતું. આવી આવી નિર્દોષ ગમ્મતો મહીપતરામને ત્યા થતી પણ મહીપતરામ તેથી કોઇ દિવસ નાખુશ થયા નહોતા

મહીપતરામની બાહ્ય આકૃતિ આકર્ષક તો ન જ કહેવાય. શરીરના બાંધાએ એ ઠીંગણા. આખો નબળી ને ચુંધળી ચશ્મા પહેર્યા વિના વાચે તો છેક આખ આગળ કાગળ ચોપડી લાવી વાચે. એટલે નેત્રનો વ્યાધિ તો એમને ખરો જ. એ વ્યાધિ એમના સંતાનોમા થોડે અથવા ઘણે દરજ્જે ઉતરી આવેલો પણ ખરો.

હિમ પડયાથી વસ્તુ હિમાઇ જાય તેમ એમનુ શરીર હિમાયેલું ખેતર લણ્યા પછી તેમા સાંઠા ઊભા રહેલા દેખાય તેમ એમના માથાના વાળ પણ સાંઠા જેવા ઊભા ને બરછટ. યુવાનીમા તેમજ વિલાયત ગયા ત્યારે વરણાગીમા વાળ રાખેલા પણ મોટપણુમા તો એવા ટાપટીપવાળા વાળ જોવામા કદિ આવ્યા નથી. માથે ગરમી લાગતી હશે તેને લીધે કે બીજા કોઈ કારણને લીધે તે માથાના વાળ છેક ટુંકા કપાવી નાખતા હતા, ને તેથી શરીરની અનાકર્ષક આકૃતિમા વિશેષ વધારો થતો હતો. એમનો પહેરવેશ ઘણો સાદો ઘરમાથી બહાર ફરવા જાય ત્યારે પાટલૂન પહેરતા. તે પાટલૂનની કરચલીઓ ઘુટી આગળ વળેલી રહે એવડી તે મોટી. ડગલો પણ ઝભ્ભા જેવો. માથે પાઘડી પહેરતા તેનો દેખાવ ઇર્ષાખોર લોકોના શબ્દોમાં કહું તો તે ગોલા જેવી લાગતી. શરીરનો વર્ણ ઘઉંલો, ને આકૃતિ કંઇ વાદરા જેવી લોકોને લાગતી. વળી તે વિલાયત જઇ આવેલા હોવાથી લોકો એને વિલાયતી વાદરૂં એ ઉપનામે ઓળખતા. આવી બહારની અનાકર્ષક આકૃતિવાળો પુરુષ મોટપણુમા યાદગાર કાર્યો કરશે, આખા ગુજરાત કાઠિયાવાડની ભૂમિએ રમી રહેશે, કેળવણીખાતાની અપ્રતીમ સેવા બજાવશે, હિમ્મત રાખી વિદેશ-ગમન કરશે, ને લોકહિતના, સમાજના ચિરંજીવ કાર્યો કરશે એવું કોઇ ધારી શકે નહિ, પરંતુ એજ આકૃતિવાળા પુરૂષે એ સર્વ કામો કરી દેશવિદેશમા ખ્યાતિ મેળવી છે એટલું જ નહિ, પણ ગુજરાતના જીવનઈતિહાસમા એમણે કરેલા કામોને લીધે એમનું નામ હમેશને માટે નોંધાયેલું રહેશે એમણે એમનુ દુર્બલ શરીર સમાજસેવાને માટે, સંસારસુધારાને માટે, તથા ઇશ્વરભક્તિને માટે અર્પણ કરી દીધું હતું, એ એમના એ દિશાનાં કાર્યોથી આપણે સહજ કહી શકીએ છીએ

રૂપરામને ઘેર આ તારાનો ઉદય થયો ત્યારથી એ ઘરનો તેમજ સમાજનો પણ ઉદય થયો હતો એવું કહેવાની સ્થિતિમા આપણે છીએ.

---

# વિદ્યાભ્યાસ.



મહીપતરામની ઉમ્મર સાત વર્ષની થઇ એટલે તે હવે નિશાળે ભણવા બેસવાને માટે ઉમ્મર લાયક ગણાયા, ને તેથી વડીલોએ તેને નિશાળે ભણવા મૂક્યા. મહીપતરામે પોતાનો અભ્યાસ પૂરો કર્યો તે પછી એમણે અનેક પ્રકારની પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લીધો હતો, તેથી તે સમયની શિક્ષણપદ્ધતિ કેવી હશે અને નિશાળોમાં શિક્ષણ કેવા પ્રકારનું તથા કેવી રીતે અપાતું હશે, શાળાઓ કેવા પ્રકારની હશે તે વિષે કંઇક ચિત્ર આલેખવું અત્રે પ્રાપ્ત થાય છે.

મહીપતરામ જે નિશાળે ભણવા બેઠા હતા તે નિશાળ ગામઠી કહેવાતી હતી. એ ગામઠી નિશાળોના મહેતાજીઓ ઘણું ખરૂં બ્રાહ્મણો હતા. નિશાળમાં ભણવાની ફી નહોતી. મહેનતાણું જેવું નામ આપીએ તો વાર તહેવારે, વારપર્વે, વૈધૃત વ્યતિપાતે, પૂર્ણિમા અમાવાસ્યે અને એકાદશીએ મહેતાજીને દાણો, પંચભાગ વગેરે લોકની ઇચ્છાનુસાર મળતો એજ મહેતાજીનું મહેનતાણું હતું ને તેટલેથી મહેતાજી સંતોષ માનતા. નિશાળનો વખત થતો એટલે મહેતાજી હાથમાં દંડૂકો રાખી મહોલ્લે મહોલ્લે ફરતા ને પોતાના પ્રત્યેક વિદ્યાર્થીનું નામ ઉંચે સ્વરે બોલી 'આવ્યો કે' એવી હાકલ મારતા. એ હાકલ જ બાપડા બાળવયના નિશાળિયાના હાંજા ગગડાવી નાખતી. નિશાળિયા આંખો ચોળતા, કંઇના હાથમાં પાટીયાપાટી પકડી ઘેરેઘેરથી બહાર આવતા, ચકલે ભેગા થતા ને એ ટોળાને મહેતાજી નિશાળ તરફ હાંકી લઇ જતા. મહીપતરામના સમયની ગામઠી નિશાળના આ શિક્ષાગુરુ કે મહેતાજી.

મહીપતરામ ગામઠી નિશાળે અભ્યાસ કરવા બેઠા તે છીપવાડની

કે ગોપીપુરાની નારણ મહેતાને નામે મશહૂર થયેલી નિશાળે બેઠા તે હું કહી શકતો નથી. તોપણ ગામની નિશાળ કહી એટલે એ નામે ઓળખાતી બધી નિશાળો લગભગ એક સરખી જ. શિક્ષણ પણ બધે એક સરખુંજ. એટલે છોકરાઓ જે નિશાળ પોતાના ઘરની નજીક હોય ત્યા ભણવા જતા. મહીપતરામના ઘરની નજીકમા છીપવાડની નિશાળ હતી, પરંતુ ગોપીપુરાની નારણ મહેતાની નિશાળ વધારે પંકાયેલી તેથી એ પોતે એ નિશાળે બેઠા કે બીજી તે સ્મરણ બહાર છે; તોપણ એમના મહાપ્યાયી નારણ મહેતાની નિશાળે બેઠેલા હતા તે ઉપરથી એ પણ એજ નિશાળે બેઠા હશે એવું અનુમાન બાધ્યું છુ.

નિશાળોના મકાન તથા તેમા અપાતુ શિક્ષણ એ પણ જોવા જેવું હતું, એટલે એનું ચિત્ર પણ આલેખવું યોગ્ય જણાય છે. મહેતાજીના બાયનળિયાનો એક ઓરડો એ મહેતાજીની નિશાળ નિશાળિયા જોઇએ તો કેટલાક હાકેલા ને કેટલાક ઉઘાડા. કપડુ કોઇએ પહેર્યું હોય તો તે ગળાથી ઘુટણ સુધી પહોચની અગરખી. અગરખી અગનુ રક્ષણ તો ભાગ્યે જ કરતી હશે, પણ તેની બે કડો ઉડે ત્યારે તેને દિગંબર દેખાડે તો ખરી. તો પણ ગોપીપુરની સાધારણ વસતિ ઉચ્ચ અને સગ્કારી એટલે ગૃહસ્થના બાળકો ઠીકઠાક કપડા પહેરી નિશાળે જતા. નિશાળ આડે દહાડે તો જોવા જેવી. તેમા ખાડાખાબોચિયાની તો ગણત્રી જ નહિ માત્ર અમાવાસ્યાને દિવસે ગુરુપત્ની તેને લીંપીગૂપી, માટે ઓકળી પાડી જમાનને રચની બનાવની નિશાળિયાને બેસવાનુ ભય ઉપર કોઇ સાગ ગૃહસ્થનો છોકરો હોય તો તે પોતાની સાથે સાદડીનો કકડો કે પથરણુ બેસવાને માટે ઘેરથી લેતો આવે. કોઇ અમલદારનો દીકરો હોય તો તે મહેતાજીની ગોઠે બેસે. મહેતાજીની બેઠક ઉચી બેતણી ઉપર ન હાથમાં છોકરાઓને રમાવવા ગખવામા આવતી નેતરની સોટી.

મહેતાજીનો ધારો તો બાળક છોકરાને કંપાવે એવો. એ ધાટાથી વખતે જમીન ભીની ન થાય તો તે નશીબદાર. ભણવામા મુખ્ય વસ્તુ આક, આકના પલાખા, મોઢાના હિસાબ, ગણિત અને વાચન હસ્તાક્ષર સુધારવાને ઘુટવાના દોપિસ્તા. આકમા બધા પાડાઓ, પાયા, અર્ધા, પોણા, દોઢા, અઢિયા, ઉઠા ને અગિયારી વગેરેનો મુખપાઠ, બારાક્ષરીના શિક્ષણની પદ્ધતિ કંઇક વિરલ અનાદિ કાળથી ચાલી આવેલી એ પદ્ધતિમા સમયાનુસાર ફેરફાર કરવાની સમજ કે હિમ્મત મહેતાજીની નહિ

સત્તરમી સદીમા થઇ ગયેલા ગુજરાતના કવિ નાકરે ચદ્રહાસ આખ્યાન લખ્યુ હતુ તેમા ચદ્રહાસના ગુરુએ એને જે દમની બારાક્ષરી શીખવી હતી તેને કંઇક અંશે મળતી બારાક્ષરી મહીપત રામના સમયમા પણ શિક્ષાગુરુઓ શીખવતા હતા એટલુ જ બસ નથી મહીપતરામ પછી કેટલે વર્ષે લેખક પણ ગામડી નિશાળે ભણવા બેઠો હતો તેણે પણ એજ પદ્ધતિ પ્રમાણે બારાક્ષરી શીખી હતી આ ઉપરથી સહજ સમજાશે કે, શિક્ષણની બાબતમા જૂના કાળથી જે ધરડ ઘસાઇ ઘસાઇને ખોદાઇ રહી હતી તે જ ચરડ અનુસરાતી હતી એ બારાક્ષરીનો મુખપાઠ નીચે પ્રમાણે લેવાતો હતો

કકકો કેવેલો; ખખ્ખો ખાજેલો, ગગ્ગા ગોરી ગાય વિયાય, ઘઘ્ઘે ઘુણસ માર્યું જાય, નન્નો આવે દુમેલો, ચચ્ચાની ચોપડી, છછ્છા વદ્યા પોટલો, જજ્જે જેર વાણીઓ, ઝઝ્ઝા રાણી શેરીકોટ, નન્નો ખાડો ચદરમા, ટટ્ટા પોળી ખાડે ખુટ, ઠઠ્ઠે ગયુ ગાડુ, ડડ્ડા રાવણ શેરી કોટ, ઢઢ્ઢા શરવણ પુઠે, તત્તુ બોલે કાનૈયા, થથ્થા બાસક વાવલે, દદ્દા રાવણ દીવેગીયો, ધન ધન ધોળિયો, નન્નો પટેલીઓ, પપ્પા પોળી પાટે, ફફ્ફે ફગનુ જોતુ જાય, બબ્બામાનુ ચાદરણુ, ભભ્ભે ભેર ભાજી, મમ્મે પાળ બાધી વગેરે વગેરે

આ ઉપરાત નીતિના શિક્ષણ પ્રતિ મહેતાજીનુ લક્ષ હતુ

ખરું. નીતિના પાઠમાં એવો મુખપાઠ લેવામાં આવતો હતો કે સવારના પહોરમાં વહેલા ઉઠવું જી, દાતણ પાણી કરવું જી, નાહી ધોઈ માબાપને પગે લાગવું જી, કકડો કોર ખાવું જી, નિશાળે ભણવા જાવું જી, ગુરુની આજ્ઞા માનવીજી, બેસ કહે તો બેસવું જી, ઉઠ કહે તો ઉઠવું જી, વગેરે વગેરે

શાળામાં તથા ઘરે દોપિસ્તા ઘુંટવાની ટેવથી તે સમયના ઘણા લોકો સારા લહીઆ થયા હતા તેમના હસ્તાક્ષરની મરોડ, મોતીના દાણા જેવા અક્ષરો, એ બધું એવું સરસ હતું કે તેને લીધે તેઓ પ્રસિદ્ધિને પામ્યા છે એ સમયમાં છાપખાનાનો અભાવ હતો, એટલે લોકો એવા સારા લહીઆ પાસે જ પુસ્તકો લખાવતા એ જમાનામાં લખાયેલી પોથીઓના અક્ષરો આજે આપણા જોવામાં આવ્યાથી તે સમયની સ્થિતિનો આપણને સહજ ખ્યાલ આવી શકે છે કેળવણીખાતામાં શિક્ષક ગુરુની યશસ્વી પદવી મેળવનાર મહીપતરામનો વિદ્યારંભ આવા પ્રકારનો હતો.

ગુજરાતી બાળકેળવણી પૂરી કર્યા પછી મહીપતરામ વિશેષ અભ્યાસ કરવાને માટે ગુજરાતી નિશાળમાં દાખલ થયા એ સમયમાં સુરતમાં અંગ્રેજ સરકાર તરફથી બે નિશાળો સ્થાપવામાં આવી હતી, એક ગોપીપુરામાં ને બીજી હરિપુરામાં ગોપીપુરાની નિશાળના મુખ્ય ગુરુ પ્રાણશંકર મહેતાજી ને હરિપુરાની નિશાળના મુખ્ય ગુરુ દુર્ગારામ મહેતાજી બન્ને વિદ્યાગુરુઓ વચ્ચે શિક્ષણની બાબતમાં સ્પર્ધા ચાલતી હતી બન્ને વિદ્યાગુરુઓ પોતપોતાના કાર્યમાં પ્રવીણ હતા. પ્રાણશંકર મહેતાજીને સાહિત્યાદિનો શોખ હતો ને દુર્ગારામ મહેતાજીને ગણિત, ખગોળ, ભૂગોળ, વિજ્ઞાન આદિનો શોખ હતો એથી કરીને પ્રાણશંકરની નિશાળના વિદ્યાર્થીઓએ સાહિત્યાદિ વિષયોમાં પ્રવીણતા મેળવી ને દુર્ગારામ મહેતાજીના વિદ્યાર્થીઓ ગણિતાદિ વિષયોને માટે પ્રસિદ્ધ થયા. મહીપતરામ

પ્રાણશંકરની નિશાળમા ભણવા દાખલ થયા હતા એટલે સ્વાભાવિક રીતે એના મનનું વળણુ સાહિત્ય પ્રતિ વળ્યું ને એ વિષયના બીજ એમના હૃદયમા રોપાયા ને સમય જતે તેમાથી વૃક્ષ ઉત્પન્ન થઇ તેના પર સુદર યાદગાર ને યશસ્વી ફળ બેઠા.

મહીપતરામ પ્રાણશંકરની નિશાળે ભણતા હતા એટલે એ તેમના શિષ્ય હતા ખરા, પરંતુ દુર્ગારામ મહેતાજીની સાસારિક, ધાર્મિક, સામાજિક પ્રવૃત્તિ તરફ તથા તેમના ભાષણો પ્રતિ એમનું લક્ષ હમેશા દોરાતું હતું. એ સમાજસુધારક કેવી રીતે સમાજના સુધારાનું કાર્ય કરતા હતા તે પ્રતિ મહીપતરામ દૂર ઊભા રહ્યા રહ્યા દૃષ્ટિ ફેંકતા હતા. સસારસુધારા, સમાજસુધારા વગેરે બાબતોના બીજ મહીપતરામના હૃદય ઉપર આ પ્રમાણે જાણ્યે અજાણ્યે આટલી કાચી ઉમ્મરમા રોપાતા જતા હતા

ગુજરાતી કેળવણી પૂરી થયા પછી અગ્રેજી કેળવણી લઇ પોતાનો અભ્યાસ આગળ વધારવાનો વિચાર મહીપતરામને થયો. સુરતમા અગ્રેજોના પગલા ઘણા વહેલા એટલે સત્તરમી સદીમા થયા હતા, પરંતુ તેમના એ પગલા માત્ર વેપાર અર્થે જ હતા. એ વખતે સુરતમા મુગલાઇ રાજ્ય હતુ. મુગલાઇ પછી સુરત નવાબની હકુમત તળે આવ્યુ. એ સમયમા કેળવણીખાતું એવી કોઇ સસ્થા ન હતી. લોકો કેળવણી લેતા ન હતા એવું કંઇ નહોતું, પરતુ વાચતા લખતા આવડયું તથા નામુ માડતા શીખ્યા એટલે કેળવણી મળી એવુ લોકો માનતા હતા. લોકોની દૃષ્ટિ વેપારવણુજ અર્થે વિશેષ હતી, તોપણુ ગજકાજની ધુરા, તેના દાવપેચ, તેને અગે લખાણુની ઇમારત એ બધુ તો સુરતની વસતિમા નાગર કાયસ્થ ને પારસીને માથે હતુ. નાગરનો પેશો તો કલમ, કડછી ને બરછી એ જ ઘણા કાળથી ઉત્તરોત્તર ચાલી આવતો હતો, તેથી નાગરોનું ચિત્ત રાજકાજમા પરોવાયેલુ રહેતુ. તેમને પોતાનું તથા

પોતાના કુટુંબનું ભરણપોષણ કરવાનું હોવાથી તેઓ મુખ્યત્વે કરીને રાજ્યની નોકરી કરતા ને મોટા જવાબદાર હોદ્દા ભોગવતા. એથી કરીને તેમને તે સમયની રાજભાષા ફારસીનો અભ્યાસ કરવાની જરૂર રહેતી, એટલું જ નહિ પણ સાથે સાથે અન્ય ભાષાઓનો પણ અભ્યાસ તેમને કરવો પડતો. જે સમયમાં જેનો અમલ અથવા જેનું રાજ્ય તે સમયે જે રાજભાષા હોય તેનું અધ્યયન એ સૂત્રાનુસાર મુગલાઇ અને નવાબી રાજ્ય દરમિયાન લોકો ફારસી ને ઉર્દુ ભાષાનો અભ્યાસ કરતા એટલું જ નહિ, પણ તેમા તેઓ એટલી બધી પ્રવીણતા મેળવતા કે સમય આવે ખુદ મુસલમાન મુનશીને પણ પાણી ભરાવતા. એ ભાષા ઉપર તેમનો કાબુ એવો સરસ હતો કે અટપટી ઇબારતનો અર્થ કરવામા તેઓ મુનશીની સાથે ટક્કર ઝીલતા. આથી કેટલાકને મુનશીનું પદ પ્રાપ્ત થયું હતું. એમના કુટુંબીઓ આજે પણ મુનશીના અવટંકથી ઓળખાય છે. મને પોતાને યાદ છે કે મારા માતામહ તથા પિતામહ બન્નેને ઘણું સારૂં ફારસી ભાષાનું જ્ઞાન હતું તેમને અંગ્રેજી આવડતું ન હતું, પણ અંગ્રેજ સરકારની તે બન્ને નોકરી કરતા હતા.

મહીપતરામના સમયમા મુગલાઇ નવાબી ગઇ હતી. એ વખતે તો અંગ્રેજ લોકના વાજા વાગતા હતા, તથાપિ રાજભાષા તરીકે થોડો સમય ફારસી ને ઉર્દુ ચાલતી હતી. તેમા ધીમે ધીમે અંગ્રેજી ભાષા દાખલ કરવાનો પ્રયત્ન થતો હતો. અંગ્રેજ સરકારે પદ્ધતિસરની કેળવણીનો આરંભ સને ૧૮૨૬ મા બે ગુજરાતી શાળાઓ ઉઘાડીને કર્યો તે પછી સોળ વર્ષે એટલે કે સને ૧૮૪૨ મા અંગ્રેજી શાળા સ્થપાઇ. આથી મહીપતરામ તેર ચૌદ વર્ષના થયા તે વખતે અંગ્રેજી ભાષાનો અભ્યાસ કરવાને માટે સાધન તૈયાર હતું. સાધનનો લાભ લઇ તેનો બરાબર ઉપયોગ કરવો એવો એના મનનો દૃઢ નિશ્ચય હતો. પરંતુ નગર જ્ઞાતિના વોરદ

પુરુષોનો એ ભાષા ભણવા વિરુદ્ધ દઢાગ્રહ એ વૃદ્ધો મનમા તો સારી પેઠે સમજતા હતા, કે આપણે નાગરોથી વેપાર થઈ શકવાનો નથી, એટલે નોકરી કર્યા વિના બીજો રસ્તો આપણને નથી, તથાપિ બહારથી એ ભાષા ભણવા પ્રતિ નિરોધ દર્શાવતા, ને કહેતા કે અગ્રેજી ભાષા તો મ્લેચ્છની ભાષા-યાવની ભાષા એ ભાષા ભણવાથી ધર્મભ્રષ્ટ થવાય, વટલાઇ જવાય વગેરે વગેરે પોતાના વિચારને મળતા આવતા વાક્યો કહેવામા આવતા યાવની શબ્દનો કર્ણને સ્પર્શ થયો હોય અથવા ભૂલેચૂકે એનો ઉચ્ચાર થઇ ગયો હોય તો સચૈલસ્નાન કરવુ પડે એવુ મતવ્ય તેમનુ હતુ જૂના વિચારના કેટલાક માબાપો તો પોતાના બાળકોને યાવની શબ્દના ઉચ્ચારથી પોતાનુ ચાલે તો નવડાવે પણ ખરા વૃદ્ધોને આ પ્રમાણે બોલવાનુ કારણ પણ મળ્યુ હતુ સુરતમા અગ્રેજી નિશાળ સરકાર તરફથી સ્થપાઇ હતી, તેમ અગ્રેજ પાદરીઓએ પણ નિશાળ સ્થાપી હતી તેમા પણ છોકરાઓ ભણવા જતા હતા પાદરીની શાળામા અગ્રેજીના અભ્યાસની સાથે અગ્રેજી ધર્મપુસ્તક બાઇબલનો પણ અભ્યાસ છોકરાઓને કરવો પડતો હતો પાદરીઓનુ ધ્યેય વિદ્યાર્થીઓને એ ભાષાનુ જ્ઞાન આપવા કરતા તેમને વટલાવી ખ્રિસ્તી બનાવવા તરફ વિશેષ હતુ એવી માન્યતા લોકોની હતી સુરતમા મોટગોમરી નામનો પાદરી હતો, તેણે એક નવરોજજી પારેખ નામના પારસી યુવકને વટલાવી ખ્રિસ્તી ધર્મમા દાખલ કર્યો હતો આ બનાવથી આખા સુરત શહેરમા ભારે હોહા થઇ હતી ને ઠેરઠેર એ જ બાબતની ચર્ચા ચાલી રહી હતી ખુદ પારસી કોમમા પણ ખળભળાટ મચી રહ્યો હતો. આવા દાખલા બને ત્યારે કયા મા બાપની હિમ્મત પોતાના બાળકને અગ્રેજી ભાષા ભણાવવા તરફ ચાલે ? આ બનાવથી લોકોની શ્રદ્ધા અગ્રેજી ભણાવવા ઉપરથી તદ્દન ઉઠી ગઇ નિશાળ ખાલી થઇ ગઇ, ને સખ્યા પણ ઘટી ગઇ.

આની અસર સરકારી નિશાળમાં પણ થઈ પણ એ શાળાનો મુખ્ય શિક્ષક ( હેડમાસ્તર ) ગ્રીન સાહેબ હતો એ ઘણો ડાહ્યો તથા સમય વિચારીને ચાલનારો હતો. એણે તરત જ મોંટગોમરીના કૃત્ય વિરુદ્ધ ભાષણો આપવા શરૂ કર્યાં, તથા છાપાઓમાં લખાણો પ્રસિદ્ધ કર્યાં, એટલુંજ નહિ પણ સંસાર ને સમાજસુધારક દુર્ગારામ મહેતાજીની મદદથી એ નવરોજજી પારેખને પાછો સ્વધર્મમાં દાખલ કરાવ્યો. આ થી લોકોના મન પાછાં ફેરવાયાં અને તેમની શ્રદ્ધા પાછી બેઠી ખરી, પણ તે લૂલી અને પાંગળી એવું હતું છતાં પણ જે લોકોની આજીવિકા નોકરી ચાકરી ઉપર જ રહી હતી તેમના હૃદયના વિચારો તો બાળકોને એ ભાષા ભણાવ્યા વિના છૂટકો નથી એવા હતા. સુરતમાં એ વખતે ડાહ્યા અને વિચારવંત પુરુષો હતા. વૃદ્ધ ધર્મચુસ્ત હતા તથાપિ બાળકોના શ્રેયનો તેમને વિચાર હતો.

એ સમયમાં સુરતમાં વડનગરા નાગર જ્ઞાતિમાં વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ ને ધર્મચુસ્ત ગૃહસ્થ તાપીપ્રસાદ દેસાઈ હતા. એમણે પણ સમય બલવાન છે એમ માની, દીર્ઘદૃષ્ટિ રાખી, અંગ્રેજી ભાષા ગજબ પા ડ માટે તે ભણવી જ જોઈએ એવો અભિપ્રાય આપી પોતાના ત્રણ પુત્ર વીરપ્રસાદ, મણિધરપ્રસાદ અને મહાદેવપ્રસાદને અંગ્રેજી ભણવાને માટે નિશાળે મોકલ્યા બંધનનું બારણું ઉઘડ્યું દેસાઈજીએ પહેલ કરી, ને રસ્તો મોકળો કરી આપ્યો એટલે હવે કોઈને એ યાવની ભાષા ભણવાનો અંતરાય રહ્યો નહિ એવું બોલતા નાગરો એ પોતપોતાના બાળકોને અંગ્રેજી નિશાળે મૂક્યા પરંતુ એ પહેલાં તો કેટલાક માબાપોએ તો પોતપોતાના બાળકોને અંગ્રેજીનો અભ્યાસ કરવાને માટે રજા આપી હતી, ને તે અંગ્રેજી ભણતા પણ હતા.

મહીપતરામ અંગ્રેજી ભણવાને નિશાળે બેઠા, તે સમયે એ

નિશાળના મુખ્ય શિક્ષક હેન્રી ગ્રીન સાહેબ હતા એમના મદદગાર શિક્ષક ( આસિસ્ટંટ માસ્તર ) દાદોબા પાડુરંગ હતા એ વ્યક્તિના સમાગમમા આવ્યાથી મહીપતરામ ઉપર જુદા જ પ્રકારના સંસ્કાર પડ્યા હતા દાદોબા પાડુરંગ દુર્ગારામ મહેતાજીના મિત્ર થતા હતા મહીપતરામે પોતે દુર્ગારામ મહેતાજીના જીવનચરિત્રની પ્રસ્તાવનામા લખ્યુ છે કે " સને ૧૮૪૨ મા એટલે સંવત ૧૮૯૮ મા સરકારે સુરતમા ઇંગ્રેજી સ્કૂલ સ્થાપી, અને તેના હેડમાસ્તરની જગ્યા દાદોબા પાડુરંગને આપી એ પુરુષ વિદ્વાન અને સદ્વિચારી હતા દુર્ગારામનું તેમની જોડે ઓળખાણ થતા બેહુની મળતી રાશ આવી. ઇંગ્રેજી જાણ્યા વિના અને ઇંગ્રેજી ભણેલાની સોબત વગર દુર્ગારામના સુધરેલા વિચાર જાણી દાદોબા સાનંદાશ્ચર્ય પામ્યા હશે દુર્ગારામને સુધારાના કામમા જોઇએ તેવો સગાથ મળ્યો હવે સુધારો કરવાની ઇચ્છા રાખનારા સત્પુરુષોની ટોળી થઇ એ બેની જોડે બીજાઓ ભળ્યા. એ ટોળીમા જે પાચ મુખ્ય નર હતા તેઓના નામનો પહેલો અક્ષર દ હોવાથી પાચ દદ્દાની મંડળી કહેવાતી દાદોબા, દુર્ગારામ, દલપતરામ માસ્તર, દામોદરદાસ અને દીનમણીશંકર શાસ્ત્રી એ પાંચ દદ્દામા હતા. એ સજ્જનોએ પ્રથમ પુસ્તકપ્રસારક મંડળી સ્થાપી ગ્રંથો છાપવાને શિલાછાપ યંત્ર મુંબઇથી આણ્યો "

એ સમયે મહીપતરામની ઉમ્મર ચૌદ પંદર વર્ષની હતી દાદોબા અને દુર્ગારામ મહેતાજી એ બન્નેના પ્રયાસથી સુરતમા ' માનવધર્મ સભા 'ની સ્થાપના થઇ દુર્ગારામ મહેતાજી એ સભાના દફતરદાર હતા એ સભાનો મુખ્ય ઉદ્દેશ સમાજના તથા સંસારના સુધારા પ્રત્યે ભાષણો આપી લોકોનુ અજ્ઞાન તથા તેમનો વહેમ દૂર કરવાનો હતો મહીપતરામ પોતે કહે છે કે " મારી ઉમ્મર એ વેળા ૧૪ વરસની હતી તોપણ હુ માનવધર્મ સભામા વખતે જતો ત્યાના ભાષણોમા થોડી સમજ પડતી તોપણ મનોરંજક લાગતા દરિયા

મહેતાથી દાદુભાના ઘર વગી જતાં કેટલાક માણસોએ મહેતાજી ઉપર હુમલો કર્યો, તે મેં નજરે જોયો હતો. મહેતાજીના બચાવ કરવાને એક વસ્ત્ર પાગ્મી તેની પાછળ ચાલતો હતો અને પાછો ફરી હુમલો કરનારાને દૂર કરતો હતો. તે વેળા હું બાજુએ ચાલતો હતો એટલું મને સાંભરે છે. મારું હૃદય એ વેળા મહેતાજીના પક્ષમાં હતું. મારું મન તેની ભણી ખેંચાતું અને તેની નિંદા સાંભળી હું નાખુશ થતો." સુધારાનો ઝુંડો ધરી મોખરે ચાલનારની કેવી સ્થિતિ હોય છે તેનો ચિતાર તથા અનુભવ મહીપતરામને ચૌદ વર્ષની કાચી વયમાં મળ્યા. આ બનાવે એના મન ઉપર ઊંડી છાપ પાડેલી હોવી જોઈએ. દેશાચાર, લોકાચાર, રૂઢીવ્યવહાર વિરુદ્ધ કામ કરનારને ઘણું ભોગવવાનું હોય છે, ઘણું સહન કરવાનું હોય છે, તોપણ તે માથે પોતે આરંભેલું કાર્ય નીડરપણે, આગ્રહપૂર્વક ચલાવે રાખવું જોઈએ એવું કંઈક મહીપતરામના મનમાં આવ્યું હશે. હજી તો મહીપતરામની બાલ્યાવસ્થા હતી. તેમનું વિદ્યાર્થીજીવન ચાલતું હતું. એટલું તો સ્પષ્ટ છે, કે બાલવયમાં મગજ ઉપર પડેલા સંસ્કારો પુખ્ત વયે સુદૃઢ થાય છે. નાનપણમાં જે હિમ્મત હોતી નથી તે મોટપણે દેખાવ દે છે ને માણસ નીડર બને છે. મહીપતરામ વખતોવખત કહેતા કે આબરૂ ને જોખમ એ બે સાથે સાથે જ રહેતાં હોય છે. આબરૂ કમાવવી હોય તો માથે જોખમ પણ ખેડવું પડે, ધક્કા ખાવા પડે, માર ખાવો પડે ને દાડકા પણ ભાગે એ બધું છતાં પણ 'યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે' એ કવિ નર્મદાશંકરનું સૂત્ર મનમાં રાખી મનુષ્યનું કર્તવ્ય તો આગળ વધ્યાજ જવાનું હોય છે. લોકો નિંદા કરે આરંભેલ કાર્યમાં વિક્ષેપ નાખે તોપણ જે કાર્યો લોકોના કલ્યાણને અર્થે કરવામાં આવતાં હોય છે તેમાં પછી પાની કીધા વિના સર્વેએ મચ્યા જ રહેવાનું હોય છે. લોકો અજ્ઞાન છે એમનું અજ્ઞાનપણું દૂર કરવાનો

આપણો ધર્મ છે. જે પોતાનો ધર્મ સમજી સદ્બુદ્ધિથી કાર્ય કરે છે તેનો હમેશા વિજય થાય છે. મહીપતરામનું હજી સુધી વિદ્યાર્થીજીવન હતું, છતા તેમનું મંતવ્ય એવા પ્રકારનું હતું.

અગ્રેજી શાળાની અંદર મહીપતરામના સહાધ્યાયી નંદશંકર તુળજાશંકર માસ્તર તથા એદલજી મંનછભાઇ મોદી આદિ અનેક વિદ્યાર્થીઓ હતા. મહીપતરામને નંદશંકરની સાથે મૈત્રી બંધાઇ હતી. મહીપતરામના જ્ઞાતિસુધારાના તથા સમાજસુધારાના વિચારોને નંદશંકર તરફથી અનુમોદન મળતુ હતું. નંદશંકર પોતે ઠાવકા, થોડા બોલા, મૃદમા હમવાવાળા, મીઠી મસ્કરી કરનારા, લાગ આવે તળિયેથી ઉતરેડ ગબડાવી નાખે એવા બાહોશ, ચતૂર અને હોશિયાર વીર પુરુષ હતા. નંદશંકર મહીપતરામ વિષે કહેતા કે " મહીપતરામ એટલાજ ગરબડિયા, કામ બધું સટરપટર પણ એમના ભગજમાં બધું ચોકસ. આગ્રહી સ્વભાવ તો ત્યારનો જ પ્રકટ થયેલો. તે પ્રેમાળ, સાલસ અને સાદા હતા. છેલ્લ લગી મારા મિત્ર રહેલા."

મહીપતરામ અંગ્રેજી ભણતા હતા તે વખતે ગુજરાતના ત્રણ નન્નાને નામે જાણીતા નરવીરો નંદશંકર તુળજાશંકર, નર્મદાશંકર લાલશંકર કવિ, નવલરામ લક્ષ્મીરામ પંડયા વગેરે આગળ પાછળ અંગ્રેજીનો અભ્યાસ કરતા હતા. એ વખતે શિક્ષણની પદ્ધતિ કેવા પ્રકારની હતી તે વિષે નવલરામે કવિ નર્મદાશંકરના જીવનવૃત્તાતમા ઇશારો કર્યો છે તે અત્રે લેવો યોગ્ય લાગે છે. કારણ એથી તે સમયે શિક્ષણ કેવું અપાતું હતુ તેનું તાદૃશ્ય ચિત્ર આપણને મળે છે નવલરામ કહે છે કે, " અગ્રેજી સ્કૂલોમા પાચ વર્ષ ભણ્યા પછી જે જ્ઞાન મળતું, તે હાલના માટ્રિક્યુલેટેડના જેટલુ કુલ સર્વાંશે ગણાય, પણ એ બે જ્ઞાનની જાતિમા બહુ ફેર છે. હાલ સામાન્ય જ્ઞાન અને વ્યવહારોપયોગી કેળવણી વધારે મળે છે. તે વેળા કરતા

એવા જોઇએ. બીજુ, તે વેળા ઉપલા વર્ગ સિવાય ગુજરાતીનો ઇંગ્રેજીમા તર્જુમો કરાવતા નહિ, પણ ઇંગ્રેજીનુ ગુજરાતીમા શબ્દશ ભાષાતર કરાવવા ઉપર જ મુખ્ય લક્ષ રહેતુ. આ કારણથી અગ્રેજી ભાષા સમજવાની શક્તિ સારી આવતી–સરકે હાલ કરતા કાઇક વધારે–પણ તે બોલવા લખવાનુ સામર્થ્ય હાલ કરતા થોડુ

ઇંગ્રેજી કે ગુજરાતી તે સમયની કેળવણી વિષે આ વાત પણ નોધવા જોગ છે એ બને વાચનમાળાઓ સામાન્ય કે વ્યવહારી જ્ઞાનથી રહિત, પણ ધર્મનીતિબોધક વાત્તા કે વિવેચનોથી ભરપૂર હોવાને લીધે બાળકોની ઉચ્ચ લાગણીઓ બહુ કેળવાતી, અને તે ધર્મ, નીતિ તથા દેશસુધારાના ઉત્સાહી થઇ નીકળતા "

મહીપતરામે આવા સજોગો વચ્ચે અગ્રેજીનો અભ્યાસ પૂરો કર્યો. સુરતમા એથી વિશેષ અભ્યાસ કરવાનુ સાધન તે સમયે ન હતુ. મહીપતરામને અગ્રેજીનો અભ્યાસ પૂરો કર્યા પછી મુબાઇ જઇ 'આર્ટ મેડિકલ કૉલેજ'મા દાખલ થઇ વૈદકનો અભ્યાસ કરવાની ઇચ્છા હતી પરતુ એ તેમની ઇચ્છા ફળિભૂત થઇ નહિ એના કારણો ઘણા હશે. પરતુ પોતાની દુર્બળ સ્થિતિ તથા દાકતરી અભ્યાસ પ્રતિ ન્યાતજાતનો વિરોધ એ તો મુખ્ય હશે. મહીપતરામ ન્યાતજાતના વિરોધથી ડરે એવા નહિ હતા, તો પણ બીજા કોઇ સબળ કારણને લીધે એમનો ઉપલો વિચાર પાર પડી શકયો નહિ, ને એમને નોકરી સ્વીકારવી પડી એ નોકરી નિશાળના વડા વદ્યાર્થી કે 'મોનિટર'ની હતી પગાર મહિને ચાર રૂપિયાનો હતો પરતુ થોડો સમય વીત્યા બાદ માસિક ચૌદ રૂપિયાના પગારવાળી આસિસ્ટટ માસ્તરની જગ્યા ઉપર એમને નીમવામા આવ્યા ચૌદ રૂપિયાની નોકરી મળ્યાથી ખુશી થવા જેવુ તો આજની દૃષ્ટિએ ન કહેવાય એથી કોઇને આનદ પણ ન થાય, ને એમજ કહેવાય કે આખરે ચૌદ રૂપિયા જ કેની ! પરતુ આજે જેટલી મોઘવારી છે તેટલી

મોધવારી મો વધે ઉપર નહોતી ને વખતે ચૌદ રૂપિયાને પગાર સારો પગાર ગણાતો હતો. ઘણા ભાગ આસિસ્ટન્ટ માસ્તરોના પગાર એટલા જ ટકા હતા વળી એવો સારો પગાર વિદ્વાન, હોશિયાર ને ચાલાક શખ્સોને જ આપવામા આવતો હતો ને તેવા માણસોને પણ સમજવી પટાવીને સરકાર મહા પ્રયાસે મેળવતી હુકમા આવા પગારવાળી નેકરી માનદ ને મોભ્ભાદાર ગણાતી તેમા માન આબરૂ મનાતા એથી મહીપતરામને પગાર ઘણો થોડો અનેવ ય નહિ

આજની મોધવારી જોતા પગારની એટલી નાની રકમમા ખાવુ, પીવુ, ઓઢવુ ને બચાવવુ શુ ? એ નામા પોતાનુ તથા કુટુમ્બનુ ભરણપોષણ કેવી રીતે કરવુ ? એવો વિચાર કોઇને પણ આવે પણ તે સમયમા સોઘવારી ઘણી જ એક રૂપીયાનુ દશ શેર બાર શેર ઘી તેલ તો પાણીના મૂલ્યે મળે. દાણોદુણી અને જ વગેરે મસાલા શાકભાજી ને મરીમસાલો તો પૈસા એકમા પુષ્કળ આવે આવી જ્યા સોઘવારી હોય ત્યા ચૌદ રૂપિયાના પગારમા અધોઅર્ધ ખર્ચી, અર્ધું બચાવવુ એ જરા પણ મુશ્કેલ ન હતુ એ વિચારે ને એ ધોરણે મહીપતરામે તેમના પગારમાથી ખર્ચ નિભાવી થોડ઼ ઘણુ બચાવી ને તેને આધારે તેમણે અભ્યાસ કરવાને મુબાઇ જવુ એવો દઢ નિશ્ચય કર્યો ને તેમ કરવાને તેઓ શક્તિમાન પણ થયા. થોડો સમય તેમણે માસ્તરગીરી કરી, પરતુ એ માસ્તરગીરી દરમિયાન એમનો ધાધલીઓ, ગરબડીઓ, વ્યવસાયી અને ચચળ સ્વભાવ છૂપો રહી શક્યો નહિ. અન્તમા તે સમયે પરહેજગાર મડળી નીમાઇ હતી, ને તેની તરફથી પરહેજગાર પત્ર નીકળતુ હતુ એ પત્રના તત્રી (એડીટર) મહીપતરામ નીમાયા. આ પ્રમાણે વીસ બાવીસ વર્ષની ઉમ્મરમા પત્રના અધિપતિની એખમભરેલી ધુસરી એમણે પોતાની ગરદને નાખી એમના અધિપતિજીવનનો આ રીતે આરભ થયો, ને તેમા આગળ જતા વિકાસ થયો

મહીપતરામે મહેનતમજૂરી કરી કંઇક પૈસો ભેગો કર્યો ને તે પછી તે સને ૧૮૫૨ મા મુંબાઇ જઇ ' એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટ ' નામે ઓળખાતી સંસ્થામા અભ્યાસ કરવાને દાખલ થયા એ સસ્થાના પ્રિન્સિપાલ દા હાર્કનેસ હતા એમને દુર્ગારામ મહેતાજીની સાથે સારૂ ઓળખાણ હતુ, તેથી મહીપતરામ મુંબાઇ ગયા ત્યારે તેણે એમને માહેસ ઉપર ભલામણની ચીઠ્ઠી લખી આપી હતી, એટલુ જ નહિ, પણ તેની સાથે મહીપતરામનુ ઓળખાણ પણ તેણે કરાવી આપ્યુ હતુ. દાકતર હાર્કનેસે મહીપતરામને 'એલ્ફિન્સ્ટન સ્કૂલ ' મા ૫૬૨ રૂપિયાના પગારની નોકરી આપી એક બાજુએ નોકરી ને બીજી બાજુએ વિદ્યાભ્યાસ એ સ્થિતિ મહીપતરામની હતી એમણે એ બન્ને કાર્યો ઉમગથી કર્યા, ને એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટ 'ની પ્રવેશક પરીક્ષા પસાર કરી તેમા અતે તે દાખલ થયા. નોકરી અને અભ્યાસ એ બે સાથે સાથે કરવામા, એક કાકરે બે પક્ષીઓ મારવામા વખતે બન્ને વસ્તુ હાથમાથી જાય એવો ભય લાગ્યાથી મહીપતરામે નોકરી છોડી દીધી ને ખતથી તે અભ્યાસ કરવા લાગ્યા પ્રત્યેક પરીક્ષામા ઉંચે નબરે ઉત્તીર્ણ થયાથી એમને શિષ્યવૃત્તિ પણ મળી કૉલેજમા એમણે ત્રણ વર્ષ સુધી અભ્યાસ કર્યો હતો એ ત્રણે વર્ષોમા કોઇપણ વર્ષ શિષ્યવૃત્તિ મળ્યા વિનાનુ ખાલી ગયુ નહોતુ પહેલે વર્ષે એમને દશ રૂપિયાની ' ક્લેર સ્કૉલર્શિપ ' મળી બીજે વર્ષે ૫૬૨ રૂપિયાની ' વેસ્ટ સ્કૉલર્શિપ' અને દશ રૂપિયાની 'ગાયકવાડ સ્કૉલર્શિપ' મળી ને ત્રીજે વર્ષે 'નૉર્મલ સ્કૉલર્શિપ' મળી હતી આખરે છેવટની પરીક્ષામાથી પસાર થયા પછી સને ૧૮૫૫ ના જુન માસની ૧ લી તારીખે ' એલ્ફિન્સ્ટન સ્કૂલ 'મા એમને માસિક ૪૦ રૂપિયાના પગારની નોકરી મળી ને રાવ સાહેબ મહીપતરામ વળી પાછા આસિસ્ટંટ માસ્તર નિમાયા એમની સરકારી નોકરીની શરૂઆત આ પ્રમાણે થઇ

કોઇ પણ શાળા કે પાઠશાળાના સમજુ ને વિદ્વાન શિક્ષાગુરુઓ એટલું તો સારી પેઠે સમજતા હોય છે કે નિશાળોમા તો માત્ર કેળવણીનો ને જ્ઞાન સંપાદન કરવાનો આરંભ થાય છે, પરંતુ નિશાળોમા ભણી પરીક્ષાઓ પસાર કર્યાથી ભણતર સંપૂર્ણ મળી રહેતુ નથી, ને વિદ્વાન થવાતુ નથી. જ્ઞાન સંપાદન કરી વિદ્વાન થવુ હોય તો શાળા છોડયા પછી ખાનગી અભ્યાસ પાછળ પ્રવૃત્ત રહેવું જોઇએ. શાળાઓમા જે જ્ઞાન મળે તેને વિસ્તારવાને માટે શાળાની બહાર ને શાળા છોડયા પછી વ્યવહારિક જમાનામા પડયા પછી પણ અવલોકનથી ને નવા નવા પુસ્તકોના અધ્યયનથી પોતે જાતે પ્રયાસ કરવો જોઇએ. એના પ્રયાસને માટે શાળાઓમા શિક્ષાગુરુઓ શિષ્યો પાસે જુદા જુદા વિષયો ઉપર નિબંધો લખાવે છે, ભાષણો અપાવે છે ને 'ડીબેટિંગ સોસાયટી' જેવી સંસ્થા સ્થાપી તેમા જુદા જુદા વિવાદીય વિષયો ઉપર વાદવિવાદ કરાવે છે ને એ રીતે તેમની બુદ્ધિ ખીલવવાના સાધનોની વ્યવસ્થા કરી તેમને ઉત્તેજન આપે છે.

મહીપતરામ 'એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટ'મા ભણવાને માટે દાખલ થયા તે વખતે તેમા 'સ્ટુડંટ્સ લિટેરરી અને સાયન્ટિફિક સોસાયટી' નામની સંસ્થા ત્યાના શિક્ષાગુરુએ સ્થાપેલી હતી તેમા ભાષણો થતા હતા, વાદવિવાદ ચાલતા હતા ને નિબંધો વંચાતા હતા. શિષ્યોએ જે જ્ઞાન મેળવ્યું હોય તેમા વધારો કરવાનો એજ રસ્તો હતો. એ સભાની એક શાખા પડી હતી ને તેનું નામ 'ગુજરાતી જ્ઞાનપ્રસારક મંડળી' એવુ હતુ. મહીપતરામ એ બંને મંડળના સભાસદ થયા, ને તેમા ઉત્સાહપૂર્વક તથા આગળ પડતો ભાગ લેવા લાગ્યા.

એ સમયમા સુરતમા દુર્ગારામ મહેતાજીએ બ્રાહ્મણ, વાણીઆ

વગેરે જ્ઞાતિઓમા નિર્દોષ બાળવિધવા ઉપર અન્યાય થતો હતો, જુલમ ગુજારાતો હતો, તેમની પ્રતિ ક્રૂરતાથી વર્તવામા આવતું હતું ને તેમને અનેક રીતે દુઃખ દેવામા આવતું હતુ એ જોઇ એ વિધવાઓના પક્ષ એણે લીધો ને ભાષણો દ્વારા તેમના દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરવા માડયો. એ બાબત વિષે 'ગુજરાતી જ્ઞાનપ્રસારક મડળી'મા ચર્ચા ચાલી. એ વખતે એક પારસી ગૃહસ્થે એ વિષય ઉપર નિબંધ લખી મોકલનારને રૂ. ૧૫૦) નુ ઇનામ આપવાનું જાહેર કર્યું. એ નિબધનું ઇનામ આખરે કવિ દલપતરામને મળ્યુ હતું. નિબંધ પ્રસિદ્ધ થયા પછી વિધવાવિવાદ કાયદેસર છે એવુ સરકારે ઠરાવ્યું. કાઇ પણ વિધવા કાયદેસર પુનર્લગ્ન કરે ને તેને ન્યાત કે ન્યાતના પટેલીઆઓ ન્યાતબહાર મૂકે તો તેને ન્યાતબહાર મૂકનારા કાયદા પ્રમાણે ગુન્હેગાર થાય કે નહિ તે નક્કી કરવાને માટે એ બાબત બારિસ્ટરનો અભિપ્રાય લેવાને માટે મહીપતરામે એક વકીલને રૂપિયા ૬૦ પદરથી આપ્યા હતા, પરતુ એ રૂપિયા કોઇ ખાઇ ગયુ ને અભિપ્રાય લખાઇ આવ્યો નહિ એવું એમણે કહ્યુ છે. આ હકીકત ઉપરથી મહીપતરામ વિષે એટલું તો આપણે કહી શકીએ કે વિધવાપુનર્લગ્નની તરફેણમા એ બળવયથી જ હતા.

વિદ્યાનુરાગી મહીપતરામનું સ્યૃળ હવે બધાયું. કેળવણીના ઉપાસકને કેળવણીખાતું જ ગળે બધાયું, ને તેથી એમને ઘણો આનદ થયલો હોવો જોઇએ. પોતાની અનેક અને વિવિધ પ્રવૃત્તિને એ ખાતુ ઘણુ અનુકૂળ નીવડયુ. એ ખાતામા રહી એણે શાળો-પયોગી અનેક કાર્યો કર્યાં, એટલુ જ નહિ, પણ કેળવણી બહારના ઇતર કાર્યો કરવાને માટે એમને પુષ્કળ અવકાશ મળ્યો છોકરા ભણાવી સાજ પડે એટલે દુપટ્ટો ખખેરી ઘેર જઇ બાલબચ્ચાને રમાડી, લડાવી વખત ગાળવાનો કે વાતોના ચાપડા મારવાનો કે ગામની કુથલી કરવાનો મહીપતરામનો સ્વભાવ નહોતો. એ તો

વિદ્યાનુરાગી હતા. એમની પ્રકૃતિ પ્રવૃત્તિમય હતી. નવરા બેસવું એ એમના સ્વભાવને પ્રતિકૂળ હતું, એટલે નોકરીમાં જોડાઈ પગભર થયા તે પછી મુંબાઈમાં તે સમયમાં ચાલતી અનેક પ્રકારની પ્રવૃત્તિ પ્રતિ એમનું લક્ષ દોડવા લાગ્યું. 'ગુજરાતી જ્ઞાનપ્રસારક મંડળી'ના તથા 'સ્ટુડંટસ સોસાયટી'ના સભ્ય તો એ બન્યા જ હતા. તે ઉપરાન્ત 'બુદ્ધિવર્ધક હિંદુ સભા' નામની નવીન સંસ્થા જે 'ગુજરાતી જ્ઞાન પ્રસારક મંડળી'માંથી ઉદ્ભવી હતી તેના પણ એક સભ્ય બન્યા. એ બુદ્ધિપૂર્વક હિંદુસભા ગુજરાતી જ્ઞાનપ્રસારક મંડળીની એક શાખા જ હતી. જ્ઞાનપ્રસારક મંડળી હિંદુ પારસી વગેરેની બનેલી હતી, પરંતુ તેમાં મોટો ભાગ પારસીઓનો હતો, તેથી એવા જ ધોરણે હિંદુઓની બીજી સભા સ્થાપવામાં આવે તો ઘણા હિંદુઓ તેમાં ઉત્સાહથી ભાગ લે એવા વિચારે એ નવી શાખા ઊભી થઈ. મહીપતરામ એ બધા મંડળોમાં દાખલ થયા એટલું જ નહિ, પણ તે સંસ્થાઓના કામકાજમાં પણ ઉત્સાહપૂર્વક આગળ પડતો ભાગ લેવા લાગ્યા, તથા પોતાની હોશિયારી બતાવી સર્વને આંજવા લાગ્યા. વિદ્યાર્થી અવસ્થામાંથી જ પ્રત્યક્ષ થયેલા મરજીઆ અને સાહસીઆ સ્વભાવવાળા પુરુષને અનુકૂળતા હાથ આવે મરજાદ કે સાહસ કર્યા વિના ચેન પડે જ નહિ તેમ મહીપતરામને પણ ચેન પડી નહિ. મહીપતરામના આવા ઉમંગી ને ઉત્સાહી સ્વભાવને લીધે સંસ્થાઓના સભ્યોની તેમજ ઇતર જનોની ષ્ટિમાં એમનું નામ સ્વાભાવિક રીતે આવતું ને તેથી એમની પ્રસિદ્ધિ ખાનામાં તેમજ મુંબાઈના નાગરિકોમાં થઈ. મહીપતરામને અનુકૂળ જોગના માપનો મળવાથી એમની ભૂખ ભાંગવા માંડી.

સને ૧૮૫૧ માં બુદ્ધિવર્ધક હિંદુ સભાએ બુદ્ધિવર્ધક ગ્રંથ નામે માસિક પ્રગટ કરવા માંડ્યું. એ માસિક પ્રગટ કરવાનો વિચાર કરવાને માટે જે સભા મળી હતી તે મહીપતરામને ઘેર જ મળી

હતી, કારણ મહીપતરામ એ સભાના સેક્રેટરી કે મંત્રી હતા. એ વર્ષમા એ સભાના કાર્યવાહકોમાં નીચેનાં સદ્‌ગૃહસ્થોના નામ હતાં;– મંગળદાસ કીશોરદાસ પ્રમુખ, નર્મદાશંકર લાલશંકર ઉપપ્રમુખ, ચીમનલાલ નંદલાલ ને મુરલીધર ગીરધર કીલીદારો, કરસનદાસ મુળજી, ઝવેરીલાલ ઉમિયાશંકર, કરસનદાસ માધવદાસ, ત્રિભોવનદાસ દ્વારકાદાસ વહીવટદારો ને મહીપતરામ સેક્રેટરી.

સને ૧૮૫૬ ની બુદ્ધિવર્ધક સભાના વહીવટદારોમા સંમાર-સુધારક અને મુબાઇના વૈષ્ણવોના મંદિરો તથા તેમના આચાર્યો વિરુદ્ધ અડગ લડનારો પુરુષ કરસનદાસ મળજી, મહિપતરામ સેક્રેટરી, નર્મદાશંકર કવિ ઉપપ્રમુખ અને ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક મુખ્ય સભાસદ હતા. એ બુદ્ધિવર્ધક સભાનું કામ બુદ્ધિવર્ધકની નિશાળો તપાસવાનું, ભાષણો આપવાનુ, ને 'રાસ્તગોફ્તાર'મા હિંદુ-સુધારા ઉપર લખાણો પ્રસિદ્ધ કરવાનું હતું કરસનદાસે પોતાનુ એ કાર્ય ધમધોકાર ચલાવ્યું ને મહિપતરામે એમને હરેક રીતે મદદ આપી. પરંતુ સભાના કામકાજની અંદર સભાસદોમા માહોમાહે મતભેદ થોડા વખતની અંદર પડયો અને અંતે કરસનદાસને અને મહીપતરામને પોતપોતાની જગ્યાનુ રાજીનામુ આપવું પડયું. એ સમયે સમાજસુધારાનો જ વા વાયો હતો. કવિ નર્મદાશંકર સંસાર અને સમાજસુધારા ઉપર ઘણું લખતા હતા. સંસાર અને સમાજ સુધારાની આ ટોળીમા મહીપતરામે પણ ઝપલાવ્યુ હતું ને આગળ પડતો ભાગ લીધો હતો, એટલું જ અત્રે કહેવુ બસ છે.

કરસનદાસ અને મહીપતરામ વચ્ચેની મૈત્રી તો ઠેઠ સુધી રહી, પણ તે એના સહકારમા થોડા સમયનો ભંગ પડયો. કરસનદાસના કાર્યોથી ખુશ થઇ તે વખતના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હોપ સાહેબે એમની બદલી ડીસે કરી. આથી એણે મુબાઇમા 'સત્યપ્રકાશ' નામનું

પાક્ષિક સ્થાપ્યું હતું તેના તંત્રીપદનું જોખમી કામ મહીપતરામને સોંપ્યું. મહીપતરામે પણ કરસનદાસને પગલે ચાલી બુદ્ધિકૌશલ્યથી, બાહોશીથી તથા હોશિયારીથી એ પત્ર ચલાવ્યું. એમા એમની કટાર એવી સરસ ચાલી કે એક પારસી ગૃહસ્થે ખુશ થઇ એમને રૂ. ૨૦૦) નું ઇનામ આપ્યું. આ પ્રમાણે મહીપતરામે પોતાની નોકરીની શરૂઆતમા જ ઉત્સાહ, ઉદ્યમ, ચાલાકી, હોશિયારી વગેરે ગુણો પ્રત્યક્ષ કર્યા. એથી એમની નામના વધી. પરંતુ અન્યપ્રકાશનું આધિપત્ય એમના નસીબમા ઝાઝીવાર ટકી રહે એમ ન હતું. કરસનદાસની તબીયત ઠીકામાં સારી રહેતી નહિ હોવાથી તેમણે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું ને તે મુબાઇ પાછા ફર્યા એટલે મહીપતરામનું તંત્રીપદ ગયું. તથાપિ સુરતના ' પરહેજગાર ' પત્રના અધિપતિએ મુબાઇના 'સત્યપ્રકાશ' જેવા પત્રનું અધિપતિપણું સારી રીતે જાળવી એના મૂળ તંત્રી કરસનદાસની ખોટ જણાવા દીધી નહોતી.

પોતાની નોકરી ઉપરાંત ઉપલી બધી પ્રવૃત્તિ મહીપતરામની ચાલતી હતી. જુદી જુદી સભાઓમા સભાસદ થવાથી તથા તે તે સભાઓના કાર્યોમા ઉમંગથી ભાગ લેવાથી મહીપતરામને મુંબાઇના સુપ્રતિષ્ઠિત આબરૂદાર લોકોની સાથે ઓળખાણ થયું એટલું જ નહિ, પણ તે તે ગૃહસ્થોની સાથે મૈત્રી બંધાઇ. એ ગૃહસ્થોમા મુખ્ય મુખ્ય સોરાબજી શાપુરજી બંગાળી, મસાણી, માધવદાસ રૂપનાથદાસ વગેરે હતા. વિશેષમા મહીપતરામ મુંબાઇમા હતા ત્યારે મુંબાઇ ઇલાકાના તે વખતના ' ડાયરેક્ટર ઓવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન ' મિ ઇ. આઇ. હાવર્ડ સાહેબને ગુજરાતી ભણાવવા જવાનું થયું આથી મહીપતરામનો શરૂઆતનો વિચાર વૈદકીય અભ્યાસ કરવાનો હતો ને તે સમયસંજોગને લીધે પડતો મેલવો પડ્યો હતો તેમ અંગ્રેજી અભ્યાસ પૂરો કર્યા પછી કાયદાનો અભ્યાસ કરવાનો તેમનો વિચાર

થયો હતો તે પણ હાવર્ડ સાહેબને ગુજરાતી શીખવવાનું આવ્વાથી પડતો મેલવો પડયો. ઇલાકાની શાળાઓના ઉપરીની સાથે સંબંધ થયાથી તથા તેમના સમાગમમા આવ્યાથી મહીપતરામને લાભ જ થયો. એ લાભ કેવો હતો તે આપણે આગળ ઉપર જોઇશું. હાલ તો મહીપતરામની શિક્ષણ પદ્ધતિથી, કાબેલિયતપણાથી તથા ખબરદારીથી ખુશ થઇ સાહેબે સને ૧૮૫૭ મા અમદાવાદની હાઇસ્કૂલના હેડમાસ્તરની જગ્યા ઉપર એમની કામચલાઉ નિમણૂક કરી. પરંતુ આ સ્થળે પણ ઝાઝીવાર ટકી રહેવાનું નિર્માણ નહોતુ. તે સમયના ઇલાકાના 'એડયુકેશનલ ઇન્સ્પેક્ટર' હોપ સાહેબ હતા. તેમની દષ્ટિ મહીપતરામ ઉપર પડી હતી. એ તેમની આંખમા રમી રહ્યા હતા, ને તેથી એમણે મહીપતરામને પોતાના હાથ નીચે 'ડેપ્યુટી એડયુકેશનલ ઇન્સ્પેક્ટર' તરીકે લીધા

અંગ્રેજ સરકારે ગુજરાતી તથા અંગ્રેજી ભણાવવાને માટે શાળાઓ સ્થાપી. પરંતુ તે સમયમા વાચન યોગ્ય સારા સારા પુસ્તકો હતા નહિ. પુસ્તકોની ખોટ ખાતાના ઉપરી અધિકારીઓને જણાવા લાગી, ને તેથી સારા સારા લેખકોને હાથે લખાયેલી વાચનમાળા પ્રસિદ્ધ કરવામા આવે તો બાલકોના જ્ઞાનમા વૃદ્ધિ થાય એવો વિચાર શાળાખાતાના અધિકારીઓને થયો, ને તે સને ૧૮૫૮ મા અમલમા મુકાયો તરતજ એક સમિતિ નીમવામા આવી ને તેમા મહીપતરામને પણ સામીલ કરવામા આવ્યા એ વાચનમાળાના પાઠોની પસંદગી, તેમના ક્રમ, વગેરે બાબત ઘણોજ ઉહાપોહ થયો હતો, તેથી બીજી જાતની વાચનમાળા પ્રસિદ્ધ કરવામા આવી છે, તોપણ હોપકૃત વાચનમાળા તો અદ્વિતીય જ રહી છે. એ માળામા લખનારા બધા વિદ્વાન અને સાહિત્યરસિક હતા એ વાચનમાળાની સમાલોચના કરવાનું કાર્ય આપણું નથી, તોપણ આપણા ચરિત્ર નાયકે તેમા કેટલે અંશે તથા કેટલે દરજ્જે ભાગ લીધો હતો તે

જોતું પ્રાપ્ત થાય છે મહીપતરામે પોતે કયા કયા પાઠો લખ્યા હતા તેની મને ખબર નથી, તથાપિ એટલું તો એમનાથી જાણ્યું છે કે એમણે એ કાર્યમા ઘણો આગળ પડતો ભાગ લીધો હતો

શાળામા તથા પાઠશાળામા પોતાના અભ્યાસ દરમિયાન જે પુસ્તકોનું મહીપતરામને અધ્યયન થતું હતું તે ઉપરાંત બીજા ઘણા સાહિત્યના તેમજ વિજ્ઞાનના પુસ્તકો એમણે વાચી તેમનું મનન કર્યું હતું એમણે શેક્સપીયર, બાયરન, વગેરે કવિઓના કાવ્યો વાચ્યા હતા નોકરીમા દાખલ થયા પછી પણ એમણે જુદા જુદા પુસ્તકોનો અભ્યાસ કરવો છોડી દીધો ન હતો એ અભ્યાસ એમને પુસ્તકો રચવામા તથા શિક્ષાગુરુના એમના કાર્યમા ઘણો ઉપયોગી થઈ પડ્યો હતો એમને વિજ્ઞાનનો ઘણો શોખ હતો, તેથી પુરુષ શિક્ષણપદ્ધતિપાઠશાળામા એટલે કે ટ્રેનિંગ કૉલેજમા વિજ્ઞાનનો વિષય એ પોતે જ શીખવતા હતા

મહીપતરામે અંગ્રેજી ભાષાનો અભ્યાસ સારી રીતે કરેલો, એ ભાષાના પુસ્તકો વાચી તથા તેમા આપેલા જ્ઞાનનું સારી રીતે મનન કરેલું વિલાયતમા એક વર્ષ રહ્યા થી તેમા વૃદ્ધિ પણ થયેલી, ને એ ભાષા ઉપર એમનો કાબુ પણ સારો જામેલો પરંતુ સંસ્કૃત ભાષાનો એમને અભ્યાસ નહોતો એમ એને વિષે કહેવામા આવે છે એ ભાષા તે સમયના શિક્ષણક્રમમા હશે કે નહિ તે વિષે નિશ્ચિતપણે હું કંઈ પણ કહી શકતો નથી, તથાપિ નવલરામે તે સમયમા શીખવાતા વિષયનું જે ચિત્ર આપણને આપ્યું છે તેમા સંસ્કૃત ભાષાનું નામ જણાતું નથી તે ઉપરથી એ ભાષાનું જ્ઞાન આપવામા આવતું નહિ હોય એવો શક આપણને જાય છે મહીપતરામના મહાધ્યાયીઓ નર્મદાશંકર નંદશંકર વગેરેના પુસ્તકો ઉપરથી આપણને એમ જણાય છે કે તેમને સંસ્કૃત ભાષાનું જ્ઞાન

હોવુ જોઇએ એવુ મહીપતરામના પુસ્તકોની ઇમારત તથા શૈલી ઉપરથી જણાતુ નથી નવલરામના લખાણો ઉપરથી એમને સસ્કૃત ભાષાનુ જ્ઞાન સારૂ હશે એવુ જે આપણે કહી શકીએ છીએ તેવુ મહીપતરામના પુસ્તકો ઉપરથી એમને સસ્કૃત ભાષા આવડતી હશે એમ કહી શકાતુ નથી રા નરસિંહરાવે તો એ સબધમા એવુ જ ચોકખુ કહ્યુ છે કે એમને સસ્કૃત ભાષાનુ જ્ઞાન નહોતુ એથી જ ઘણીવેળા એ છબરડો વાળતા. તથાપિ એ સાથે એટલુ પણ કહેવુ યોગ્ય લાગે છે કે શિક્ષગુરુનુ જોખમ ભરેલુ કામ માથે પડયા પછી એમણે એ ભાષાનુ જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરેલો હશે જ, ને એમની એ ઉણપ એમણે સુધારી લીધી હશે કારણ ગુજરાત શાળાપત્રના આરભના લેખોની ભાષા, તેમાના શબ્દોની જોડણી સસ્કારી તો ન જ કહેવાય, પરતુ એ જ માસિકના થોડા વર્ષ પછીના અકોમાની ઇમારતમા તેમજ તેમા વપરાયેલા શબ્દોની જોડણીમા સુધારો થયેલો સ્પષ્ટ માલમ પડે છે એ ઉપરથી એમ કહી શકાય કે સસ્કારી પુરુષોના સમાગમમા આવ્યાથી તેમજ એમણે લીધેલા પ્રયાસથી એમની ભાષા, જોડણી વગેરે બધુ સુધરી ગયુ હતુ

રા નરસિહરાવે એ સબધમા કહ્યુ છે કે "મહીપતરામને સસ્કૃત ભાષાનુ જ્ઞાન ન્હોતુ, પરતુ પ્રાર્થના સમાજની પ્રવૃત્તિને યોગે ભોળાનાથના સસર્ગથી એ દિશામા પણ સસ્કાર હેમને સારા પ્રાપ્ત થયા હતા [ સસ્કૃતમય ગુજરાતીના અત્યાચારી મનસુખરામ સૂર્યરામ મહીપતરામના સસ્કૃતના અજ્ઞાનનો ઉપહાસ કરવાને કહેતા કે–વિલાયતથી આવ્યા પછી મહીપતરામને 'સન્ધ્યા' એ શબ્દનો ઉચ્ચાર પણ આવડતો ન્હોતો અને 'સઝા' એમ બોલતા હતા,–આ ઉપહાસ કરનાર એ પડિતને ખબર ન્હોતી કે 'સધ્યા' શબ્દનુ પ્રાકૃતરૂપ 'સઝા' એ કાશીના નાગરોમા

તેમજ સુરતના નાગરોમાં ( ખાન કરીને બ્રાહ્મણોમાં ) અતિ પ્રચલિત હતું ] આમ છતાં સંસ્કૃત ભાષાના મર્યાદિત જ્ઞાનને પરિણામે કેટલાક રમુજી પ્રસંગો ઉત્પન્ન થતા હતા. પ્રાર્થનામંદિરની વેદી ઉપરથી ગાયત્રી મંત્રોના ગર્ભો વાચતાં __ભર્ગો દેવસ્ય ધીમહિ__ એ વાક્યમાં __ભર્ગોનિ__ બદલે નિયમસર __ગર્ભો__ એમ મહીપતરામ ઉચ્ચારતા હતા, અને ભોળાનાથ રમૂજથી સાભળતા હતા. બીજો દાખલો ' પ્રાર્થના સમાજ ' તરફથી પ્રગટ થતી કેટલીક પ્રસિદ્ધિમાં સિદ્ધાન્ત વાક્ય તરીકે મૂકેલા પ્રાર્થના માળાના એક શ્લોકમાં **નીતિ સ્વધર્મ નિયમો સઘળા પળાય** એ પંક્તિ ભોળાનાથની રચેલી ફેરવીને **સ્વધર્મને** બદલે **સદ્ધર્મ** એમ મહીપતરામ મૂકયે જતા હતા. ' સ્વધર્મ ' એટલે તો અનંતપ્રસાદે તો એક કીર્તનમાં ઉપદેશસૂત્ર તરીકે લીધેલું વચન ' પાળો નિજ નિજ ધર્મ, એમ પોતપોતાનો દરેક પંથ થઇ જાય, એમ મહીપતરામના મનમાં વાધો હતો, પ્રસ્તુત પંક્તિમાં એ શબ્દને સાથે ' સદ્ધર્મ ' શબ્દ મૂકયાથી થતો છંદોભંગ મહીપતરામને અદૃશ્ય હતો પણ ભોળાનાથના પદ્યવિધાયક શ્રવણને ખુંચતો હતો તેથી ભોળાનાથના પ્રૂફશીટમાં ' સ્વધર્મ ' એમ સુધરે અને મહીપતરામ પાછા ' સદ્ધર્મ ' એમ ફેરવે આખરે થાકીને ભોળાનાથે **નીતિ સ્વધર્મને** બદલે **સદ્ધર્મ નીતિ** એમ ગોઠવી બન્નેના વાધા ટાળ્યા. ત્રીજો દાખલો સામાન્ય રૂપનો છે સંસ્કૃત શબ્દોને સંબંધે હ્રસ્વદીર્ઘાદિકની શુદ્ધાશુદ્ધિમાં મહીપતરામને હાથે વિચિત્ર ગડબડગોટા થઇ ગયેલા હેમના હસ્તલેખોમાં દેખાવ દેતા, ઉદાહરણ તરીકે ' નીયમ ' એમ અશુદ્ધ પ્રથમ લખેલું હોય તેમાં દીર્ઘ ' ની ' છેકી નાખી હ્રસ્વ ' નિ ' મૂકે અને વળી પાછો તે છેકી પ્રથમનો અશુદ્ધ અક્ષર જ લખે "

સને ૧૮૫૮ ના ફેબ્રુવારી માસની ૫ મી તારીખે મહીપતરામની

બદલી ધોધાના ડેપ્યુટિ ઇન્સ્પેકટર તરીકે થઇ. પરંતુ ધોધે તે ઝાઝું રહ્યા નહોતા. તે ધોધામાં ઠરીઠામ થયા નહિ થયા એટલામાં એટલે કે લગભગ એક અઠવાડિયાની અંદર ખેડાના ડેપ્યુટિ ઇન્સ્પેકટર તરીકે તે નીમાયા ને તેથી તા. ૧૨ મી ફેબ્રુવારીએ તે ખેડે ગયા. એ પછી ૧૮૬૦ નું યાદગાર વર્ષ આવ્યું.

---

# પરદેશગમન.

કરવા નીકળ્યો કોડથી, આ અવસરમાં આપ;
પકડી વાત પ્રમાણુ તે, રાખી મહીપતરામ.
નાગર નર હારે નહિં, હારે હોય હજામ;
કહેવત તેં સાચી કરી, રાખી મહીપતરામ.

**દલપતરામ.**

મહીપતરામ વિલાયત જવા તૈયાર થયા ને ગયા તે વખતે કવિ દલપતરામે ઉપલી ઉક્તિ એમને વિષે ગાઈ હતી. મહિપતરામના બીજા મિત્ર, સંસારસુધારક કવિ નર્મદાશંકરે પણ એમને વિષે એ વખતે

સજ્જન મહિપત સુણજે, હિતેચ્છનની વાણ,
જ્યાં જાયે ત્યાં ખોદજે, સુધારાની ખાણ.
જેમ થાય અંતર અધિક, પ્રીત વધાર વધાર;
ભૂમિતિ શ્રેઢિ અનંતમા, ગુણ ઉત્તર બહુ ધાર.
અમને પ્રિય સંભારજે, કરજે શુભની જાણ;
અવકાશે કાગળ લખી, ભણજે મધુરી વાણ.
ઈશ્વર તુજ રક્ષણ કરો, ધન યશથી ભરપૂર.
એ આશીષ અમ સર્વનો, જય જય કર તું શૂર.

એમ ગાયું હતું. કવિ દલપતરામ અને કવિ નર્મદ જેવા હિતેચ્છ મિત્રોના, એકજ ક્ષેત્રમાં કાર્ય કરનારા સહાયકના તથા વેદપાઠી બ્રાહ્મણોના હૃદયના આવિર્ભાવના આશીર્વચનોથી મહીપતરામનું પરદેશગમનનું પ્રકરણ આદરવું મને યોગ્ય લાગે છે. સને ૧૮૫૯ સુધીની મહીપત-

રામની કારકીર્દિ આપણે વાચી પણ એમના જીવનનુ ધણુ ઉથલપાથલનુ વર્ષ તો સને ૧૮૬૦ નુ એ વર્ષમા મહીપતરામે વિદેશ ગમન કર્યું

પ્રાચીન સમયમા જૂના વિચારવાળા પુરુષો મુખ્યત્વે કરીને હતા વર્ષોના વર્ષોથી ચાલી આવેલી પ્રણાલિ કે રૂઢિમા જરા પણ ફેરફાર કરવાની તેમની રુચિ નહિ તેમ હિમ્મત પણ નહિ સુધારો તો કરી શકાય જ નહિ, ને કદિ કરવા જઇએ તો તે ધારો થાય, એટલે ન્યાતિના કે સમાજના બધોમા જ રહેવાનુ કે વિચરવાનુ ન્યાતિ કે સમાજ વિરુદ્ધ જે કાઇ પગલુ ભરવામા આવે તે સમાજને પરવડે નહિ ને તેથી એવુ પગલુ ભરનારાને વહી ગયેલો કે આડો મ્હેલવામા આવે પરિસ્થિતિ આવી હોય ને સમાજના મનોવિચાર સકુચિત હોય તેવે વખતે વિદેશગમનનુ સાહસ ખેડવુ એ જ મશ્કેલીની અને જીદગીનુ જોખમ ખેડવા જેવી બાબત હતી તેમ એ પ્રશ્નનો કોયડો ઉકેલવો એ પણ ધણુ કઠિન હતુ બ્રાહ્મણ વાણીઆ કે અન્ય જાતિથી હિદુસ્તાનનો કિનારો છાડી જવાતુ નહિ અટકે જ અટકવાનુ હતુ 'જે ઉતરે અટક, તેની સામે ચઢે કટક' એવી પરિસ્થિતિ હતી તેમ કરવાન માટે જ્ઞાતિના બધનો હતા તેમા વળી મહીપતરામ વડનગરા નાગર નાગરની જ્ઞાતિ ઉચ્ચ ગણાતી હતી, એ ન્યાતના બધનો ધણા સખ્ત અને અભેદ્ય હતા એટલે એમ નાથી તો વિદેશ પ્રયાણનો ઉચ્ચાર જ કેમ થઇ શકે? એવી જૂની, કાળના જાળથી ચાલી આવેલી રૂઢિ કે પ્રણાલિના સમયમા જ્ઞાતિ વિરુદ્ધ પ્રદેશ ખેડવાની હિમ્મત પણ કોણ કરી શકે? અજ્ઞાન લોકો અને અભણ સ્ત્રીઓ તો એમ જ બોલે કે હાય હાય! પરદેશ જવાય જ કેમ? દરિયામા એક માસ સુધી રહેવાનુ! ઉપર આભ ને નીચે પાણી! ખાવુ શુ ને પીવુ શુ? દરિયાના તો પાણી ખારા! એ ખારા પાણી પીવા? ને જમવુ શુ? વહાણમા કાઇ

બજાર છે ! રાંધે કોણ ને ખવડાવે કોણ ? માદા સાજા પડયા તો ચાકરી કોણ કરે ! ને કદાપિ જોગજોગે વહાણ ડૂબ્યું તો બોમ લાગ્યા ! જીવતા મૂઆ ! ! ના, રે, બા, અમારે તો દેશે એ જવું નથી અને વિદેશે એ જવું નથી ને સગાવહાલાને જવા દેવાએ નથી. આવા આવા તે સમયના લોકોના વિચારો હતા. એવા સમયમાં વિદેશ જવાનું બીડું ઝડપવું એ કાંઇ મહીપતરામની હિમ્મત ઓછી કહેવાય નહિ. આવું હિમ્મતવાન પગલું મહીપતરામે ભર્યું તેને માટે એમને અમદાવાદના સરદાર ભોળાનાથે 'હિમ્મતબહાદુર' નો ઇલ્કાબ આપ્યો હતો, એ યોગ્ય જ હતું.

સુરતમાં અંગ્રેજોનું આગમન પ્રથમ થયું હતું, એટલે સુરતના લોકોનો એમની સાથે પરિચય તથા સહવાસ સૌથી પ્રથમ થયો હતો. તેમજ સુરતમાં કેળવણીનો આરંભ પણ વહેલો થયો હતો. સુરતના લોકો એ કેળવણીનો લાભ લેવા લાગ્યા હતા. તેમાં નાગરોનો પેશો કલમ, કડછી ને બરછીનો એટલે એમણે તો કેળવણી લેવાનો લાભ સૌથી વહેલો લેવા માંડેલો. બરછીના સમયમાં ઘણાએ એનો ઉપયોગ કરી કીર્તિ મેળવી હતી અંગ્રેજી ગન્ય અમલ દરમિયાન બરછીનો ઝાઝો ઉપયોગ કરવાનો રહ્યો નહિ એટલે બરછી પણ ધીમે ધીમે કટાઇ જવા લાગી ને આખરે વિસારે પડી. આથી એમને બે રહ્યા બે રસ્તા. કયા તો લેવી કલમ કે કયા તો સ્વીકારવી કડછી. કેટલાકે કલમ ઉંચકી ને કેટલાકે કડછી પકડી. કલમ પકડનારાને વિદ્યા ભણી અંગ્રેજ સરકારની નોકરીમાં રહી પોતાની વંશપરંપરાથી ઉતરી આવેલી મુત્સદ્દીગીરી બતાવવાનો જ માર્ગ હતો. નાગરોએ એ નવીસંધાપણું બતાવ્યું છે ને તેને માટે તેઓ આજ દિન સુધી એ કલામાં અદ્વિતીય જ રહ્યા છે. મહીપતરામ પોતે એ નવીસ ધા વર્ગના હતા. એમણે અંગ્રેજી કેળવણી લીધી હતી, તેથી એમના વિચાર સુધર્યા હતા, એમનો વહેમ તેટલો દૂર થયો હતો, ને એમના

વિચારો પણ તેટલા બદલાયા હતા. એ પણ ખરૂં કે એમના એકલાના જ વિચાર બદલાયલા હતા તેમ પણ ન હતું, પરંતુ એ સમયના ત્રણાખરા કેળવાયેલા લોકોના અસલના ધાર્મિક વિચારોમાં ફેરફાર સમયાનુકૂળ થતો જતો હતો પરંતુ એ વર્ગ ઘણો નાનો હતો, એટલે તેનાથી ઉઘાડે ચોક પોતાના સુધરેલા વિચારોનું પ્રદર્શન થઇ શકતું ન હતું. એક પક્ષ આવો હતો ત્યારે બીજો તદ્દન ધર્મચુસ્ત હતો. યાવની ભાષાનું અધ્યયન એજ તેમને મતે અધાર્મિક હતું, તો પછી સમુદ્રયાત્રાની તો વાત જ શી કરવી ! તથાપિ નાગરો પૂરા મુત્સદ્દી હોઇ સમયનું પરિબલ અવલોકવાવાળા હતા, અને તેથી એવું શિક્ષણ પોતાના બાળકો લે તે પ્રતિ તેમણે સંમતિ આપી હતી, તથા એને અંગે થતા ધાર્મિક વિચારો પ્રતિ તેમણે જાણ્યે અજાણ્યે આંખ આડા કાન કરવા માંડયા હતા. મુગલાઇ અને નવાબી રાજ્ય અમલ દરમિયાન ફારસી ભાષામાં પ્રવીણતા મેળવી રાજ્યના મુનશીનું, તેઓ ધર્મચુસ્ત હોવા છતાં, કાર્ય કરતા હતા તો પછી જેનો રાજ્ય અમલ તેની ભાષા શીખવામાં બાધ નથી એવું માની પોતાના બાળકોને તે ભાષા શીખવાને ઉત્તેજન આપતા હતા. આટલો ફેરફાર એ વડીલોના કે વૃધ્ધોના ધાર્મિક મતની અંદર થયો હતો તથાપિ પરદેશગમન જેવા અતિ પાતકી કાર્યને તેઓ પોતાનું અનુમોદન આપી શકે એવી સ્થિતિ હજુ આવી ન હતી. પરિસ્થિતિ આવી હતી. મહીપતરામ એ બધું જાણતા હતા તથા સમજતા હતા તે છતાં તેમણે પરદેશ જવાની હિમ્મત ભીડી તથા બહાદુરી બતાવી તેને માટે સરદાર ભોળાનાથ પાસેથી હિમ્મત બહાદુરનો અતિ માનવંતો ઇલકાબ તે મેળવી શકયા હતા. સરદાર ભોળાનાથે પોતાના રોજકામની નોંધપોથીમાં નીચે પ્રમાણેની નોંધ કરી હતી.—" ત્રીજી અપ્રેલ ૧૮૬૦ હિમ્મત બહાદુર મહીપતરામ રૂપરામ ઇંગ્લાંડ તા. ૨૭ મી માર્ચે

ગયા.' જે વખતે મહીપતરામ ઇંગ્લાંડ જાય છે એવું એમના સાંભળવામા આવ્યું ત્યારે પણ તેમણે પોતાની નોંધપોથીમાં ૨૩ મી ડિસેમ્બર ૧૮૫૯ ને દિવસે નીચે પ્રમાણેનો ઉલ્લેખ કરેલો જોવામા આવે છે. " સાંભળવામા આવ્યું છે કે મહીપતરામ ઇંગ્લાંડ જાય છે. ધન્ય છે એમને ! ઇશ્વર કૃપા મોટી કેમકે ઇગ્લાંડ જવાને એમને બુદ્ધિ આપી સારો યોગ મેળવ્યો. ઇશ્વર એમને સહાય થાઓ. આપણા ગુજરાતીમા તેમાં ખસૂસ કરી નાગરમા એમનું મુખ્ય નામ લખી રાખવા ઘટારત છે. આ મત જુના વહેમી લોકના વિચારથી ઉલટો છે, પણ વિચારશીલ વિદ્વાનો છે તે સાંભળી રાજી થયા વિના નહિ રહે. "

મહીપતરામ ગુજરાત કાઠિયાવાડના નાગરોમાથી વિલાયત જનાર પહેલા જ હતા એમ કહેવાય છે, પરંતુ એની પહેલા નડીઆદના પાટીદાર કુટુંબના દેસાઈ સામળદાસ દેસાઇભાઇ વિલાયત ગયેલા હતા. એ સામળદાસ વિષે એવું કહેવાય છે કેઃ—

નડીઆદ ગામની નવ ભાગોળો, નયણા ભરીને નરખો;
સો પેટીઓ શોધી જુઓ, પણ નહીં સામળદાસ સરખો.

એના પછી ગુજરાતીમા મહીપતરામ બીજા હતા.

મહીપતરામ પોતાની જ ઇચ્છાથી વિલાયત જતા હતા એમ ન હતું. ગુજરાતમા ગુજરાતી માસ્તરોને કે મહેતાજીઓને પદ્ધતિસરનું જ્ઞાન આપ્યાથી સમાજને કેળવણીનો મોટો લાભ થશે એવો કેળવણીખાતાના અધિકારીઓનો અભિપ્રાય થયાથી એ ખાતાના અમલદારોના સમગ્ર વિચારે કોઇ સારા વિદ્વાનને ઇંગ્લાંડ મોકલી ત્યાં જેવું પદ્ધતિસરનું શિક્ષણ અપાય છે તે જોઇ તથા તેનો અનુભવ લેઇ આવે તે પછી તેને પુરુષશિક્ષણપદ્ધતિપાઠશાળામાં એટલે કે ટ્રેનિંગ કોલેજમા મુખ્ય અધ્યાપક નીમવો એવો ઠરાવ થયેલો.

આથી સૌથી પ્રથમ નંદશંકરને ઇંગ્લાંડ જવાને માટે ખાતાના ઉપરિ અધિકારી તરફથી ઘણીવાર કહેવામા આવેલું તથા આગ્રહ પણ કરવામાં આવેલો. કારણ તે સમયના ખાતાના સર્વ શિક્ષકોમાં નંદશંકરની પ્રતિષ્ઠા સૌ કરતા વિશેષ હતી. એ પોતે વિદ્વાન, વિચક્ષણ, બુદ્ધિવાન હતા અને પોતાની મુખમુદ્રાથી, વિશાળ અને ભવ્ય કપાળથી, ગૌર વર્ણથી, શરીરના બાંધાથી તથા સામા પુરુષ ઉપર પ્રતિભા પડે એવા દેખાવથી અંગ્રેજ અમલદારોને ઘણા પ્રિય થઇ પડેલા હતા. એમના ઉપર સાહેબ લોકોનું એટલું બધું વહાલ હતું કે એમને એ લોકો નંદને ઉપનામે જ સંબોધતા. આ પ્રમાણે અમલદારોનો એમના પ્રતિ પક્ષપાત હતો. નંદશંકરને બહુ વીનવવામા આવ્યા, પરંતુ એમનાથી ઇંગ્લાંડ જવાને હા પાડી શકાઇ નહિ. એના કારણો ઘણા હશે. એ સુધારાના હીમાયતી હતા. પરદેશ જઇ ત્યાના શિક્ષણનો અનુભવ લઇ આવ્યાથી એમને ઘણો લાભ થશે એ તે સમજતા હતા. પરદેશગમન કરવાનો તેમનો વિચાર પણ હતો. તેમનામા તેમ કરવાની હિમ્મત પણ હતી. પરંતુ પરદેશગમનની વાત માતાપિતાની, વડીલોની તથા આપ્તજનોની આગળ મૂકતા તેમના તરફથી સમયની પરિસ્થિતિને અંગે થતા વિરોધને લીધે, માતાપિતાના તે એકના એક પુત્ર હોવાથી એમના તેટલા સમયના વિયોગને લીધે તેમના હૃદયમા ઉત્પન્ન થતી ને પોતાને પ્રત્યક્ષ થતી કરૂણ લાગણીને લીધે કે અન્ય કોઇ કારણને લીધે એ અમલદારોને ના કહેતા હતા. અન્ક્રિન સાહેબે એમને કહેલું કે " જો તમે વિલાયત જશો તો ત્યા જઇ શિક્ષણપદ્ધતિ જોઇ આવશો તો ગુજરાતમા બહુ ફાયદો કરી શકશો. " પરંતુ નંદશંકરે કહેલું કે " મારા વૃદ્ધ પિતાએ રોવા માડયું કે ' હું તને વિખુટો નહિ મૂકું. ' સાસરીયાં પણ બહુ જૂના વિચારના. ઘરમા કાંઇ દ્રવ્ય નહિ, કંઇનું કંઇ થાય ને ભવિષ્યમા

સાસરાવાળાં જોડે વૈરો રાખીએ તે કેમ પરવડે ? જવાનું મન તો ઘણું પણ ના કહેવી પડી. તે પછી કેટલાંક વર્ષ બાદ મહીપતરામ વિલાયત ગયા. જો પિતા છવતા ના હોત તો હું અવશ્ય જાત જ."

આ પ્રમાણે નંદશંકર તરફથી વિલાયત જવાને માટે ચોકખો ઘસીને નકારનો જવાબ આવ્યો ત્યારે ખાતાએ ખાતાના બીજા ઘણા બાહોશ શિક્ષાગુરુઓને વિલાયત જવાને પૂછાવેલું. વિલાયત જવાનું એ બીડું કોઇએ ઉપાડયું નહિ, પરંતુ તે વેળાના શાળાખાતાના ઉપરી હોપ સાહેબનો મુકામ અમદાવાદમાં હતો ને વખતે મહીપતરામ પણ વાચનમાળાના કામને અંગે અમદાવાદ હતા. એક દિવસ હોપ સાહેબે મહીપતરામ આગળ ઇગ્લાંડની નોર્મલ સ્કૂલ સંબંધી વાત કરી ને તે પછી કહ્યું કે " ત્યાંનો સુધારો અત્રે આણવો જોઇએ. નિશાળો ચલાવનારા મહેતાજી કેળવાયેલા નહોય ત્યાં લગી કેળવણી આપવાનું કામ સારૂં ચાલી શકે નહિ માટે તમે ત્યાં જઇને ભણાવવાની યુક્તિઓ શીખી આવો. તમારા ખરચનો બંદોબસ્ત હું કરીશ. " મહીપતરામે તાત્કાલિક તો ઉત્તર આપ્યો નહિ, પરંતુ બીજે દિવસે જવાબ આપવાનું કહ્યું. ઘેર જઇ પત્ની સાથે મસલત કરીને બીજે દિવસે ઈંગ્લાંડ જવાને માટે પોતાની મરજી બતાવી. મહિપતરામે એ બીડું ઝડપ્યું. આ હિમ્મતને લીધે એમને સરદાર ભોળાનાથે હિમ્મત બહાદુરનો ઇલ્કાબ આપ્યો છે તે યોગ્ય જ છે. એની વાસ્તવિકતા મહીપતરામે ખરી પાડી આપી. ખરેખર, મહીપતરામે તે સમયની જાતિબંધનની પરિસ્થિતિ નિહાળતા હિમ્મતનું કાર્ય કર્યું હતું તથા તેમાં તેણે પોતાની બહાદૂરી બતાવી હતી. પરંતુ આવા આવા વિચારો અમુક અમુક કેળવાયેલા લોકોના હતા. સરદાર ભોળાનાથ જેમ ધારતા હતા તેજ પ્રમાણે સુરતના નાગરો પૈકી પણ એવા વિચારોને અનુમોદન આપનારા ગૃહસ્થો હતા. તેઓ મહીપતરામના અંગત મિત્રો હતા. એ મિત્રોમાં નંદશંકર, મુકુંદરાય મણિરાય,

દોલતરાય સંપતરાય વગેરે મુખ્ય હતા. આ મિત્રોની મહીપતરામને પૂરેપૂરી સહાયતા હતી, તો પણ તેમાથી કોઇ પણ એમને ચ્ચોક મદદ કરી શકશે કે કેમ એ જ પ્રશ્નની વાત હતી કારણ ધર્મચુસ્ત વૃદ્ધ પુરુષોની આમન્યા, આજ્ઞા તથા ઇચ્છા એ સર્વનું ઉલ્લંઘન કરવું એ જ તેમને મન દરિયો ડોહોળવા જેવું કઠિન કાર્ય હતું. એવા સન્માન આપવા યોગ્ય, વિદ્વાન, શાસ્ત્રજ્ઞ, ધર્મબંધનને માનનારા ને તેને ચુસ્ત પણે વળગીને ચાલનારા વૃદ્ધ પુરુષોમા તાપીપ્રસાદ દેસાઇ મુખ્ય હતા. એમનો શાસ્ત્રાર્થ તે સુરતની નાગરી ન્યાતનો શાસ્ત્રાર્થ. એવી તે સમયની સ્થિતિ હતી. એટલે પરદેશ ગમનનું શાસ્ત્રવિરુદ્ધનું પગલું મહીપતરામે ભર્યું તેને માટે તેમનું મન મનાવવું એ ઘણી મુશ્કેલીની બાબત હતી. તથાપિ એમના પુત્રો અંગ્રેજી ચાલતી વિદ્યા ભણતા હતા ને તેનો અભ્યાસ કરવાને માટે પોતે સંમતિ આપી હતી તેથી એમને વિનયથી, દેશકાલ બદલાઇ ગયેલો હોવાને લીધે પ્રાપ્ત થયેલી સમાજની સ્થિતિથી તથા એવા અન્ય કારણોથી એમના મનનું સમાધાન તો થઇ શકશે એવુ મહીપતરામના મિત્રોએ ધાર્યું હતું. પરંતુ એમને એકલાને મનાવ્યાથી કાર્ય સિદ્ધ થાય એમ ન હતુ. એમની સાથે આખો વેદપાઠી ભીક્ષુક વર્ગ એમના જ મતનો હતો. એ વર્ગ કોઇ રીતે સમજી શકે એમ ન હતો. એજ વર્ગના દુર્ગારામ મહેતાજી વીસ પચીસ વર્ષ થયા સુધારોનો ધ્વજ ઉડાવી રહ્યા હતા, તથા કવિ નર્મદ પણ જૂના વહેમી વિચારો પ્રતિ પોતાની કલમની તલવાર ઉગામી પ્રસંગોપાત મારતા રહ્યા હતા. એમ છતા દીનમણીશંકર શાસ્ત્રી તથા ધર્મશાસ્ત્રમા પારગત બીજા વિદ્વાનો એવી એવી ધાર્મિક કટારોથી ડરે એવા ન હતા. સુરતની નાગરી ન્યાતનું એ સમયનું વાતાવરણ આવું હતું. એજ વાતાવરણમા મહીપતરામે સમુદ્ર ઓળંગી પરદેશગમન કરવાની હામ ભીડી.

મહીપતરામની બદલી ખેડે થઈ હતી ને તેથી તે નડીઆદમા હતા. એ વખતે એમને હોપ સાહેબ તરફથી એવો કાગળ મળ્યો કે ઈંગ્લાંડ જવાની ગોઠવણ તમારે માટે કરી છે માટે નડીઆદના ઇંગ્લીશ સ્કૂલના હેડમાસ્તરને ચાર્જ સોંપી તમારે એકદમ મુંબાઈ જવું. તે પ્રમાણે કરી, મહીપતરામ સુરત ગયા. વિલાયત જવાની વાત એમણે કોઈની આગળ કરી ન હતી. માત્ર એમના ધર્મપત્ની જાણતા હતા. સુરત ગયા પછી એમણે પોતાના ઇષ્ટમિત્રોને એ વાત કહી હતી, અને તેમણે પણ જ્યાસુધી મહીપતરામ સુરત હતા ત્યા સુધી કોઈને પણ તે વાત કરી ન હતી.

પોતાના સ્નેહી સંબંધીઓને તથા મિત્રોને મળવાને માટે મહીપતરામ સુરત આવ્યા ત્યારે એમણે, પરદેશ જવાની પાછળથી ન્યાતનો ટંટો કે કંકાસ જે ઊભો થશે તે ઓછો થાય તે માટેનું ઘણુંજ ડહાપણ વાપરી ખાતમુહૂર્ત કર્યું હતુ. એ ખાતમુહૂર્ત એવુ હતુ કે તાપીપ્રસાદ દેસાઈનો સૌથી નાનો ભાઈ દુર્ગાપ્રસાદ નામે હતો. એ મહીપતરામનો પરમપ્રિય મિત્ર હતો. આ વખતે એ મિત્ર ઘણો બિમાર હોવાથી પથારીવશ હતો, તેથી મહીપતરામ તેને મળવાને માટે તેને ઘેર ગયા હતા. પોતાનો આપ્ત મિત્ર મૃત્યુશય્યાએ પડેલો જોઈ, તથા પરદેશ જવાની પોતાની ખુશાલીમા મિત્રની આવી હૃદયવેધક સ્થિતિ નિહાળી મહીપતરામનુ હૃદય ભરાઈ આવ્યુ. તેમજ મિત્ર સમુદ્રયાત્રા કરી સુખરૂપ પાછો આવશે તે વેળા તેને આવકાર આપવાને ભાગ નહિ લઈ શકાય એવી મનની ખાત્રીથી તેમના મિત્રનુ હૃદય પણ એવુ જ ભરાયુ ને આંખમાથી અશ્રુધારા ચાલી. મિત્રો વચ્ચેના સ્નેહની આ પરિસીમા હતી. મિત્રની દુઃખદ સ્થિતિમા દુઃખ ન થવા દેવું એમ સમજી મહીપતરામે આડીઅવળી વાત કરી, થોડા સમયમા સારુ થઈ જશો અને આપણે પાછા આનંદ કરીશુ એવુ આશ્વાસન આપી થોડી

વારમા સજળ નેત્રે મિત્રની રજા લીધી આ કરૂણ પ્રસંગથી મિત્રના હૃદય ઉપર એવી ઉંડી છાપ પડી હતી કે, પોતાના પરમપ્રિય મિત્રને કેવી રીતે મદદગાર થવુ તેના જ વિચારમા તે ગુથાયેલા રહેતા હતા વ્યાધિ પણ પ્રતિદિન વધ્યો જ જતો હતો. શરીર પણ ઘણુંજ ઘસાઇ ગયુ હતું અશક્તિ પણ પાર વિનાની હતી. એથી પોતાને સમજાયુ કે હવે લાંબા સમય સુધી શરીર ટકી શકશે નહિ ને દેહ પડશે જ. આથી એમણે એમના વડીલ બધુ તાપીપ્રસાદને, મરતી વખતની એમની છેલ્લી ઇચ્છા પાર પાડવાને માટે દીન સ્વરે વિનતિ કરી હિંદુ સંસારમા છેલ્લી ઘડીની ઇચ્છા, સામાને અનુકૂળ હો કે પ્રતિકૂળ હો, તથાપિ બની શકે તો તે પાર પાડવી એ સર્વનો ધર્મ છે એવી સામાન્ય માન્યતા છે, તેથી તાપીપ્રસાદે એ ઇચ્છા જાણવા માગી, તથા તે પાર પાડવાનુ એમના હાથમા હશે તો તે પાર પાડવાને વચન પણ આપ્યુ. આથી મહીપતરામ ઇગ્લાડથી પાછા ફરે ત્યારે તેને પ્રાયશ્ચિત કરાવી ન્યાતમા લેવાનો રસ્તો સરળ કરી આપવાની તથા તેને દરેક રીતે મદદ કરવાની માગણી બધુએ કીધી પોતાના પરમપ્રિય મિત્ર પ્રતિ કરવાનુ જે કર્ત્તવ્ય તે કર્યાથી પોતાના દુખી આત્માને પણ પૂર્ણ સતોષ થયો મહિપતરામનું એ કાર્ય કરી આપવામા વિઘ્નો ઘણા હતા, તેમજ તે તેટલુજ મુશ્કેલ હતુ તે છતા કનિષ્ઠ બધુની છેલ્લી ઘડીની ઇચ્છાનો મોટા ભાઇએ સ્વીકાર કર્યો ને નાનાભાઇના આત્માને સતોષ આપ્યો. થોડા દિવસ વીત્યા નહિ એટલામા જે મિત્રે મિત્રની ગેરહાજરીમા પોતાના તરફથી કરવાનુ કર્ત્તવ્ય બજાવ્યુ હતુ, તેણે પોતાની દેહ છોડી

કહ્યુ છે કે 'છાની ન રહે વાત, રૂડી કે ભુંડી' તેમ મહીપતરામના પરદેશગમનની વાત ગુપ્ત રહી શકી નહિ મહીપતરામે તેને ગુપ્ત રાખવાનો પ્રયત્ન કર્યો હતો, પરતુ વા વાતને લેઇ જાય છે તેમ મહીપતરામ સુરતથી મુંબાઇ ગયા એટલે વાત સઘે પ્રસરી

એ પરદેશગમનની વાત એમના મુલ્કમાં જ નહિ, પરંતુ અમદાવાદમાં આખા ગુજરાતમાં તથા ઠેઠ કાઠિયાવાડમાં પ્રસરી અને તેથી તે વિષે જોરશોર ચર્ચા થવા લાગી વિલાયત સબંધી અનેક ગપ્પાં ઉડયાં સગાસંબંધીઓ અનેક પ્રકારના ગપાટા સાભળી બીવા, તેમને મળવા આવનારા લોકોએ અનેક જાતની વાર્તા બનાવી, વિલાયતથી પાછા ફર્યા પછી ન્યાત કઇ એમને ન્યાતમાં રાખશે નહિ, એમને ન્યાતબહાર મૂકશે, છોકરાઓને કન્યા નહિ મળે, તેમનો જન્મારો કુંવારો જશે, ને તેથી વંશવૃદ્ધિ થશે નહિ; આવી આવી વાતો કાને આવવાથી સગાસંબંધીઓ ને તેમાં એ ખાસ કરીને સ્ત્રીવર્ગ ગભરાય એમાં કાંઇ આશ્ચર્ય નથી પાર્વતીકુંવર તો અંદરખાનેથી પોતાના પતિના વિચારના હતા, પરંતુ સ્નેહને આગ્રહ તેનાથી બોલી શકાતું નહિ, તો પણ મહીપતરામના કાકી એમને વિલાયત જતા અટકાવવાને માટે મુંબાઇ ગયા તે વખતે તે પાર્વતીકુંવરને પોતાની સાથે તેડી ગયા પરંતુ તેમની મહેનત વ્યર્થ ગઇ મહીપતરામ એકના બે થયા નહિ ને તેથી એમના કાકી નિરાશ થઇ પાછા સુરત ગયા મુંબાઇમાં પણ ઘણી ટોળા થઇ રહી સુરતમાં તે વખતે નાગરોની અને નાગરબ્રાહ્મણોની વસતિ હતી તેમાં પેટલાદના અને નડીઆદના નાગરબ્રાહ્મણોએ મહીપતરામને ન્યાતબહાર મૂકવાનો ઠરાવ કર્યો એટલું જ બસ ન હતું, પણ જ્યાં જ્યાં નાગરોની વસતિ હતી ત્યાં ત્યાં બધે ખળભળાટ મચી રહ્યો એ વાત એટલેથી જ અટકી ન હતી, પણ નાગર સિવાયની બીજી બ્રાહ્મણ જ્ઞાતિમાં તથા વાણીઆ વગેરેની ન્યાતોમાં ઉગ્ર ચર્ચા ચાલવા લાગી આથી મહીપતરામ જરા બીધા તો ખરા, પણ પોતે કરેલા નિશ્ચયમાં ડગ્યા નહિ એ વખતે એમણે એવા ઉદ્ગાર કાઢયા હતા કે "મુઠી ભર સુધારાવાળા સિવાય આખો દેશ એ કામની વિરુદ્ધ હતો, એમ લગભગ બધાના સામા થવાથી જન્મ સુધી મારે સકુટુંબ નાતબહાર

રહેવું પડશે ને તેથી મારો સંસાર બગડશે એવો ભારે ભય ઉત્પન્ન થયો અને મારી નાતમાં મારા પક્ષમાં ઘણાજ થોડા માણસ હતા. ને જે હતા તેમના કુટુંબ અને સગાવહાલા તેમની વિરુદ્ધ હતા તેથી તેઓ મારા પાછા આવ્યા પછી મારી જોડે જમવા વગેરેનો વહેવાર રાખી શકશે નહિ; તેમને એવો વહેવાર રાખવાની મનમાં ઇચ્છા હશે તોપણ નાતથી છૂટા પડી તેમ કરવાની તેમની હિમ્મત અને તેમના દૃઢ નિશ્ચય વિષે સંદેહ હોવાથી તથા બીજા સુધારાવાળા થોડા અને તે થોડા જુદી જુદી નાતના હોવાથી તેમની મદદની આશા રાખી શકાય નહિ આવા વિચારથી મારું મન ડોલવા લાગ્યું." પરંતુ એ વેળા મહીપતરામનું મન દૃઢ રાખનાર તથા એમને હિમ્મત આપનાર એમના પ્રિય પત્ની પાર્વતીકુંવર એકલા હતા. સુરતમાં તથા મુંબાઇમાં એમને ડગાવવાનો પ્રયત્ન ઘણો થયો હતો, પણ તે બધો વ્યર્થ ગયો હતો

મહીપતરામ સંવત ૧૯૧૬ ના ચૈત્ર શુદિ ૫ ને મંગળવાર તારીખ ૨૭ મી માર્ચ સને ૧૮૬૦ ની રાત્રિએ સાડાનવ વાગે વિલાયત જવાને ઉપડયા સાથે રસોઇ કરવાને માટે ઉદીચ્ય (ઔદિચ્ય) બ્રાહ્મણ ભટને લીધો મુંબાઇથી નીકળી ઇંગ્લાંડ પહોંચતા બરાબર એક મહિનો લાગતો હતો, તેથી વહાણમાં ખાવાપીવાની આપદા ન પડે ને હેરાન ન થવાય તે માટે સતી પાર્વતીકુંવરે એક માસ ચાલે એટલું ભાથું સાથે બંધાવ્યું હતું આગબોટમાં ઉતારૂઓ એક મેજ ઉપર સાથે બેસી ખાય પીએ, પરંતુ મહીપતરામે તેમની સાથે બેસી ખાધુ પીધુ નહતુ, પણ પોતના સૂવા બેસવાના ઓરડામાં જ રહી દેશી ખાણું ખાધું હતું. જે લોકો વિલાયત જાય તેને માંસાદિક ખોરાક ખાધા વિના તથા દારૂ વગેરે પીધા વિના ચાલે નહિ એવી સામાન્ય માન્યતા લોકોની છે, પરંતુ મહીપતરામ કહેતા હતા કે એવો ખોરાક ખાવાની કાંઇ આવશ્યકતા નથી ત્યાં ટાઢ અતિશય પડે છે, ને

તેથી શરીરને ગરમ ને ગરમ રાખવાની જરૂર હોય છે, પણ ગરમ લૂગડાં પહેર્યાં હોય અને શરીર સાચવીને રહ્યા હોય તો કાંઇ અડચણ આવતી નથી. વિલાયતમાં મોજશોખનાં તથા અનાચારનાં સ્થાન ઘણાં છે, તેથી નબળા પાતળા મનના માણસો તેમાં ફસાઇ પડે તો પછી તે ખાડામાંથી બહાર નીકળવું ઘણું મુશ્કેલ પડે છે. તે અનીતિને રસ્તે ચઢે છે, વ્યસની થાય છે ને પોતાની તથા પોતાના કુટુંબની આબરૂ ગુમાવે છે. મહીપતરામ ઇંગ્લાંડ ગયા હતા તે મોજશોખને અર્થે ગયા નહોતા, પરંતુ ત્યાંની ટ્રેનિંગ કૉલેજોની શિક્ષણપદ્ધતિ જોવા ગયા હતા તથા તેનો અનુભવ લઈ તેનો લાભ અમદાવાદમાં સ્થપાયેલી ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓને આપવાને માટે ગયા હતા. વળી હિંદુસ્તાનના મોટાં મોટાં શહેરો કરતાં લંડન શહેર ઘણું મોટું તથા તે શહેરમાંના ઘરોની રચના, સ્થિતિ તથા તેનો સામાન, કૉલર્જેસના દીવા, સંગ્રહસ્થાનો, તથા ત્યાંની મોટી મોટી ઇમારતો જોઇ સાનંદાશ્ચર્ય પામ્યા એટલું જ નહિ પણ તે સઘળું નજરે અવલોકયાથી તેમને જાતજાતનો અનુભવ મળ્યો. એ ઉપરાંત ઇંગ્લાંડની રાજ્યનીતિનો તેમને અનુભવ થયો. રાજાનો અખતિયાર કેટલો તે પણ તેમણે જાણ્યું. પાર્લામેંટ, અમીરોની સભા, લોકનિયુક્ત સભા—દિવાને ખાસ અને દિવાને આમ—શહેર સુધારા ખાતું (મ્યુનિસીપાલિટિ) વગેરેનો અનુભવ લીધો. તદુપરાંત ઇંગ્લાંડમાં વિદ્યાનો પ્રચાર કેટલો બધો છે તેનું પણ તેમને જ્ઞાન થયું. હિંદુસ્તાનમાં સમાજ બહુ ભાગે નિરક્ષર છે, વિલાયતમાં તેવું નથી એવું તેમણે જોયું. ઇંગ્લાંડમાં લોકો વર્તમાનપત્રોનો તથા પુસ્તકોનો કેવો સરસ લાભ લે છે તથા ગરીબ કે તવંગર બધા વર્તમાનપત્રો વાંચી દેશકાળને કેવા અનુરૂપ રહે છે તે પણ તેમણે જોયું. ગરીબ ભીખારી લોકોની વ્યવસ્થા કેવી સરસ ત્યાં રાખવામાં આવે છે તેનો અનુભવ પણ તેમણે લીધો. આશ્રમસ્થાનો, હુન્નરોના કારખાનાં, વ્યાકરણ

શાળા, કૃષિશાળા, વગેરેમાં અપાતા શિક્ષણનું તથા તે સર્વની વ્યવસ્થા વગેરે બાબતોનું બારીક નિરીક્ષણ કર્યું. આ ઉપરાંત અંગ્રેજ લોકોની ચાલચલગત, બાળકોને ઉછેરવાની રીત, લગ્નની રૂઢિ, સ્ત્રીઓનું સમાજસન્માન તથા તેમની હોશિયારી, રહેણીકરણી, તેમનો જ્ઞાતિભેદ, તેમનો ધર્મ એ સર્વ વિષે જોવાનું મળ્યું ને તે વિષે તેમને પોતાના વિચાર બાંધવાનો પ્રસંગ મળ્યો. એટલું જ નહિ, પણ અંગ્રેજ લોકોની ઉત્સાહપૂર્વક પોતાનું કાર્ય કરવાની રીત, તેમનો ઉદ્યોગ, તેમની હિમ્મત, તેમના આગ્રહ વિષે પણ કંઇક જાણવાનું મળ્યું. પ્રત્યેક કાર્યમા તેમનું સાહસિકપણું, સ્વતંત્રપણું, તથા આત્માભિમાન એ બાબતો પણ તેમના લક્ષની બહાર રહી નહિ દેશાટન કર્યાથી મનુષ્યને કુદરતની ખૂબીઓ, સૃષ્ટિસૌંદર્ય, વિજાતીય લોકો, તેમનો સ્વભાવ, તેમની પ્રકૃતિ વગેરે જોવાનું પ્રાપ્ત થાય છે તથા તે ઉપરથી પોતાના જે વિચારો બંધાય છે તે પોતાનું ઉત્તરજીવન ઘડવામા અમુક દરજ્જે અંશભૂત હોય છે. એ સત્ય પણ તેમને સમજાયું પોતે જોયેલી તથા અનુભવેલી વિજાતીય વસ્તુઓમા કયી સારી અને કયી નઠારી તથા જે સારી છે તેને આપણા જીવનમા કેવી રીતે ઓતપ્રોત કરવી એ સર્વ વિચારવાની મહીપતરામની પ્રકૃતિ હતી, તેથી તેમણે જે જે નવીન બાબતોનો અનુભવ લીધેલો તે સર્વ બાબતમા એમણે વિલાયતથી પાછા ફર્યા પછી પોતાની શકિત પ્રમાણે દાખલો આપ્યો એ એમના જીવનઇતિહાસ ઉપરથી જણાઇ આવશે.

મહીપતરામનો વિલાયત જવાનો મુખ્ય ઉદ્દેશ ત્યાની પુરુષશિક્ષણ પદ્ધતિ પાઠશાળાની શિક્ષણપદ્ધતિ જોઇ તેનો અનુભવ લેવાનો હતો. તેથી એવી ટ્રેનિંગ કોલેજ જોવાને તથા તેમા કેવા પ્રકારનું તથા કેવી પદ્ધતિએ શિક્ષણ અપાય છે તે જોવાને તે ગયા. ગુજરાતમા મહીપતરામના સમયમા કેળવણીનો પ્રચાર ઘણો જૂજ હતો, તેથી વિલાયત ગયા પછી ત્યા વિદ્યાનો પ્રચાર જોઇ તે આશ્ચર્ય પામ્યા.

ત્યા વિદ્યાનો પ્રચાર જોઇ ગુજરાતમા તેના ફેલાવાની સાથે તેને સરખાવતા ગુજરાતમા કેળવણી માત્ર નામની જ છે એવુ તેમને લાગ્યુ ગુજરાતમા લખતા વાચતા તથા નામુ માડતા આવડ્યુ એટલે કેળવણી મળી એવી લોકોની સમજ છે વિલાયતમા એથી ઉલટુ જ તેમને જણાયું ત્યા વિદ્યાર્થી એ શબ્દ બહોળે અર્થે વપરાય છે ત્યા પોતાના દેશની ભાષા ઉપરાત બીજા દેશની ભાષાનો પણ સાથે સાથે અભ્યાસ કરાવવામા આવે છે તદુપરાત વિજ્ઞાનના વિષયોનુ પણ અધ્યયન કરાવાતુ હોય છે મહીપતરામે કહ્યુ છે કે " વિલાયતમા પોતાની ભાષા ઉપરાત ગ્રીક, લેટિન, ફ્રેચ, જર્મન વગેરે કેટલીક ભાષા લોકો શીખે છે તથા અકગણિત, બીજગણિત, ભૂમિતિ, ઇતિહાસ, ભૂગોળવિદ્યા, વ્યાકરણ, ખગોળ તથા ભૂવિદ્યા, રસાયનશાસ્ત્ર, ચિત્ર, ગાયન, કાવ્યશાસ્ત્ર વગેરે ભણે છે " " મહેતાજીઓના પગાર થોડા, તથા પદવી હલકી તેથી ઉપના વર્ગના લોકમાનુ કોઇ એ નોકરી કબુલ કરતુ નથી માટે દુકાનદાર, કારીગર, કે મહેનતુ લોકનાજ જે જુવાનીઆની ખુશી હોય તેઓને એને સારૂ મહેતાજીનુ કામ શીખવે છે જે શાળામા મહેતાજી તથા મહેતીજીઓને તૈયાર કરે છે તેને ટ્રેનિંગ કોલેજ કે નૉર્મલ કોલેજ કહે છે એવી નિશાળો વિલાયતમા ઘણી છે કેટલીકમા જુવાન છોકરા ને કેટલીકમા જુવાન છોકરીઓ તથા કેટલીકમા બને એ કારણ માટે ભણે છે એમા વિદ્યાર્થીઓને સરકાર પગાર આપીને શીખવે છે તથા છેલી પરીક્ષામા જેટલા પાસ થાય તેના પ્રમાણમા નિશાળીઆના માથા દીઠ ગુરુને ઇનામ આપે છે પરોપકારી લોક પણ એને સારો આશરો આપે છે એવી કેટલીક કોલેજો જઇ એમા કામ શી રીતે ચલાવે છે તે નજરે જોઇને શીખવુ એ મારી ઇગ્લાડ જવાની મુખ્ય મતલબ હતી '

એમની એ મતલબ પાર પાડવાને માટે, જુદા જુદા જોવા લાયક અને શિક્ષણ યોગ્ય મોટા શહેરોનો અનુભવ લઇ તથા તેઓનુ

સૃષ્ટિસૌંદર્ય અવલોકી તથા નિરીક્ષણ કરી મહીપતરામ ટ્રેનિંગ કોલેજના શિક્ષણનો અનુભવ લેવા ચેલ્ટનહામ ગયા. એમણે કહ્યું છે કે " એ શહેરમાં એક મોટી ટ્રેનિંગ કોલેજ છે. એમા બે ભાગ છે. એક ભાગમા મોટી ઉમ્મરના છોકરા ને બીજા ભાગમા મોટી ઉમરની છોકરીઓ, નિશાળ ભણાવવાનું કામ શીખે છે. એ બેને રહેવાના તથા ભણવાનાં મકાન ગામના જુદા જુદા ભાગમા છે, પણ જે ગુરુઓ છોકરાને શીખવે છે, તેઓ છોડીઓને શીખવવા જાય છે. એ મકાનમા શાળાનો મુખ્ય શિક્ષાગુરુ એક ભાગમા પોતાના પરિવાર સહિત રહે છે. મકાનના બીજા ભાગમા મેડીએ ' નૉર્મલ સ્કૉલરોને ' સુવાની ઓરડીઓ છે. એમાની દરેકમા એક માણસ સુવે એવો લોઢાનો ખાટલો છે ને તે ઉપર સ્વચ્છ સુખકારી પથારી તથા ઓઢવાનુ છે. ભોયતળિયે શેતરંજી જડેલી છે. ભીંતો સારી રંગેલી છે ને ગ્યાસનો દીવો કરવાની એક નાની ભુંગળી છે. સ્કોલરો સુવા જાય છે. ત્યારે દીવો કરે છે ને તે ઘેર કરી સુઇ જાય છે. એ ઓરડીઓ બધી હારમધ છે, ને લુગડાના આતરાથી એક એકથી છૂટી પડે છે. વાળી ઝાડીને તે હંમેશ સાફ રાખવામા આવે છે. સઘળા સ્કૉલરો રાત્રે એક વખતે જોડે સુવા જાય છે ને સવારે સાથે ઉઠે છે. એમને જમવાને માટે એક મોટો ઓરડો છે તેમા સર્વે એક વખતે જમે છે. એમની સાથે એમના કેટલાક શિક્ષકો જમવા બેસે છે. રાધનારા, પીરસનારા વગેરે માણસો રાખ્યા છે. અભ્યાસ કરવાના ઓરડા ભોયતળિયે છે સ્કૉલરો નિત્તેર છે ને તેને શીખવનારા પાચ છે. એક જણ ગુરુધર્મ, નિશાળ પદ્ધતિ, ચિત્ર, ગાયન તથા વાજીંત્ર વગાડતા શીખવે છે, તથા છોકરા ભણાવવાનો મહાવરો કરાવે છે બીજો ખ્રીસ્તિ ધર્મ, વ્યાકરણ તથા અંગ્રેજી ભાષા શીખવે છે. ત્રીજો ઇતિહાસ તથા અર્થવિદ્યા; ચોથો ભૂગોળ તથા નકશા અને પાચમો અંકગણિત, પદાર્થ વિજ્ઞાન વગેરે

વિદ્યા શીખવે છે નૉર્મલ ક્લાસની છોકરીઓને શીખવે છે તેમા કેટ એટલો કે તેમને ગણિત તથા વિદ્યા ઓછી શીખવે છે, ને તેને બદલે વેતરવુ, સીવવું, ગુંથવું તથા કેટલાક ઘરના કામ શીખવે છે "

વળી આગળ ચાલતા મહીપતરામ કહે છે કે "નિત્ય નિશાળનું કામ શરૂ થાય છે તે વેળા પહેલવહેલી પરમેશ્વરની પ્રાર્થના વિદ્યાથી તથા વિદ્યાર્થિઓ એકઠા કરે છે તથા પ્રભુસ્તુતિના એક બે ગીત ગાય છે, ને નિશાળ છુટતી વેળા પણ એમજ કરે છે. એ છોકરાઓને વાચતા, લખતા, અંકગણિત, લેખા, સામાન્યજ્ઞાન, ભૂગોળ, વ્યાકરણ, અંગ્રેજી ભાષા, ઇતિહાસ, સાદું સીવવુ, તથા ગાવું શીખવે છે, છોકરીઓને એમાની કેટલીક બાબતો થોડી શીખવે છે ને તેની જોડે વેતરવુ, સીવવુ, ભરવું, ધૂળ ઉડે નહિ તેમ વાળવુ, લૂગડા ધોવા, રાધવુ વગેરે ઘરના કામો શીખવે છે મોટપણે જે ધંધો એ ગરીબ મજુરોના છોકરા કરવના તેમા તેમને વહેલી સમજ પડે ને તેમની બુદ્ધિ ખીલે એવી નજર રાખી કેટલીક નિશાળોમા ઘટતી બાબતો શીખવે છે જેમકે ખેડનારના છોકરાને લખવું, વાચવુ અને હિસાબ એવા વિષયનો વધારે અભ્યાસ કરાવે છે, ને લુહાર, સુતાર, કડીઆ વગેરે કારીગરના છોકરાનુ ધ્યાન હુનરો ઉપર વધારે લગાડે છે ખડીને વાળી તેનો ઢેપ કરી તેના ઘરના નમુના કરવે છે નાના નાના લાકડાના ચાર ખુણિયા કકડાને બંગલા, ખુરસી વગેરે નમુનાના આકારમા ગોઠવાવે છે સુંવાળા નરમ ઘાસની ઝીણી ઝીણી સુંદર ટોપલી, કડીઆ, વેત દોઢ વેતની સાદડીઓ વગેરે ગુથાવે છે હુન્નર શીખવાનો શોખ લાગે ને તેમા વહેલી સમજણ પડે માટે ઉપર લખ્યા છે તે સિવાય બીજા હુન્નરો વિષે પણ થોડુ થોડુ જ્ઞાન આપે છે કુંભાર, સુતાર, સનાટ, કડીઆ સોની વગેરે કારીગરના ઓજારના નાના નાના નમુના છોકરાને દેખાડે છે ને તેના ઉપયોગ સમજાવે છે લંડનમા 'હોમ ને કોલો-

નિયલ ' ટ્રેનિંગ કૉલેજ છે. તેમા આ કામ ઘણું સરસ ચાલે છે. છોકરાઓને તો આ રમત જેવું લાગે છે પણ તેથી તેમને ફાયદો ઘણો થાય છે. ગામડાઓની નિશાળોના મહેતાજીઓને ખેતીનું કાંઇક અનુભવી જ્ઞાન થાય માટે કેટલીક નૉર્મલ સ્કૂલમા નિત્ય એક કલાક એ કામ કરાવે છે. તે શીખવવાને ખેડુતને રાખે છે, એથી સ્કૉલરોને સારી કસરત પહોંચે છે ને વળી સમજ પડે છે ને તેથી તેમની તનદુરસ્તી ઠીક રહે છે. વળી તેથી તેમને ખેતી વિષે જાણવાનો શોખ લાગે છે.

એ કૉલેજના તાબામા ' ઇન્ફંટ સ્કૂલ ' છે. ઉપલા વર્ગના લોકનાં બે ત્રણ વરસના છોકરાને રમાડવાને થોડું ભણેલી બાઇડીઓને રાખે છે, તેઓ રમાડે છે ને રમતા થોડું ભણતા પણ શીખવે છે. ઘરનો પુરષવર્ગ ને સ્ત્રીવર્ગ કામધંધે જાય ત્યારે નાના છોકરા ઘેર રહ્યાથી નઠારી સોબતમા પડે ને તેમને નુકશાન થાય કદાપિ મોટી છોકરીઓને તેમને સાચવવા ઘેર રાખવામા આવે તો તેમને પણ નુકશાન થાય. એ અડચણો દૂર કરવાને માટે તથા સુધારાનું બીજ છેક નાનપણમાથી જ કુમળા મનમા રોપાય તે માટે ઇન્ફંટ સ્કૂલ એટલે બાળશાળા સ્થપાયેલી છે. એ છોકરાઓને શાળામા ભણવાના કરતા રમવાનું વધારે મળે છે. એમને ધૂળમા રમવા દેવામા આવતા નથી. સાફ લુગડા પહેરાવ્યા ન હોય તો નિશાળમા દાખલ કરતા નથી. હાથપગ વગેરે સાફ રાખવાની ટેવ પાડે છે. અપશબ્દ બોલવા દેતા નથી, વગેરે અનેક ફાયદા બાળકોને એ શાળામા મળે છે."

મહીપતરામ ઈંગ્લાંડ જઇ ત્યા બાળકોને કેવી જાતનું શિક્ષણ અપાય છે તથા કયા કયા વિષયો શીખવવામા આવે છે, શિક્ષણ-પદ્ધતિ કેવા પ્રકારની છે તે સર્વનો અનુભવ એક વર્ષમા લઇ યાત્રા સફળ કરી સને ૧૮૬૧ ના એપ્રિલ માસમા મુંબાઇ પાછા આવી પહોંચ્યા.

---

# વનવાસ અને પ્રાયશ્ચિત.

---

પાંડવોએ દ્રૌપદી સહિત અને અર્જુને એકના બાર વર્ષનો વનવાસ ભોગવ્યો હતો, એ લઈને એમ કહી શકાય કે બાર વર્ષનો સગાસંબધીઓ નાથેનો વ્યવહારત્યાગ એ-વનવાસ મહીપતરામ વિલાયત હજારો ગાઉ દૂર ગયા ને ત્યાંથી પાછા ફર્યા પછી તેમને બાર વર્ષ સુધી પોતાના સગાસંબધીઓથી, પિતાથી, કાકાકાકીથી મિત્રો વગેરેથી દૂર રહેવું પડયું એટલું જ નહિ, પણ તેમની સાથેનો તેમનો વ્યવહાર બંધ થયો, તથા વનવાસમાં જેમ માથે અનેક પ્રકારના સંકટ ભોગવવા પડે તેમ ન્યાતથી તથા સગાઓથી અળગા રહ્યાથી મહીપતરામને સંકટો ભોગવવા પડયા એટલે તે સંકટો એમને વનવાસ જેવા જ હતા મહીપતરામને પોતાને તો એ સમય વનવાસ જેવોજ હતો તેથી તેમણે ભોગવેલા વનવાસ અને તે પછી તેમણે કરેલા પ્રાયશ્ચિતને લીધે આ પ્રકરણને વનવાસ અને પ્રાયશ્ચિત એ નામ આપવું મને યોગ્ય લાગ્યું છે

મહીપતરામ સન ૧૮૬૧ના એપ્રિલ માસની ૧૩ મી તારીખે મુંબાઇ ઉતર્યા એમણે વિલાયત જવાને માટે સન ૧૮૬૦ ની ૨૭ મી માર્ચે મુંબઇ છોડયું હતું એટલે એમની વિલાયતની યાત્રા એક વર્ષ ને અઢાર દિવસની હતી મુંબાઇ ઉતર્યા ત્યારે એમને એમના મિત્રોએ યોગ્ય સન્માન આપ્યું મહીપતરામે લખ્યું છે કે “હું વિલાયતથી પાછો આવ્યો ત્યારે મારા મિત્ર ભાઇ ગંગાદાસ કિશોરદાસે મને સત્કાર કરવાને મહેનત કરી અને ભના માજી વકીલ ધાંજનાન મથુરાદાસે તથા સજ્જન વિદ્વાન દાક્તર ભાઉ દાજીએ મારે માટે સદ્ગૃહસ્થોને નોતરી ઓચ્છવ કર્યા ” મહીપતરામ મુંબાઇથી

પાધગ સુરત ગયા, પરંતુ પોતાને ઘેર નહિ ઉતરતા પોતાના ઘરની સામે ખાલી ઘર હતુ ત્યા તે ઉતર્યા એનુ પણ કારણ હતુ. એ બાપ કાકાની સાથે ઘરમા રહે ને તેમની સાથે સબંધ રાખે તો પછી એમની સાથેના સસર્ગને લીધે તેમની સ્થિતિ ઘણી કફોડી થાય તેનો વિચાર એમને હતો ન્યાત વિરુદ્ધ, સગાસબધીઓના અભિપ્રાય વિરુદ્ધ, શાસ્ત્ર વિરુદ્ધ, લોકાચાર વિરુદ્ધ અને સમાજ વિરુદ્ધ જે કાર્ય એમણે કર્યુ તેનુ શાસન તથા પરિણામ એમણે જ ભોગવવા, પણ અન્ય જનોને શા માટે તેમા સડોવી તેમને મુશ્કેલીમા નાખવા એવો વિચાર મહીપતરામનો હતો, ને તેથીજ તે જુદુ ઘર રાખીને ગયા એ રસ્તો તેમણે ગ્રહણ કર્યાથી તે બાપ કાકાથી વિભક્ત થયા ન હતા પિતા વિદ્યમાન હતા ને કાકાકાકીની સાથે રહેતા હતા એમનુ કુટુબ અવિભક્ત હતુ પુત્રના એક વર્ષના વિયોગથી તથા વિલાયતથી પાછા ફર્યા પછી એને માથે કેવા કેવા સકટો તથા કેવી કેવી મુશીબતો આવી પડશે તેના વિચારથી રૂપરામ શરીરે કૃષ થયા હતા અત્યારે એમની વૃદ્ધાવસ્થા હતી ન્યાતબહાર રહેવાથી પુત્રને ઘણ ઘણુ વીનશે તથા તેની દુર્દશા થશે એવુ તે સમજતા હતા, તોપણ પુત્ર પ્રતિ પિતાનુ વાત્સલ્ય આ વખતે પ્રકટ થયુ ને એવા વૃદ્ધે પણ પુત્રની સાથે રહેવા તથા તેની સથે વ્યવહાર રાખવાની ઇચ્છા દર્શાવી પરંતુ મહીપતરામે તેમ નહિ કરવાને પિતાને સમજાવ્યા, એટલે એમણે પુત્રથી વિખુટા પડી ભાઇભાનીની સાથે જ રહી એમણે એમનો જન્મારો પૂરો કર્યો વયોવૃદ્ધ પિતાને પુત્રનો વિયોગ કારીઘા સમાન હતો એથી એના હૃદય ઉપર સખ્ત આઘાત થયો પુત્રની સાથે રહી પુત્રના સુખદુખમા આવે વખતે ભાગીદાર થવુ અને તેને દિલાસો આપી તથા રસ્તો બતાવી તેને માથે પડેલા સકટો ઓછા કરવા એ પિતાનો ધર્મ છે, છતા પિતાથી તે પ્રમાણે ન્યાતના દુરાગ્રહને લીધે, પુત્રની સાથે તેના સુખદુખમા ભાગ લઇ શકાતો

નથી એના વિચારોથી એમના મગજ ઉપર અસર થઇ અને છ સાત મહિનામાં એ સ્વર્ગવાસી થયા

રૂપરામ તો, ઉપર કહ્યા પ્રમાણે, મહીપતરામની સાથે રહી શક્યા નહિ પરંતુ મહીપતરામના ધર્મપત્ની પાર્વતીકુવરે તો પોતાના પ્રિય પતિથી વિખૂટા નહિ રહેવાનો નિશ્ચય જણાવ્યો તેણે કહ્યું કે પત્ની તો પતિની સાથે ધર્મથી જ જોડાયેલી છે તે પતિના સુખ દુખની ભાગીદાર છે પતિ સુખે પત્ની પણ સુખી માટે જીવવુ, મરવુ, દુખસુખ જે થાય તે પતિની સાથેજ મારે ન્યાતનો ખપ નથી, પણ પતિનો છે પત્ની અને પતિ એ એક જ અંગ છે પત્ની પતિની અર્ધાંગના છે તે પતિના સુખદુખની સહભાગિણી છે, તેથી પતિના સુખે તે સુખી ને તેમના દુખે દુખી હોય છે આ પ્રમાણે કહી તે પોતાના પ્રિય પતિની સાથે રહેવા લાગ્યા ને તેનના સુખદુખના ભાગીદાર થયા પાર્વતીકુવરે આવુ હિમ્મત ભરેલુ પગલુ ભરીને પોતાની પતિભક્તિ પ્રત્યક્ષ કરી પરંતુ એ પગલાથી એમના નિકટના સગાઓ નારાજ થયા, લોકો તરફથી એવી વાતો ચાલવા લાગી કે એ દંપતિને હવે પછીથી જે સંતતિ થશે તે પણ ન્યાત બહાર ગણાશે, પુત્ર અવતરશે તો ઝાઝી ચિંતા નથી, પણ પુત્રી અવતરશે તો તેને લેશે કોણ ? ન્યાતમાથી તો તેને કોઇ પરણશે નહિ એને કુવારી રાખશે ? કોઇ કુવારો રહેલો સાભળ્યો છે, પરંતુ કોઇ કુવારી રહેલી કદિ સાભળી છે ? પરણ્યા વિનાની દીકરી એ તો છાતી ઉપરની ધગધગતી સગડી આવા આવા કઠણ વચનો પાર્વતીકુવરને મુખે કહેવામા આવેના તથા લોકો એની પૂઠ પાછળ બોલતા, પરંતુ તે બોલ મનમા લાવ્યા વિના, તેની દરકાર કર્યા વિના, તથા જરા પણ સામો ઉત્તર આપ્યા વિના શાંતિથી દંપતિ દિવસ નિર્ગમન કરવા લાગ્યા

આ સમયે ન્યાતનો વિરોધ તો એવો સજ્જડ હતો કે પોતાના

જન્મસિદ્ધ ઉગ્ર સ્વભાવ પ્રમાણે મહીપતરામ જરા પણ આડુંઅવળું બોલ્યા હોત તો બળનામાં ઘી જ હોમાત. આથી સમયસાધક બની આસપાસની પરિસ્થિતિ જોઇ જરા પણ બોલ્યા ચાલ્યા વિના મહીપતરામ પોતાની નોકરીએ ચઢ્યા. એ વખતે એમની બદલી ધોળકાના ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર તરીકે થઇ હતી, તેથી તે ધોળકે જવાને માટે પત્નીની સાથે અમદાવાદ જવા નીકળ્યા; એ વખતની પોતાની સ્થિતિનું વર્ણન મહીપતરામે પોતે કર્યું છે તે ઉપરથી એમના સંકટનો આરંભ કેવી રીતે થયો હતો તેનું તાદૃશ ચિત્ર આપણી આંખ આગળ ખડું થઇ રહે છે.

"વિલાયત જવા માટે ન્યાતબહાર રહેવું એમા આબરૂ છે, ને તેથી પડતા સંકટ અને અપમાન સહન કરવા એમા પણ સુખ અને લ્હાણુ છે. હું તેમ માનનો ને માનું છું" એવાં વચનો મહીપતરામે કહ્યાં છે વિશેષમા તેમણે કહ્યું છે કે "એ બાર વરસમા મને ઘણી આપદા પડી. એ અડચણોની પીડાથી લોકનાં ઝેર જેવા વચન સાભળવાની પીડા વધારે હતી. બીજી ન્યાતો કરતા નાગરી ન્યાતમા કાઇક સભ્યતા વધારે હોવાથી હમારે મ્હોડે ચડી કોઇ કહેતુ નહિ. પરંતુ પૂઠ પાછળ હમારા ઉપર કડવા શબ્દોનો વરસાદ વરસતો. હવે એના છોકરાને કન્યા મળશે નહિ, એ તો રઝળી રવડીને મરશે, એનો વેલો આગળ ચાલશે નહિ, એનો જન્મારો ખરાબ થયો ને એનો ફેરો અફળ ગયો; વિલાયત જઇ આવેલા માણસને ન્યાતમા કદિ લેવાય નહિ; એનાં છોકરા રઝળશે. એને દીકરીઓ અવતરશે તેને કોઇ લેશે નહિ? આવા વચન તો મુકાબલે નરમ હતા. એથી વધારે કઠણુ જે સાભળતા માથાથી પગ સુધી ઝાળ ઉઠે એવી બોલીથી, ગાળથી અને બેન બાણેજાદિક સગાંના રડવાથી આ સતીનું ( પાર્વતીકુંવરનું ) ધૈર્ય ચળ્યું નહિ."

આગળ ચાલતા તે કહે છે કે "પ્રથમ કોઇ શહ્ર પણ ઘર ધધો કરવાને અમારે ઘેર ચાકર ન રહ્યો. તેથી સુરતથી અમે ચાકર વગર નીકળ્યા. વડોદરે આવ્યા ત્યારે ત્યા તે વેળા નરહરીશંકર મણીશંકર નામે સુરતનો અને સુધરેલા વિચારનો નાગર બ્રાહ્મણ રેલ્વે ખાતામા નોકર હતો તેણે અમને પોતાને મુકામે ઉતારો આપ્યો. અમે આવીએ છીએ એવું તેણે સાભળ્યું હતું તે ઉપરથી તેણે સ્ટેશન ઉપર આવી અમારો સત્કાર કર્યો ને પોતાને મુકામે તેડી ગયો તેને ત્યા એક કોળી ચાકર હતો તેને તેણે અમારી જોડે મોકલ્યો. નડીઆદમા અમે ધર્મશાળામા ઉતર્યા, પણ અમારા આવ્યાની વાત જાણી ત્યાના વડા પ્રખ્યાત દેસાઇ ભાઉ સાહેબે (બિહારિદાસે) આવી ઘણીજ લાયકી ભરેલી હકેઠ કરી તેમની જોડે તેમને ઘેર જઇ ઉતરવાની જરૂર પાડી વિવેકી દેસાઇએ પાર્વતી કુંવરને ઘણુ જ માન આપ્યુ. દેમાઇએ અમદાવાદમા સાકડીશેરીમા હજીરાની પોળમા પોતે ભાડે રાખેલુ ઘર હતુ. એ ઘરમા અમને ઉતારો આપવાનો બંદોબસ્ત તેમણે કર્યો. અમે અમદાવાદ આવ્યા ત્યારે પ્રથમ અમારા સ્નેહી રણછોડદાસ અમીચંદ મહેતાજીને ઘેર આકાશેઠ કુવાની પોળે ઉતર્યા ને ત્યા બે દિવસ રહી હજીરાની પોળે ગયા"

અમદાવાદમા મહીપતરામના બે મિત્રો હતા; એક તો સરદાર ભોળાનાથ અને બીજા રામપ્રસાદ લક્ષ્મીલાલ સરદાર ભોળાનાથ સાથેની એમની મૈત્રી ઉત્તરોત્તર ગાઢ થતી ગઇ હતી પરંતુ આરભમા સમુદ્રપ્રયાણને લીધે બે વચ્ચેનો વ્યવહાર પ્રથમના જેવો ચાલુ રહેશે કે નહિ તે વિષે સમયની પરિસ્થિતિ જોતા કોઇના પણ મનમા સ્વાભાવિક રીતે શંકા ઉપસ્થિત થાય. પરતુ એવી શકા રાખવાનુ કાંઇ કારણ ન હતું. અમદાવાદમા એ બન્ને મિત્રોએ મહીપતરામ સાથેનો સબંધ પૂર્વના જેવો જારી રાખ્યો. એક બીજા એક બીજાને મળવા લાગ્યા

એટલું જ નહિ પણ સ્ત્રીવર્ગે પણ એક બીજાને ત્યાં હળવા મળવા જવાનું જારી રાખ્યું. સુરતમાં જે દુરાગ્રહ એમણે અનુભવ્યો હતો તેવો અમદાવાદમાં અનુભવ્યો નહિ, તથાપિ બે મિત્રના ઘર સિવાયના બીજાં ઘરોએ મહીપતરામની સાથે વ્યવહાર રાખ્યો નહિ, પરંતુ એ થોડા કાળને માટે જ હતું. જેમ જેમ દિવસ વીતતા ગયા તેમ બધું ઘસાતું ગયું. આ સ્થિતિ મહીપતરામને એક પ્રકારના દિલાસારૂપ હતી. સુરતમાં મહીપતરામ બહાર નીકળતા ત્યારે લોકો તેમને જોવાને માટે બારીએ કે બારણે દોડી જતા, અને તેમના તરફ આંગળીઓ થતી. આ વિલાયત જઇ આવ્યા ! વાહ ! જુવોને શીકલ તો વિલાયત જવા જેવી જ છે ને ' જાણે વિલાયતી વાદરૂં ! આવા આવા મશ્કરીના શબ્દો મહીપતરામને કાને પડતા, પણ તેની ગણકાર કર્યા વિના મહીપતરામ આડુંઅવળું જોયા વિના પોતાને કામે સીધે રસ્તે ચાલ્યા જતા હતા. અમદાવાદમાં એમણે સુરત જેવું કંઇ અનુભવ્યું નહિ. તોપણ મહીપતરામનું ઓળખાણ કેવી રીતે કરાવાતું હતું તે બાબત નરસિંહરાવે એક ઉલ્લેખ કર્યો છે. એમણે કહ્યું છે કે " વડોદરામા એક પ્રસંગે મહીપતરામ મ્હારા વડીલ બધુ ભીમરાવને ઘેર પ્હરૂણા હતા; સાઝે ઘરના ઓટલા ઉપર ભીમરાવ, મહીપતરામ અને બીજા એક બે મિત્રો બેઠા હતા; તેમા પેલા જૂનાગઢી ગૃહસ્થ પણ હતા. એઓને ભીમરાવે મહીપતરામનું ઓળખાણ કરાવ્યું. તરતજ એ ગૃહસ્થ બોલી ઉઠયા; " આ મહીપતરામ કે ? આપણી ન્યાતમા ઘોળ ઘાલ્યો હતો તેજ આ મહીપતરામ ' ઓ શંકરભાઇ ' આમ આવો, મહીપતરામ જોવા હોય તો " આવા ઉપહાસના શબ્દો તેમને ઘણીવાર સાભળવા પડતા, પણ ક્ષમાધર શાંતિ પકડી બોલનારને ક્ષમા આપી બધું હસવામા જ ગણી કાઢી નાખતા હતા. એમની પ્રકૃતિ એક તો ક્રોધી હતી, તેમા

અસહ્ય ને શરીરને વીંધી નાખે એવા વાગ્બાણો અનેક દિશાએથી છૂટતા તે પી જઇ ક્રોધાગ્નિને સમાવી દેવાનો અભ્યાસ મહીપતરામે પાડયો ન હોત તો દુર્બલ શરીરમા દુર્બલતા વિશેષ વ્યાપ્ત થાત ને તેથી તેમના આયુષ્ય ઉપર પણ તેની અસર થાત. એવા પ્રહારોથી હૃદયમા લાગણી થતી, પણ તે લાગણીને સામાજિક અનેક કાર્યોમા પોતાનું મન પરોવી દબાવી દેવાની તેમણે ટેવ પાડી હતી ને એથીજ એમનું શરીર ટકી રહ્યુ હતું. એમને સ્થાને કોઇ નબળા પાતળા મગજનો પુરુષ હોત તો એવા અસહ્ય આઘાતોથી ક્યારનો રામશરણ થઇ ગયો હોત.

ભોળાનાથની સાથેની મૈત્રીને લીધે અથવા તો લાખા પટેલની પોળના નાકે મિત્રનુ ઘર ખાલી હતુ તેથી, તેમા ર્‍હેવા જવાનો એમનો વિચાર થયેલો પરતુ એ વિચાર તરતજ ફરી ગયો, કારણ એ ઘરમા જે ટાકું હતુ તેમાનું પાણી ભરવાનો ભોળાનાથના પિત્રાઇઓનો હક્ક હતો તેથી એ ઘરમા વાસ કર્યાથી નવું કાઇ જાગે અને પોતારૂપી ઝઘડો અમદાવાદમા પણ ઊભો થાય તે યોગ્ય ન કહેવાય એ વિચારે એ ઘરમા રહેવા જવાનો વિચાર એમણે માડી વાળ્યો ખરે, મહીપતરામે આ વિચાર ડહાપણ ભરેલો કર્યો, નહિ તો સુરતનું ઝેર અમદાવાદ આવત ને અહીં પણ વાડા પડત. તથાપિ સુરતનો ઝઘડો ચાલીને આખરે અમદાવાદમા આવ્યો તો ખરો. એટલુજ નહિ, પણ તેણે કાઠિયાવાડમાના ભાવનગર, જુનાગઢ વગેરે નાગરોના ગામો સુધીનું પ્રયાણ કર્યું.

સંવત ૧૯૧૮ ના પોષ માસની પૂર્ણિમાએ એટલે કે સને ૧૮૬૨ ના જાન્યુવારી માસમા મહીપતરામના પિતા સ્વર્ગવાસી થયા. એમના અવસાનની ખબર મહીપતરામને મળી તે વખતે એમનો પુત્ર માંદો હતો, તોપણ એ માદા પુત્રને લઇને મહીપતરામ સુરત ગયા.

મહીપતરામ પ્રતિ ન્યાતના કોપનો અગ્નિ જે ધુંધવાઇ રહ્યો હતો તેને એમના સુરત જવાના કારણ રૂપી વાયુ મળ્યાથી તેમાંથી એકદમ ભડકો નીકળ્યો. સુરતના નાગરોએ ન્યાત મેળવી. બાલાજીના મંદિરમાં ન્યાતના લોકો ભેગા થયા. એ પંચમા કેટલાક મહીપતરામના પક્ષના હતા તથા કેટલાક તેનાથી વિરુદ્ધ હતા. પરંતુ મહીપતરામના પક્ષના લોકોની શેહ તેનાથી વિરુદ્ધ પક્ષના ઉપર એવી પડી કે એમને ન્યાત બહાર મૂકવાનો જે ઠરાવ મૂકવામા આવ્યો તે વાયુ વેગે ઉડી ગયો. પરંતુ તેટલેથી કાઇ પત્યું નહિ. વેદપાઠી ભીક્ષુકવર્ગ બળવાન હતો. એ વર્ગ મહીપતરામની અતિ વિરુદ્ધ હતો. એનો લાભ લઇ મહીપતરામની વિરુદ્ધના નાગર ગૃહસ્થો ભીક્ષુકવર્ગની સાથે મળી ગયા. એમણે મહીપતરામના ગોરને દશા, અગિયારમા, બારમા ને તેરમાની ક્રિયા કરાવવાની ના કહી અને વિશેષમા એટલું જાહેર કર્યું કે જે કોઇ ઉત્તરક્રિયા મહીપતરામને કરાવશે તેને ન્યાત બહાર મૂકવામા આવશે. આ મોટો વાધો પડયો. ગાડું અહીં અટકયું. આ અટકાયતથી મહીપતરામને રીસ તો ઘણી ચઢી, તોપણ તેમણે ધૈર્ય રાખ્યું. એક તો ઉપાધિ પુત્રના મંદવાડની હતી તેમાં આ બીજી ઉપાધિ આવી. સગાસંબંધીઓ લૌકિકે ને દિલાસો દેવા તથા પુત્રના મંદવાડની સારવાર કરવા એમને ઘેર આવે તે પણ બંધ થયા. કારણ ન્યાતમા એવી વાત ચાલી કે મહીપતરામને ત્યા ન્યાતના લોકો તથા સગાસંબંધીઓ મળવા હળવા જાય છે ને એમની ગોળીનું પાણી પીએ છે. આથી જે લોકો એમને ત્યા જશે તેમને પણ ન્યાત બહાર મૂકવામા આવશે એવો હુકમ બહાર પડયો. માથે સંકટો પડવામા શું બાકી રહ્યું ? પિતાની ઉત્તરક્રિયા પુત્રને હાથે થાય તો પિત્રીઓની સદ્‌ગતિ થાય એવી પ્રાચીન કાળથી ચાલી આવેલી પ્રણાલિ ને તે થવામા પણ વિક્ષેપ, અને વળી મંદવાડમા સગાવહાલાઓ જોવા કે સારવાર કરવા આવે તેમને પણ આવવાનો

પ્રતિબંધ એ સર્વેએ એમના મન ઉપર ઉંડી અસર કરી. આ સમયે હિમ્મતબહાદુર મહીપતરામની હિમ્મત ગળી ગઇ. તે ગળગળા થયા ને સ્નેહી નદશંકરની સાથે વાત કરતા છાતીએ ડુમો ભરાયો અને આંખમા ઝળઝળીઆ આવ્યા. મહીપતરામે પોતે કહ્યુ છે કે "મારા સંકટનો કઠણમા કઠણ સમય આ હતો." એ વેળા એમના ટાંટીઆ ઢીલા થયા. આથી ઉત્તરક્રિયાનું કાર્ય કાકાને સોપી એ અમદાવાદ ગયા.

આ વખત પછી થોડો સમય વીત્યો નહિ એટલામા એમની બદલી ધોળકેથી અમદાવાદમાં ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ તરીકે થઇ. હવે મહીપતરામ અમદાવાદમા સ્થાયી થયા. સને ૧૮૬૨ થી એમનું અવસાન ૧૮૯૧ મા થયું ત્યાસુધી એ એજ સ્થાને રહ્યા હતા. એમનાથી પિતાની ઉત્તરક્રિયા થઇ શકી નહિ તેનો ખટકો એમના મનમા સાલતો હતો. એથી ઉત્તરક્રિયા કરવી એવો મમત એમને ભરાયો ને એમણે અમદાવાદમા પરજ્ઞાતિના બ્રાહ્મણોથી પ્રાયશ્ચિતની ક્રિયા કરી એ પ્રાયશ્ચિતની ક્રિયા સંબંધી બુદ્ધિપ્રકાશના સને ૧૮૬૨ ના એપ્રિલ માસના અંકમા એક પત્ર પ્રસિદ્ધ થયેલો છે તે અત્રે લીધાથી એ પ્રાયશ્ચિત કેવા પ્રકારનું હતું તે પ્રત્યક્ષ થશે.

## વિલાયત જવાની તકરારનો કેટલોક નિકાલ.

દોહરો

સુખ વિદેશે સચરો, કરો ભલેરા કામ,
પ્રેમ ધરી વિધિ પાળતા, નિર્મળ કરશું નામ

ગવસાહેબ મહીપતરામ રૂપરામ સંવત ૧૯૧૬ ના ચૈત્ર શુદિ ૫ ને દિવસે મુબાઇથી વિલાયત જવાને નિકળ્યા હતા. તેઓ આશરે એક વર્ષ રહીને પાછા સ્વદેશ આવ્યા. એમની જોડે એક ઉદીચ્ય

સદરહુ બ્રાહ્મણને તેડી ગયા હતા, તે છતા પણ એમની જ્ઞાતિના મોટાએ હરકત લીધી. તે ઉપરથી એમણે પુના વગેરે વિદ્વાન શાસ્ત્રીઓ ઉપર પ્રશ્ન મોકલ્યા. તે શાસ્ત્રીઓએ ધર્મશાસ્ત્રની સ્મૃતિઓ વગેરેના પુસ્તકો જોઇને શાસ્ત્રાર્થ લખી મોકલ્યો, તે પ્રમાણે વર્ત્યા. એ શાસ્ત્રાર્થની મતલબ એવી છે કે જે મ્લેચ્છ દેશમા ગયા, અને નાવમા જેટલા દિવસ થયા તેટલા દિવસ સ્નાન સધ્યા વગેરે કાર્ય કરવામા હરકત પડી તેથી મનુ વગેરે સ્મૃતિઓના વચન પ્રમાણે "તપ્તકૃચ્છ" નામે પ્રાયશ્ચિત કરવું, તથા પુન સંસ્કાર કરવો એ 'તપ્તકૃચ્છ'ની ક્રિયા ૫ડે કરે અથવા ધનવાન હોય તો તેને બદલે શાસ્ત્રમા કહેલા પ્રાજાપત્ય આપે. સરકારે મહીપતરામભાઇને અમદાવાદ શહેરમા નોકરી ઉપર રાખેલા છે, ને લાબી રજા સુરત જવાને મળે નહિ, તથા અમદાવાદ શહેર રાજનગર કહેવાય છે ને ગુજરાતની રાજધાની છે, ત્યા સારા સારા વિદ્વાન બ્રાહ્મણો રહે છે, માટે શાસ્ત્ર પ્રમાણે સઘળી ક્રિયા એ જ શહેરમા કરી; તે એવી રીતે કે સવત ૧૯૧૮ ના માગશર શુદિ ૧૩ રવિવારને રોજ દિવસના અગિયાર વાગતે શ્રી સાબરમતીના કિનારા ઉપર સપ્તઋષિને આરે પ્રથમ દેહશુદ્ધ પ્રાયશ્ચિત કર્યું, ને ૩૬૦ ગૌદાનનો સકલ્પ કર્યો, તેમની સાથે તેમની સ્ત્રી રહ્યા તેથી સસર્ગદોષ નિવારણ કરવાને ધર્મશાસ્ત્ર પ્રમાણે તેમણે પણ પ્રાયશ્ચિત કર્યું. તે વખતે શાસ્ત્રીઓ, પુરાણીઓ, જોષીઓ, વૈદો, મત્રશાસ્ત્રીઓ તથા અગ્નિહોત્રી વગેરે કર્મકાડના જાણનાર તથા ગુજરાતમા મુખ્ય નર્મદાના કિનારા ઉપર શુક્લતીર્થ કરીને વેદવિદ્યાનુ મુખ્ય સ્થળ છે ત્યાના વેદપાઠી બ્રાહ્મણો ૪ તથા તેની સાથે કેટલીક જ્ઞાતિના મુખ્ય બ્રાહ્મણો મળી આશરે ૭૫ બ્રાહ્મણોએ દેહશુદ્ધ પ્રાયશ્ચિત કરાવ્યુ તે વખતે એમના મિત્ર રાવસાહેબ ભોળાનાથ સારાભાઇ વડનગરા નાગર તથા રાજેશ્રી રણછોડભાઇ છોટાલાલ સાઠોદરા નાગર વગેરે પધાર્યા હતા

ઉપલે દિવસે પુનઃસંસ્કાર કરવાને વખત ન મળવાથી પાછું શુદ્ધ મુહૂર્ત પૌષ શુદિ ૨ વાર ગરેઉને દિવસે આવ્યું તે દહાડે એજ નદીને કિનારે દિધીચી ઋષિના આશ્રમ આગળ નીલકંઠ મહાદેવના દેવળ પાસે ઘણીએક ન્યાતિના વિદ્વાન બ્રાહ્મણો મળીને પુનઃસંસ્કાર કર્યો. તે વખતે ઉદીચ્યસહસ્ર, ઉદીચ્ય ટોળકીયા, મોઢ ચાતુર્વેદી, મોઢ ત્રિવેદી, નવાડી મેવાડા, ભટ મેવાડા, ખેડુવાબાજ, શ્રીમાળી, શ્રીગૌડ, ઝારોળા, ગોમતીવાળ તથા સાચોરા વગેરે કેટલીએક ન્યાતોના વિદ્વાન બ્રાહ્મણો મળીને ભાઇ મહીપતરામને પુનઃ સંસ્કાર કરાવ્યો. તે વખતે ૯૫ બ્રાહ્મણો હાજર હતા, ને કેટલાએક ગૃહસ્થો પણ બિરાજ્યા હતા.

ઉપર લખેલી ક્રિયાઓ કર્યાથી એઓ શુદ્ધ થયા એવું બ્રાહ્મણો માને છે કે નહિ તેનું પારખું જોવાને પૌષ શુદિ ૧૨ ને રોજ મકરસંક્રાતિનો તહેવાર હતો તેથી કેટલાએક બ્રાહ્મણોને ફરાળ કરવાને તથા દક્ષિણા આપવાને તેડયા. તે દિવસે ધાર્યા કરતા વધારે બ્રાહ્મણો આવ્યાથી મંગાવેલી બરફી વગેરે ફરાળ ખુટી પડયો, તેથી તુરત બીજો મગાવવો પડયો. પાણી વગેરે સઘળું એમના જ ઘરમાથી લીધું હતું. રસ્તામા ભીક્ષાવૃત્તિ કરનાર બ્રાહ્મણોને એક એક પૈસો આપતાં આશરે રૂ. ૩ ના પૈસા થયા હતા

એવા મોટા કામને અંગે કોઇ વેદોક્ત પુન્યનું કામ કરવાની ઇચ્છા થઇ તેથી ગાયત્રી પુરશ્ચરણનો આરંભ પૌષ વદી ૭ ને રોજ શહેર અમદાવાદમા ઘીકાટે પંચભૈયાની પોળ આગળ તાડકેશ્વર મહાદેવના દેવળમાં કર્યો તે જપના વરણમા આશરે ૭૦ બ્રાહ્મણો બેઠા હતા. તે સમારંભમા એ શહેરના નામાંકિત જોશી છત્રેશ્વર અગ્રેસર હતા. એ ગાયત્રી પુરશ્ચરણનું અનુષ્ઠાન પાચ દિવસ સુધી ચાલ્યું. તેમા પહેલા બે દિવસ એજ મહાદેવના સામે શેઠ ડાહ્યાભાઇ

અનુપચંદની વાડી છે તેમાં એ બ્રાહ્મણો જમ્યા, ને ત્રીજે દિવસે તેજ બ્રાહ્મણોએ ભાઇ મહીપતરામને વિનતિ કરી જે બ્રાહ્મણ ભોજન તો યજમાનને ઘેર જ ઘટે, માટે આજથી આપને ઘેર રસોઇ કરાવો. તે ઉપરથી પોતે રહે છે ત્યા જ નીચે પડાળીમાં રસોઇ કરાવી બ્રાહ્મણ ભોજન કર્યું. એજ રીતે ત્રણ દિવસ સુધી બ્રાહ્મણો જમ્યા ને છેલ્લે દિવસે એટલા તો બ્રાહ્મણો જમવા આવ્યા કે ત્રણ વખત રસોઇ કરી પણ પૂરૂં થયું નહિ.

મહા શુદિ ૧૫ શુક્રવારે ભાઇ મહીપતરામના પિતાનો માસીસો હતો તથા નવચંડી હતી. તે દિવસે આશરે ૮૦ બ્રાહ્મણ નોતર્યા હતા. એ દિવસે તો બ્રાહ્મણોએ એમની મેડીએ રસોડામા બેસીને બરફી પુરીનાં મિષ્ટાન્ન મોટી ખુશીથી લીધા.

મહા વદી અમાવાસ્યા શુક્રવારે ભાઇ મહીપતરામના પિતાનું ઊનમાસિક હતું. માટે એ દિવસે આ દેશની રીત પ્રમાણે બ્રાહ્મણ ભોજન કર્યું. બ્રાહ્મણ ભોજન કરતા હતા તે વખત એમણે પંગતમા ફરીને દક્ષણા આપી ને એમની સ્ત્રી પણ પગતમા ફર્યાં. એ વાત શહેરમા જાહેર થઇ, પણ જમનાર બ્રાહ્મણોને કાઇ તરેહની હરકત કરી નહિ, ને કોઇએ ખોટું પણ કહ્યું નથી.

આ પ્રાયશ્ચિત કરતા પહેલા સંવત ૧૯૧૮ ના કાર્તિક વદી ૮ સોમવારે લખેલો ધોળકેથી ઓઝા વિષ્ણુ ઓધવજી તથા ત્રવાડી રઘુરામ ગવિદત્ત વગેરે શ્રીમાળી ન્યાત સમસ્તના તરફથી પત્ર આવ્યો તેમા લખ્યું હતું કે શાસ્ત્ર રીતિ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરાવી તમારે અહીં અમો જમીશું, ને બીજા તમારી જ્ઞાતિના વડનગરા નાગર બ્રાહ્મણો સાથે જેટલો વહેવાર રાખીએ છીએ તેટલો તમારી સાથે રાખીશું. ધોળકામાં શ્રીમાળી ચોરાશી ન્યાતમા મુખ્ય ગણાય છે."

છપ્પો.

વિધિ બોલ્યા વિદ્વાન જ્ઞાન ગ્રંથોનું જાણી,
મહિપતિએ દેઇ માન, પ્રીતિ શું વાત પ્રમાણી;
વધા વેદિયા વેદ કર્મ તે વિધિએ કીધા,
ભોજન દેઇ બહુ ભાતિ, દાન વિપ્રોને દીધા
શુદ્ધ થયા મહિપતિ, તમે વેદ પથ મન ધારિયો,
દ્વિજ કે સઉ વિપ્ર મળી, આશીર્વાદ ઉચારિયો.

લી જોષી ઉત્તમરામ દુલ્લભરામ.

મહીપતરામે અમદાવાદ જઇ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કર્યું, એટલે એમને કેટલીક સાંસારિક અડચણો આવતી હતી તે હવે મટી ગઇ, ને એમનું કામ સરળ ચાલવા માંડયું આથી એમના મનને એક પ્રકારનો સંતોષ થયો પરંતુ પોતાના જન્મસ્થાન સુરતમાં તો મહીપતરામ વિરુદ્ધનો મમત જેવો ને તેવો હતો મહીપતરામે સમુદ્ર પ્રયાણ કર્યું ત્યારે કવિ દલપતરામે એક ઉકિત ગાઈ હતી, કે

નાગર નર હારે નહિ, હારે હોય હજામ,
કહેવત તે સાચી કરી, રાખી મહીપતરામ

તેમ વિલાયતથી પાછા ફર્યા પછી પણ દલપતરામે એમની પ્રશંસા કરી છે તેમાની એક પંકિત એવી છે કે

મોટું એણે કીધું કામ, માટે દેશે મોટું માન;

મોટા મોટા મહિપતિ, મહીપતરામને.

'નાગર નર હારે નહિ, હારે હોય હજામ' એ ઉકિત પ્રમાણે અત્યાર સુધીમાં મહીપતરામ હાર્યા ન હતા ને એમણે નમ્યું આપ્યું ન હતુ. એમણે પોતાની વીરતા સિદ્ધ કરી

આપી હતી, તથાપિ ન્યાત જાતથી કે સમાજથી દૂર રહ્યાથી કોઇ પણ પ્રકારનો ધારેલો સુધારો થઇ શકવાનો નથી, પણ ન્યાતમા રહીને સમાજની સાથે સેળભેળ થયાથી જ સુધારો કરી શકાશે એવો એમનો મત હતો. એમણે માત્ર મૌન ધારણ કર્યું હતું, પરંતુ ન્યાતની સાથે સામા શિંગડા માંડ્યા ન હતા. સુરતમાં પોતાના પક્ષના કેટલાક મિત્રો તથા સુધારો દાખલ કરવાની ઇચ્છા વાળા પુરષો હતા. તેમની ઇચ્છા કોઇ પણ પ્રકારે તોડ કાઢી મહી તરામની સાથે વ્યવહાર ચાલુ કરવાનો હતો. નંદશંકર માસ્તરે એમા આગળ પડતો ભાગ લીધો હતો અને મિત્ર સાથેની મૈત્રી જાળવી હતી ઉપર કહેવામા આવ્યું છે કે સુરતની નાગરી ન્યાતમા તાપી-પ્રસાદનો ન્યાય એ આખી જ્ઞાતિનો ન્યાય. તાપીપ્રસાદ પાસેથી એમના કનિષ્ઠ ભાઇ દુર્ગાપ્રસાદે મહીપતરામ પાછા ફરે તે વખતે એમને ન્યાતમા લેવાને મદદ કરવાને માટે વચન લીધું હતુ એ આપણે વાચી ગયા છીએ.* એથી તાપીપ્રસાદનો વિચાર તેમને સહાય કરવાનો હતો. પરંતુ મહીપતરામના મિત્રોમાથી કોઇ આગળ પડી એ વાતને હલાવે એટલું જ બાકી હતું. એથી નદશકર આગળ થયા ને તાપીપ્રસાદ દેસાઇને તેમણે ખૂબ સમજાવ્યા. તાપીપ્રસાદ પ્રથમ તો એકના બે ન થયા. તેમણે કહ્યું કે સાધારણ ગુન્હો હોય તો તેનું પ્રાયશ્ચિત્ત પણ હોય. પરતુ સમુદ્રગમન એ તો મહાપાતક એટલે એનુ પ્રાયશ્ચિત્ત હોઇ શકે જ નહિ. વળી નાગરોની ન્યાતમા મારા એકલાનુ ચલણ નથી. આપણે ભીક્ષુક વર્ગ સાથે બેટી વ્યવ હાર તો નથી, પરતુ રોટી વ્યવહાર તો છે. એ વર્ગથી આપણાથી છૂટા પડી શકાય નહિ. શૌચઅશૌચની આપણને ક્રિયા કરાવનારો એ વર્ગ વિવાહવાજન વખતે કર્મ કરાવનારો એ વર્ગ. એટલે દરેક સારા નરસા કાર્ય વખતે આપણને એમની જરૂર, તો પછી બધા મળી કાંઇ રસ્તો કાઢે તો મને બધાને સહાય કરવાને વાંધો

નથી, એવું દેસાઇજીએ કહ્યું. તાપીપ્રસાદ દેસાઇ અને દીનમણીશંકર શાસ્ત્રી એ બેની વચ્ચે મિત્રતા હતી ને એવી કે દિવસમાં એકવાર એક બીજા મળ્યા વિના રહે નહિ. શાસ્ત્રીને તાપીપ્રસાદને ઘેર ગએ ગયા વિના ચાલે જ નહિ. આથી તાપીપ્રસાદે લાગ જોઇ શાસ્ત્રી આગળ મહીપતરામ સંબંધી વાત ઉચ્ચારી, અને એમની સાથે વ્યવહાર ચલુ થાય એવો રસ્તો બતાવવા કહ્યું. શાસ્ત્રીજીનું તો એ વાત સાંભળતાં જ વિકરાળ સ્વરૂપ થયું. તેણે કહ્યું મહિપતરામ સંબંધી તો વાત કાઢશો જ નહિ. એથી આપણી મિત્રતામાં ખલેલ પડશે. આવી બીક બતાવ્યાથી તાપીપ્રસાદ બીવા નહિ. દીનમણી શંકર શાસ્ત્રી જેટલા પોતે વિદ્વાન તથા શાસ્ત્રજ્ઞ નહોતા, તોપણ તેમને પણ થોડું ઘણું શાસ્ત્રનું જ્ઞાન હતું. એ બે વચ્ચે કેટલા દિવસ સુધી મહીપતરામને પ્રાયશ્ચિત્ત કરાવી ન્યાતમાં દાખલ કરવા બાબત ટપાટપી ચાલ્યા પછી શાસ્ત્રીજીએ શાસ્ત્રના આધાર બતાવો તો એ સંબંધી વિચાર કરવામાં આવશે એવો આખરે બે વચ્ચેની તકરારનો ઠેરાવ કર્યો. આ ઉપરથી તાપીપ્રસાદના એક નાગર ગૃહસ્થ મિત્ર જાતિ કુળના હતા તેમનું નામ અત્યારે મને યાદ આવતું નથી. એ જાતિ વિદ્વાન હતા એટલું જ નહિ પણ શાસ્ત્રજ્ઞ હતા તથા અગ્નિહોત્રી પણ હતા. તેઓ અને તાપીપ્રસાદે મળીને શાસ્ત્રોના પાના ઉથલાવ્યા ને મહા મહેનતે પ્રાયશ્ચિત્ત કરાવી શકાય એવા વચનો કાઢ્યાં. એ વચનો દીનમણીશંકર શાસ્ત્રીને બતાવવામાં આવ્યાં એટલે તેમના પોતાના મનની ખાતરી થયાથી એમણે વેદમૂર્તિ બીજા વિદ્વાન બ્રાહ્મણો આગળ મહીપતરામના પ્રાયશ્ચિત્તની વાત મૂકી. સાત સાત વર્ષના વ્હાણાં વાયાં ને મહીપતરામ રૂપી કજીઓ ન્યાતમાં ચાલ્યા કર્યો. આવા કજીઆથી ગૃહસ્થ અને બીતુક વર્ગ બન્ને કંટાળ્યા હતા. મમત પણ એ ઓછો થયો હતો. મહીપતરામ પ્રાયશ્ચિત્ત કરવાને તૈયાર હતા. એમને કજીઓ વધારે

નહતો એ વીર પુરુષ તો દઢતાથી માથે જે પડ્યુ તે સહન કર્યુ હતુ ને તેમા જ પોતાનો અતે વિજય થશે એમ માન્યુ હતુ

દીનમણીશકર શાસ્ત્રાર્થ કરવામા રોકાયા એવામા મહીપતરામના કેટલાક અગત મિત્રો સુરત પાસે કતારગામમા મહીપતરામને લઇ ઉજાણીએ ગયા ને બધાએ સાથે બેસીને ખાધુ પીધુ નદશકરે એમા મુખ્ય આગળ પડતો ભાગ લીધો હતો આ વાત બહાર પડતા ન્યાતમા ઘણી ચર્ચા થઇ જેમણે મહીપતરામ સાથે વ્યવહાર બાધ્યો ને તેમની સાથે ખાધુ પીધુ તેમને ન્યાતબહાર મૂકવા જોઇએ એવો આગ્રહ થવા લાગ્યો નદશકરના સસગ વિદ્યારામ ધર્મયુગ્ન હતા, એટલે તે એના સુધારાની વિરુદ્ધ હતા પરતુ પોતાનો જમાઇ ન્યાત બહાર મુકાય એ એમનાથી સહન થઇ શકે એમ પણ ન હતુ કારણુ ન્યાતબહાર મૂકાવુ એ એક પ્રકારનુ તે સમયમા લાછન ગણાતુ હતુ મહીપતરામ સાથે જમેલા ન્યાતબહાર મૂકાશે તો નાની ન્યાતમા તડ પડશે, એવી ભીતિ હતી ન્યાત નાની હોવાથી દીકરા દીકરીના લગ્નસબધ માહોમાહે થતા હતા તેથી ન્યાતમા પક્ષ પડશે તો બેનબેટીઓ માસરા પીયેર કરી શકશે નહિ એવા વિચારોને લીધે તડ પડવા દેવા નહિ એવા ઘોરણ ઉપર ઉતરવુ એજ પરિસ્થિતિ નીહાળતા ઉત્તમોઉત્તમ છે એમ બધાને સમજાયુ ગૃહસ્થ વર્ગ આમ વિચાર કરી રહ્યો હતો તેમ ભીક્ષુકવર્ગમા પણ ફાટફૂટ પડી હતી કેટલાએક પ્રાયશ્ચિત્તના મતના હત તથા કેટલાએક તેથી વિરુદ્ધ અભિપ્રાયના હતા ઝાઝ તાણ્યે તૂટી જશે એવુ વિચારી દીનમણીશકરે શાસ્ત્રાર્થ કર્યો અને મહીપતરામ પાસે પ્રાયશ્ચિત્ત ગ વવાના નિશ્ચય ઉપર આવી દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવ્યુ અને તેમને ન્યાતમા પકિત આપી આ વખત મહીપતરામને વેદમૂર્તિ બ્રાહ્મણાન ગૌદાનમા રૂ ૫ દરસો (રૂ ૧૫૦૦) આપવા પડ્યા આ પ્રમાણે નાત વર્ષે મહીપતરામને સુરતની નાગરી ન્યાતે ન્યાતમા દાખલ કર્યા

સને ૧૮૬૫-૬૬ મા સરદાર ભોળાનાથે મહીપતરામની સાથે બેસી પ્રીતિભોજન કર્યું એથી સુરતનો ઝઘડો અમદાવાદ ગયો. અમદાવાદની નાગરી ન્યાતે ભોળાનાથને ન્યાતબહાર મૂક્યા ભોળાનાથે પ્રાયશ્ચિત્ત કર્યું નહિ અને પોતાના અવસાન સુધી ન્યાતબહાર જ રહ્યા. મહીપતરામે ભોળાનાથને છેહ દીધો પોતે ન્યાતમા દાખલ થયા ને ભોળાનાથને વર્જ્ના મૂકયા એવુ ભોળાનાથના મનમા આવ્યુ નહોતુ મહીપતરામ પ્રતિ એમનો સ્નેહભાવ એવો ને એવો જ રહ્યો હતો. એમને એ કાર્યથી જરા પણ ક્ષોભ થયો નહોતો. એ સબધે નરસિંહરાવ કહે છે કે "એમ ભોળાનાથના મન ઉપર વિરુદ્ધ ભાવ ઉપજાવનાર મિત્રો વિજય ના પામ્યા મહીપતરામ તરફ ભોળાનાથનું હૃદય મિત્રભાવથી દૃઢ જ રહ્યુ "

મહીપતરામે દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કર્યું ને ન્યાતમા દાખલ થયા પરતુ તેમના માથા ઉપર જે વાદળ ફરતુ હતુ તે વાદળ હજી ખસ્યુ ન હતુ તેમની ઉપાધિ ગઇ ન હતી એક ઉપાધિમાથી બીજી ઉપાધિમાં જવા પૂરતી જ તે ઉપાધિ આઘી ખસી ગઇ હતી મહીપતરામ જેવા સુધારાના અગ્રેસર, જ્ઞાતિવિરુદ્ધ, લોકવિરુદ્ધ ને સમુદ્રગમન કરનાર વીર ને આગ્રહી પુરુષ પોતાની વીરતા અને પોતાનો આગ્રહ છોડી દઇ આ પ્રમાણે ન્યાતના દુરાગ્રહને નમે અને વેદમૂર્તિ બ્રાહ્મણોને ગૌદાનરૂપી દડ આપે એ એક પ્રકારનો સુધારકોને મ ટે દોષ આવેલો ગણાય એણે સુધારપક્ષને કલક લગાડયુ એમ સુધારાવાળાઓ માનવા લાગ્યા કરસનદાસ માધવદાસ વિલાયત જઇ આવ્યા એ પણ સુધારાના પક્ષના હતા તેણે પ્રાયશ્ચિત્ત કરી ન્યાતમા નહિ દાખલ થવાનો નિશ્ચય કર્યો તે પ્રમાણે મહીપતરામે શા માટે ન કર્યું આ પ્રમાણે મુબાઇમા પ્રાયશ્ચિત્તની વાત ઉપર રસ ભરેલી ચર્ચા થવા લાગી એટલુ જ નહિ પણ તે ચર્ચા મુબાઇના વર્તમાનપત્રોએ ઉપાડી લીધી, અને મહીપતરામને આડે હાથે લીધા ગરતગોદતારે અમની

ઝડતી લીધી. મુંબાઇમા એ વખતે કવિ નર્મદાશંકર તરફથી 'ડાંડિયો' નામનું વર્તમાનપત્ર નીકળતું હતું તે ડાંડિયાએ ઢુમઢુમ કરીને દાંડી વગાડી, અને એમા પોતાને ન છાજે એવા પ્રહારો મહીપતરામ ઉપર કર્યા. મહીપતરામ આથી ઓલામાથી ચૂલામા પડયા. મહીપતરામ ઇંગ્લાંડ ગયા તે વખતે દલપતરામે,

નાગર નર હારે નહિ, હારે હોય હજામ;
કહેવત તેં સાચી કરી, રાખી મહીપતરામ.

એવું કહ્યું હતું તે લક્ષીને નર્મદાશંકરે આ વખતે દલપતરામને એ ઉક્તિ ફેરવીને

નાગર નર હારે નહિ, હારે હોય હજામ;
ઇત્યાદિક ફેરવ હવે, ડાહ્યા દલપતરામ

એ પ્રમાણે ગાવાનું કહ્યું

નર્મદાશંકર સુધારાના પક્ષના હતા. પોતે જુવાનીમા ઘણા મમતી હતા; એટલે મમત ઉપર ચઢી ગયા અને નંદશંકર તથા મહીપતરામ બન્નેની ડાંડિયામા ઝાટકણી કાઢી. સુરતમા પણ ગુજરાત મિત્રના તંત્રી કીકાભાઇએ મહીપરામના પ્રાયશ્ચિત્ત વિરુદ્ધ લખાણો કર્યાં. આમ મહીપતરામ વર્ત્તમાન પત્રે ચઢયા. અત્યાર સુધી મહીપતરામે ધૈર્ય જાળવી રાખ્યુ હતું. પણ હવે એમની ધીરજ રહી નહિ. છાપાઓમા પ્રસિદ્ધ થતી ચર્ચાઓનો ઉત્તર આપવો એવું એમના મનમા આવ્યું. મહીપતરામે દૂધમા ને દહીંમા બન્નેમા પગ રાખવાનું પગલું ભર્યું. પરંતુ એથી એને કેટલું વીનશે તથા એથી ન્યાતજાતમા કેટલી હોસાતોસી, આગ્રહ વગેરે થશે તેનો એમણે ખ્યાલ કર્યો નહિ. જે બનવા કાળ હોય છે તે બને છે જ. ભાવિ હંમેશા ભૂલાવે છે. મહીપતરામને હજી બીજાં પાચ વર્ષ વનવાસ ભોગવવાના બાકી રહ્યા હોય તે કેમ મિથ્યા થાય ? પ્રાયશ્ચિત્ત સંબંધી ચારેકોર હોહા

થઇ રહી હતી તેના ઉત્તરમા મહીપતરામે છાપામા પ્રસિદ્ધ કર્યું કે મે કાંઇ માગ મનની માન્યતા બદલીને પ્રાયશ્ચિત્ત કર્યું નથી, વગેરે વગેરે ધુ ધવાઇ રહેલા અગ્નિમા મહીપતરામે ઘી ટોમ્યુ એટલે ભડકો થયો મહા મહેનતે તથા પરાકાષ્ટાએ નાગર ગૃહસ્થોએ વેદમૂર્તિ બ્રાહ્મણોને સમજાવી, પટાવી, કોસનાવી પ્રાયશ્ચિત્ત કરાવવા તરફ વાળ્યા હતા તે બ્રાહ્મણો વિરુદ્ધ પડયા તાપીપ્રસાદ દેસાઇએ દીનમણીશંકર શાસ્ત્રીને યુક્તિ પ્રયુક્તિથી સીસામા ઉતાર્યા હતા તે કોપાયમાન થયા અને મહીપતરામનો જવાબ વાચનાની સાથે તાપીપ્રસાદને ત્યા જઇ તેમની આગળ એમણે છાપુ ધર્યું અને કહ્યુ કે જુઓ આ તમારો મહીપતરામ. જે મહેનત કરીને કર્યું હતુ તેના ઉપર એણે ધૂળ વાળી એવા કૃતઘ્નિ પુરુષનો પક્ષ લેવડાવી તમે અમારૂ નાક કપાવ્યુ અમે હવે શી રીતે અમારૂ મ્હો વટને ફરીશુ સૌ કોઇ અમને ફિટકાર કરશે એવા એવા અસહ્ય શબ્દે કહી પોતાનો રોષ ઉતાર્યો આથી તાપીપ્રસાદને પગથી માથા સુધી ઝાઝ ચઢી અને સાજનુ મેળવી મહીપતરામને ફરીથી ન્યાતબહાર મૂકયા મિત્રોએ કરેલી મહેનત ઉપર પાણી ફરી ગયુ, એટલુજ નહિ પણ દુરાગ્રહે જન્મ લીધો. સત્યવાદી મહીપતરામે સત્ય ભાખ્યુ મનમા અત્યાર સુધી સમાવી રાખેલો ઉભરો બહાર કાઢયો. મહીપતરામે સમુદ્રમાત્રા કરી તે એણે પાપ કર્યું હતુ, એવુ તે માનતા ન હતા લોકો એને મહા પાતક ગણતા હતા પરતુ સત્ય પ્રકટ કરવામા કેવુ પરિણામ આવશે તેનો એમણે વિચાર પણ કર્યો નહિ એથી ન્યાતમા ઉથલપાથલ થઇ એકલી સુરતની નાગરી ન્યાતમા એના છાંટા ઉડયા એમ ન હતુ એ છાટા ઠે૦ કાઠિયાવાડ સુધી ઉડ્યા સુરતની નાગરી ન્યાત મા ઘોળ ઘલાયો તડ પડ્યા ને પન્ન પડયા એ પક્ષ શુદ્ધનો અને વિનાયતીનો હતે મહીપતરામના મિત્રો સગાસબધીઓ એના પક્ષમા એટલે કે વિલાયતી પક્ષમા ભળ્યા મહીપતરામની વિરુદ્ધનો

પક્ષ તે શુદ્ધ પક્ષ; એ શુદ્ધ પક્ષમા ગૃહસ્થ વર્ગના કેટલાક કુટુંબો હતાં તથા આખો ભીક્ષુક વર્ગ હતો. આ બે પક્ષ વચ્ચે એવો સજડ વિરોધ જામ્યો હતો કે તેનું યથાસ્થિત વર્ણન કરતાં મારા માતુશ્રીની આંખમા આસુની ધારા ચાલતી હતી. આ ઉપરથી એ વિરોધે કેવું સ્વરૂપ પકડયું હશે તે માત્ર આપણે અટકળ બાધી શકીએ. બાકી જેણે જેણે એ સંકટ ભોગવ્યું હશે તેને જ એનું ચિત્ર આલેખતા આવડે.

મહીપતરામે પોતેજ એ સમયને વનવાસ માન્યો છે. એમણે કહ્યું છે કે " એ સમે ( સને ૧૮૬૬મા ) અમે સુરતમા ૧૫ મી સપ્ટેંબર સુધી રહ્યા તે દરમિયાન મારા મિત્રોએ અમારો નાતનો વાધો પતવવાની જબરી કોશીશ કરી તેમા તેઓ પાર પડયા. પણ આપણી કથાવાર્તામા જેમને વનવાસ કાઢેલા છે કે દેશવટો દીધો છે તેમને તેમ કરવાની બાર વરસની મુદત કહી છે તેમ હમારે માટે પણ નાતબાહાર રહેવાના બાર વરસ નિર્માણ થયા હશે. ગૅલિલીયોની પેઠે મેં કર્યું તેથી પત્યા પછી વાધો ઉઠયો. વર્તમાનપત્રમા કાગળ છપાવી મેં જાહેર કર્યું કે વિલાયત જવામાં હું પાપ માનતો નથી પણ મારી નાતના ઘણાખરા લોક માને છે કે ત્યા જઇ આવે તે અમુક ક્રિયા કરે તો જ તેની જોડે સંસર્ગ થઇ શકે માટે તેમનામા પાછા ભળવાની મારી ખુશી હોવાથી મે તેમના કહેવા પ્રમાણે કર્યું. આ લખાણનો લાભ લઇ સામાવાળા ફરીને વંકાયા, તથાપિ સાગ મિત્રો અને મિત્રોના મિત્રો મારા પક્ષમા રહ્યા તેથી બે તડ પડયા, એ તડ પાચ વરસ ટકયા બન્ને પક્ષકારોને ઘણી અડચણો વેઠવી પડી, અને સગા વહાલાના મન કલેશ પામ્યા. સને ૧૮૭૨ના મે માસમા હું સુરત ગયો તે વારે આ કકાસ મટાડવાની યુકિત અને સુઝી. મારે નાતમા જમવા જવુ નહિ પણ મારા કુટુંબમા રહેવુ અને સગા વહાલા જોડે ખાનગી બધો વહેવાર રાખવો અને

નાત મારે ઘેર જમે અને હું નાતના બીજા બધા હક ભોગવું એવી શરતે તડ ભાગતા હોય તો તેમ કરવાની મેં મારા કેટલાક મિત્રોને વિનતિ કરી ને તેમની નજરમાં એમ કરવું ઠીક લાગ્યું. તેમણે પ્રયત્ન કર્યો તે પાર પડયો. સુરતમા ગૃહસ્થની નાત મળી કાંઇ ઠરાવ કર્યા અને વેદિયાની નાતે મળી કાંઇ ઠરાવ કર્યા. ઠરાવ શા હતા તેની મને બરાબર ખબર નથી, પણ મારી ધારણા સફળ થઇ એટલું હું જાણું છું."

મારા પિતામહ મહીપતરામના સાઢુ થાય, સાઢુનું સગપણ સૌથી ચીગું, મોટું અને નિકટનું. કહ્યું છે કે સમપણમા સાઢુ ને જમણમા લાડુ, એ સગપણને લીધે મારા પિતામહનું ઘર વિલાયતી પક્ષમા જોડાયું. મારા માતામહ લોકે માની લીધેલી મહીપતરામની કૃતઘ્નતાને લીધે એમનાથી વિરુદ્ધ એટલે તે શુદ્ધ પક્ષમા. મારા માતુશ્રી કહેતા કે અંટસ એવો જામ્યો હતો કે મારાથી પીયેર જવાતું નહિ, માબાપને મળાતું નહિ. આ પ્રમાણે વહુદીકરી સાસરા પીયેર કરી શકતી નહિ, એક બીજાના ઘરમા જ જવાનો પ્રતિબંધ તો પછી ખાવા પીવાની તો વાતજ શી કરવી ! કદાપિ શુદ્ધ પક્ષનો સ્ત્રી કે પુરુષ વર્ગ વિલાયતી પક્ષના ઘરના દ્વાર આગળ ઉભેલો સામાપક્ષના જોવામા આવે તો આખી ન્યાતમા તેની વાતો ચાલે અને અનેક ગુસપુસો ઉડે આથી એક પક્ષના સ્ત્રી ને પુરુષથી સામા પક્ષના સ્ત્રી ને પુરુષની સાથે હળાય મળાય નહિ તેમ સાધારણ વાતો પણ થઇ શકે નહિ. આવો ત્રાસ થોડો વખત રહ્યો, પણ દુખના દિવસ દહાડા, તેમ દહાડા જતા એ ત્રાસ મોળો પડયો અને છૂપા છૂપા વહુ દીકરીઓએ સાસરા પીયેર કરવા માડયા અને ઘરના બારણા વાસીને ખાવાપીવાને પણ આરભ્યુ. દિવસે દિવસે મમત ઓછો થઇ ગયો અને એક બીજા મળવા હળવા લાગ્યા તોપણ પાચ વર્ષ સુધી નાગરી ન્યાતે મહીપતરામ રૂપી સંકટ

ભોગવ્યું આખરે સને ૧૮૭૧-૭૨ મા મહીપતરામ રૂપી ઝઘડો ન્યાતમા રહ્યો નહિ. તથાપિ વળી બીજી વાર મહીપતરામને માટે સુરતમા મહિપાસુરી માતાના મંદિરમા ન્યાત મળી હતી તે વખતે હુ પણ ગયો હતો એ મને પૂરેપૂરૂં યાદ છે પરંતુ એમા બધું સમાધાનીથી ઉતરી ગયું હતું. એ સમય સને ૧૮૮૯-૯૦ નો હતો, એ વર્ષમા મહીપતરામે મુંબાઇના સુધારક દાક્તર આત્મારામ પાંડુરંગ જે ન્યાત બહાર હતા તેમને ત્યા પ્રીતિભોજન કર્યું હતુ. એ પ્રીતિભોજનમા મહીપતરામ સામીલ થયા હતા એવું સમજાતા એમની પાસે એ સંબંધી ખુલાસો ન્યાત તરફથી માગવામા આવ્યો હતો. આ વખતે મહીપતરામે ડહાપણ વાપર્યું. સત્યવાદી મહીપતરામ અસત્યવાદી થયા. એમણે એવો જવાબ વાળ્યો કે હુ એ પ્રતિભોજનમા ગયો હતો ખરો, પણ પગતે બેઠો નથી માત્ર દૂધ પીને હુ ચાલ્યો ગયો હતો મહીપતરામ આ વખતે સમય વર્તી ગયા. એ તદ્દન જૂઠુ બોલ્યા પ્રીતિભોજનમા વેડમી, દૂધ, શાક, ભાત વગેરે રસોઇની બધી સામગ્રી તે જમ્યા હતા, તોપણ તેમણે ઉપલો લેખી ખુલાસો આપ્યો એટલે બધું ટાઢુ પડી ગયુ મહીપતરામના વીરત્વમા આ મોટી ખામી ગણાય પરંતુ મહીપતરામના મનમા એવુ આવ્યુ હશે કે સાચુ બોલીશ તો નાહક કજીયો ઊભો થશે અને વળી પાછા સગા સંબધીઓ હેરાન હેરાન થશે એથી વળી લોકોની ગાળ ખાવાનો વખત આવશે, તેના કરતા જૂઠુ બોલી સગાસંબધીઓની હેરાનગતિ દૂર કરવી ને પોતાને જ વિશ્વાસે રહેલા મિત્રાને બચાવવા એજ ઉત્તમ છે એવા વિચારે તે હડાહડ જૂઠું બોલ્યા સામાન્ય બાબત હોય તો મહીપતરામ પાછી પાની કરે એવા ન હતા, સત્ય હોય તેજ ભાખવાવાળા હતા પરંતુ આ વખતે તે વખત વિચારી ગયા હતા

એ પ્રસંગનુ વર્ણન નરસિંહરાવ ઘણુ સરસ કરે છે. તે કહે

છે કે "દૂધ પીને ચાલ્યો ગયો એ વસ્તુસ્થિતિથી વિરુદ્ધ વચન હતું યુધિષ્ઠિરે અશ્વત્થામા હણાયા વિષે કહેલા સત્યવચનના ભંગ જોડે આ પ્રસંગને સરખાવશો ? યુધિષ્ઠિરને સંબંધે જે પરિસ્થિતિ હતી તે અહિં હતી ? તેટલે ઉગ્રરૂપે હતી ? આ બન્ને કરુણ પ્રસંગની સરખામણી સુજ્ઞોને જ સોંપીશું. अव्यक्तमब्रवीद्राजन् हत  कुंजर इत्युत એમ અસ્પષ્ટ વાણીમાં પણ યુધિષ્ઠિર અસત્ય બોલ્યા, અને પોતાને વિશ્વાસથી વળગેલા અસંખ્ય બંધુઓ-સ્વજનો અને અશરણ મિત્રોના જીવ બચાવવા એ હૃદયની લાગણી, અને સત્યનિષ્ઠા એ બુદ્ધિનો નિશ્ચય, એ બે બાજુની વચ્ચે આવેલા ધર્મરાજની કરુણદશાનું ચિત્ર મહાભારતના મહાકવિએ અનુપમ કૌશલ્યથી આલેખ્યું છે અને એ ચિત્રનું પ્રતિબિંબ શા આણ્દશંકર ભુવે પોતાની મધુર રસામય વાણી વડે પ્રગટ કર્યું છે, તેનું ચિત્ર-કરુણરસામાં હૃદયની લાગણીના પક્ષનું સમર્થન કરાવનારું ચિત્ર-આ "માત્ર દૂધ"ના પ્રસંગને સંબંધે આલેખી શકાશે કે કેમ ? યુધિષ્ઠિરના અસત્ય કથનના પ્રત્યક્ષ પરિણામસૂચક ચિહ્ન તરીકે અત્યારસુધી જમીનથી ચાર આગળ ઊંચો ચાલતો ધર્મરાજનો રથ જમીનને અડકયો-એ બનાવને પ્રતિરૂપ આ "માત્ર દૂધ"ના પ્રસંગને અંગે શો બનાવ જડશે ?"

કાઠિયાવાડમાં મહીપતરામ રૂપી જે છાંટા ઉડીને ગયા હતા તે સુરતના અને અમદાવાદના જેવા તકરારી છાંટા ન હતા. તોપણ ત્યાં પણ તેણે ગંભીર સ્વરૂપ પકડયું હતું અમદાવાદમાં કે સુરતમાં જેવો સંસર્ગ મહીપતરામ સાથે હતો તેવો કે તેનાથી નહિ જેવો પણ સંસર્ગ કાઠિયાવાડને ન હતો સુરતની નાગરી ન્યાતે વિનાયતી મહીપતરામની સાથે સંબંધ રાખ્યો તેથી સુરતના નાગરો સાથે આપણે વ્યવહાર ન રાખવો એવા પ્રકારના તે છાંટા હતા કાઠિયાવાડમાં ભાવનગરના નાગરો મહીપતરામના કૃત્ય પ્રતિ ઘણા વિરુદ્ધ હતા ભાવનગરમાં નાગરોનું જ પ્રાબલ્ય હતું એ સમયે ભાવનગર

રના દિવાન ગવરીશંકર ઉદયશંકર ઓઝા જે ગગા ઓઝાને નામે મશહૂર છે તે હતા. એ નામાંકિત પુરૂષ ધર્મચુસ્ત, જૂના વિચારવાળા, આચારવિચાર પાળવાવાળા હતા એટલે એ વિરુદ્ધ હોય એ સ્વાભાવિક છે. રાજ્યમા એમની સત્તા રાજાના જેવીજ. એ બીજા રાજા હતા એમ કહીએ તો કાઇ બાધ આવે એમ નથી. એવું બન્યું કે, ઘોઘામાં સરકારી અંગ્રેજી નિશાળના માસ્તર સુરતના રહીશ વડનગરા નાગર અને વળી મહીપતરામના સંબંધી હરદેવરામ નામે હતા. સુરતની નાગરી ન્યાતમાં સમુદ્રપ્રયાણ વિષેનો ટંટો ચાલતો હતો તે સર્વને વિદિત હતું, તે છતા ઘોઘાબંદરના કેટલાએક નાગર યુવાનોએ એ માસ્તરને ત્યા ચા પીધી. ભાવનગરના નાગરનું અસલ ઘોઘાબંદર ને તેથી તેમના ઘર પણ ત્યાંજ હતા. એથી ભાવનગરના નાગરોને જુવાનીઆ નાગરબાલકોએ માસ્તરને ઘેર જઇ ચા પીધી એ તેમણે ઘણું અનિષ્ટ કાર્ય કર્યું એવુ લાગ્યું. એથી તેમને ગ્લાનિ થઇ. વિલાયત જવામાં કોઇ પણ પ્રકારનું પાતક નથી એવો માસ્તર હરદેવરામનો અભિપ્રાય હતો, છતા લોકાચારને તથા ન્યાતના ધારાધોરણને માન આપી વિલાયતથી પાછા ફર્યા પછી દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરે તો ન્યાતમાં પાછા લેવાને કોઈ પણ પ્રકારનો બાધ નથી એવું તેમનુ મંતવ્ય હતું. મહીપતરામે એવું પ્રાયશ્ચિત્ત કર્યું હતું ને સુરતની નાગરી ન્યાતે સમાધાન કરી તેમને ન્યાતમા પાછા દાખલ કર્યા હતા તો પછી સુરતના નાગરો સાથે ખાવાપીવાનો વ્યવહાર રાખવામા કાઇ પણ પ્રકારનો પ્રતિબંધ નથી એવું માની યુવાનોએ ચા પીધી. આથી ગગા ઓઝા કોપ્યા, અને તેમણે દરબારી શાસન છોડયું કે કોઇપણ નાગર હરદેવરામની નિશાળે ભણવા જશે તેને ન્યાત બહાર મૂકવામા આવશે માટે કોઇ પણ નાગર છોકરાએ તેની નિશાળે જવું નહિ. વિશેષમા તેમણે એવું પણ જાહેર કર્યું પાદરીની નિશાળે ભણવા જવાને માટે પ્રતિબંધ નથી. દેહશુદ્ધિ

પ્રાયશ્ચિત્ત કર્યા પછી સમસ્ત નાગર વર્ગે મહીપતરામને ન્યાતમાં દાખલ કર્યા હતા એ તો જગજાહેર હતું. હરદેવરામ માસ્તર વિલાયત ગયેલા નહોતા, એ કાંઇ ન્યાત બહાર નહોતા, પરંતુ તે સુરતના નાગર ગૃહસ્થ હતા એટલે સુરતની નાગરી ન્યાતે જે મહાપાતકનું પ્રાયશ્ચિત્ત કદાપિ હોઇ શકે નહિ તે પ્રાયશ્ચિત્ત કરાવ્યું એ તેમને મન અયુક્ત થયેલું લાગેલું હશે. તેથીજ સુરતના નાગરને પાદરી જેવી યવન જાતિના કરતાં પણ હલકો માન્યો, ને પાદરીને ત્યા ઢેડા વગેરે શુદ્રોનો સંસર્ગ હોય તેને તેણે નાગરના કરતા ઉચ્ચ ગણ્યા આનું કારણ માત્ર મમત. સિંધુ નદીના કાંઠે આવેલું અટક શહેર નાગરોને ને હિંદુઓને વિદેશ જતા અટકાવવાને જ સ્થપાયેલું હોવું જોઇએ. અટકને ઓળંગીને જાય તેને માથે કટક ચઢે. એવું કટક ગગા ઓઝાએ માસ્તર હરદેવરામ સામે ચડાવ્યું. એ સંબંધમા ગુજરાત શાળાપત્રમા એવો ઉલ્લેખ થયેલો છે, કે " આ સારા કામમા એ ગગાભાઇ સાહેબ ઘણાજ સામા છે. તે એટલે સુધી કે તેઓ આ સંસારી અને ન્યાતના કામમા રાજ્યનું બળ અને તેની સત્તા તથા ભાવનગરના ઠાકોરની ફાૈજના આરબોનો ઉપયોગ કરી ચુકયા છે." દીનમણીશંકર શાસ્ત્રીએ શાસ્ત્રાર્થ કર્યો ને તે પ્રમાણે પ્રાયશ્ચિત્તની વિધિ થઇ એ શાસ્ત્રાર્થ ભાવનગરના નાગરોને માન્ય નહતો. એમ કહેવાય છે, કે આ શાસ્ત્રાર્થના સંબંધમા શાસ્ત્રીને ઠેઠ કાશીના નાગરોની સાથે વાદવિવાદમા ઉતરવું પડયું હતું ને એ વાદવિવાદમા અંતે શાસ્ત્રીનો વિજય થયો હતો.

સને ૧૮૬૬ મા કરસનદાસ મૂળજીએ ' ઇગ્લાંડનો પ્રવાસ ' એ નામનુ પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું. એ પુસ્તક એમણે રાજારજવાડાઓમા ઉત્તેજનાર્થે મોકલ્યું હશે તેમા ભાવનગર તરફથી એને સારૂં ઉત્તેજન મળ્યુ હતું, તે લક્ષી મહીપતરામે હૃદયનો ઉભરો કાઢયો છે. એમણે કહ્યુ છે કે "માત્ર ભાવનગર સંસ્થાનના કારભા-

ત્રીઓએ મદદ કરી છે. રાજા સાહેબ પાસે ટીપમા ૨૫ નંગ ભરાવ્યા છે એટલું જ નહિ પણ મુખ્ય દીવાન, મુખ્ય કારભારી અને તેમના કુટુંબના છ માણસે મળી ૩૪ નંગ ભર્યાં છે. આ શ્રીમંત જોરાવર ને તે વારે કુલ અખત્યારી કામદાર વડનગરા નાગર કુટુંબ, મારી સામે થવામા આગેવાન હતું. તેમ છતા મારા જેવું જ કામ કરનારને આમ ઉત્તેજન આપે તેનું કારણ શું હશે ? એમના મનમા એમ તો નહિ હોય કે વાણીઆ વિલાયત જાય તો ચિંતા નહિ, માત્ર બ્રાહ્મણે ન જવું ! વિલાયતની સફર કરવાથી પાપ લાગે છે એવું તેઓ માનતા હોય તો તે પાપ કરનારને ઉત્તેજન શા સારૂ આપે ? પાપ કરનારના મદદ કરનારને પણ પાપ લાગે છે. આ વિરૂદ્ધ વર્તણૂંકનો ખુલાસો મને સૂઝતો નથી. "

ભાવનગરનો વિરોધ જબરો હતો. જુનાગઢ એ બાબતમા કુમળું હતું. ત્યાના નાગરોએ સ્તુતિપાત્ર પગલું ભર્યું. ત્યાના નાગર ગૃહસ્થોમા મણિશંકર કીકાણી નામના ગૃહસ્થ સુધારાના સાથી હતા. તેમનો વિચાર દેશકાળને અનુરૂપ હોવાનો હતો તેમ જુનાગઢના અન્ય સદ્‌ગૃહસ્થો પણ સુરતનો ઝઘડો જુનાગઢની ન્યાતમા પ્રસરે નહિ એવા વિચારવાળા હતા. એ બાબતમા તેમણે પોતાનું મત પ્રસિદ્ધ કર્યું ને પોતાના વિચાર દેશદેશાવર કાગળ લખીને જાહેર કર્યા. એ સંબંધમા જે કાગળ જુનાગઢના નાગરોએ રાજકોટ મોકલ્યો હતો તે અત્રે લીધાથી તે સમયની સ્થિતિ કેવી હતી તેનો તથા મહીપતરામના પ્રાયશ્ચિત્ત સબંધી કેવો દુરાગ્રહ હતો તેનો આબેહૂબ ચિતાર આવશે.

" સ્વસ્તિ શ્રી રાજકોટ મહાશુભસ્થાને સર્વશુભોપમા વિરાજમાન રાજ્યશ્રી અંબાશંકર રાઘવજી તથા ઘેલા આણંદરામ તથા મણીશંકર જટાશંકર તથા દલપતરામ આણંદરામ વગેરે પ્રત્યે શ્રી

જુનાગઢથી લી. દીવાન લક્ષ્મીશંકર શંભુપ્રસાદ તથા રૂઘનાથરાય ગૌરીદાસ તથા અનંતજી અમરચંદ તથા ભગવાનલાલ મદનજી તથા સંપતરામ ઇંદરજી તથા ગુલાબરાય અંબાશંકર તથા અમરજી સુંદરજી વિગેરે નાગરી ન્યાતના સમસ્તના નમસ્કાર વાંચવા. વિશેષ લખવા કારણ એ છે, જે હાલમાં ભાવનગરની ન્યાતે મહીપતરામ સંબંધી બાનું લઇ સોરઠ બાર ગામમા વિરોધ ઉત્પન્ન કર્યો છે તે સહુ ગૃહસ્થો તથા વેદમૂર્તિ બ્રાહ્મણોની જાણ બહાર નથી.

પહેલા આપણા સોરઠ બાર ગામમા તથા ગુજરાત વગેરેમાં તડ પડેલ તેમા આપણે કે તે કોઇ એક બીજા સામીલ થયા નથી જે જ્યાનો કલેશ તે ત્યા જ રહેલ છે. આપણે તેને ને તેણે આપણને સામાન્ય ગણ્યા હતા એ સહુને પૂરી રીતે યાદ છે. તેટલા છતા આ કયાંકનો કલેશ ભાવનગરના ગૃહસ્થો પોતા તરફ ખેંચી લે છે એ કેવું અનીતિ ભર્યું ને દેશાચાલથી ઉલટું છે.

વળી આ કલેશ સુરતમા કારણ વિના ઉભો થયાથી આ કાઠિયાવાડમા ગુજરાતના ગૃહસ્થો જે ત્યા એ સામીલ થયેલ પણ સોરઠ બારગામ તો એકજ હતા દરમિયાન રાજકોટ આજમ ગીરધરલાલ ને ઘેર કારજ આવતા સોરઠ બારગામ તથા ગુજરાત તથા સુરત વગેરેના મોટા નામીચા ગૃહસ્થો ભેળા થઇ ઠરાવ કર્યો કે આ કલેશ કાઠિયાવાડમા ન રાખવો ને સહુએ ભેળા જમવું. એ રીતે કરી સહુ ભેળા જમ્યા તેને કાઇ લાંબી મુદત થઇ નથી, ને તે પછે નવું કારણ પણ કાંઇ ઉત્પન્ન થયુ નથી. કદાપિ એમ કહેશે કે ત્રેવીસ ઘરને સુરતે મૂકયા; તો તે તડ કહેવાય, પણ તે ન્યાત બહાર છે એમ કાઇ કહી શકાય નહિ. વળી તે યાદીમા દુર્ગારામ મહેતાજીનું નામ નથી, અને તે આ તરફ આવતા કોઇ ગૃહસ્થને ત્યા મહેમાન થયા તો તે અવળું થયું એમ કહેવાતું નથી. જો પ્રથ-

મથી આ વિશે લખાણુ કર્યું હોત ને તે પછી કોઇએ કર્યું હોત તો તેને તેના ગામવાળાને કહેવાનો હક્ક હતો, પણુ ભાવનગરના ગૃહસ્થને પોતાનું અમલી જોર બતાવી અપમાન કરવાનું ન હતું. તે કેવળ અનીતિનો પક્ષ સ્વીકાર કરી આંહીના ગૃહસ્થોને સૂચના આપ્યા વિના તેઓનું અપમાન કર્યું.

આગળ આપણી ન્યાતમા તડ પડેલ તે વખતમા વિવાહ સંમારંભમા એક બીજાના પક્ષમાં જવાની છૂટ રહેતી એ સહુના જાણવામાં છે, પરંતુ હાલમા સુંદરજી કીકાણીની જાન મહુવે ગયેલ ત્યાં ભાવનગરથી પણુ જાન આવેલ ને સામો પક્ષકાર કદાપિ બળવાન હોય તો બીજા પક્ષવાળાને પ્રાયશ્ચિત કરાવે અથવા વર ગોરની છુટી આપે એમ રસમ છે, તેટલું છતઃ ભાવનગરથી આવેલ ગૃહસ્થોએ સુંદરજી ઉપર કેવો જુલમ ગુજાર્યો! કે તેના માણુસોને આરબના પહેરામાં બેસાડયા, અને તેમને બેને અને કન્યાદાતાને ચાર લાંઘણુ થઇ ને કન્યાદાતાનો વિચાર આત્મઘાત કરવાનો જોવામાં આવ્યો ત્યારે એ સુંદરજીને લાચાર કરી અમલના જોરથી તોબાખત લખાવ્યું. સિવાય પ્રાયશ્ચિત કરાવ્યુ એ જુદી વાત, એ વિગેરે તેના ઉપર જુલમગારી ચાલ ચલાવી એથી કોઇ પણુ અજાણુ નથી. એ ઉપર સહુ ગૃહસ્થો પોતાના વિચારપૂર્વક ધ્યાન આપે તો તડને બહાને વૈરભાવ રાખી તે ગૃહસ્થની કન્યા છોડાવી લે. તડ સબંધી કજીઆના મામલા થયા હશે તોપણુ ન્યાત વ્યવહારમા રાજ્યસત્તા વપરાતી નહિ ને આ રીતે કોઇ ઉપર થયું એમ તો જાણ્યામાં નથી. જ્યારે એવું કર્યું ત્યારે તેના ડહાપણુને કેવું દૂષણુ લગાડનારૂં કામ થયું એટલું જ નહિ વિચાર કરે તો અન્યાય અને અનીતિ સિવાય બીજું કાંઈ નજરે ન આવે.

× × × ×

ભાવનગરના ગૃહસ્થોના વિચાર ટુંકા ને સ્વાર્થીપણાના છે તે સૂચના સારૂ આ ઠેકાણે લખવા વ્યાજબી ધારીએ છીએ. ત્યાંનો એક નાગર છે તેનો અનાચાર ઘણો તોપણ, ભાવનગરના ભરોસા ઉપર રહી અહીંથી તાણ ન કરી તેને તેણે પંક્તિ આપી. પણ એ શખ્સની સ્ત્રી હજી તેનો સંસર્ગ તેના અનાચાર સારૂ કરતી નથી. આ વાત હાલ સહુના જાણવામાં આવી તેથી પોતાના કૃત્યને ઢાંકવા મહીપતરામનું બહાનું આડું લઇ આપણે તેને કોઇ દિવસ સંબંધ નહિ તેના વ્યવહારમાં સોરઠના બાર ગામમાં નાહક વિરોધ ઉભો કર્યો એમ સહુને અનુમાન કરવા કાંઇ પણ શક રહેતો નથી.

મહીપતરામને સુરતની ન્યાતે પંક્તિથી દૂર કર્યાં ને તે કેટલાક વર્ષ દૂર રહ્યા ત્યા લગી કોઇએ પણ તેનો સંગ કર્યો નહોતો એ ખુલ્લું છે. સુરતમા તેને પ્રાયશ્ચિત કરાવી પંક્તિ આપી ત્યારે સહુએ તેને માન આપ્યું કારણકે જે ઠેકાણેથી તેને દૂર કરેલ તેજ ઠેકાણે તેનું સમાધાન થયું તો એ દેશની રૂઢી તથા ચાલતા રિવાજ મુજબ થયું એમ જાણી કોઇએ પણ તેમાં તેવી તકરાર લીધી નથી.

ભાવનગરના ગૃહસ્થોને પોતાનો સ્વાર્થ હતો ત્યા સુધી સુરતના ગૃહસ્થો સાથે ઘણી તરેહથી ભેળાસારો રાખ્યો એ પણ મશહૂર છે. હાલમા એ મહીપતરામ ઉપર નવો દોષ તો કાંઇ મુકયો નથી ને પહેલાના દોષનું નિવારણ થઇ ગયું તો પછી તેનો દોષ પાછો તેના ઉપર મુકી શકાતો નથી તે બાબત વિચારી જોઇએ તો દેશકાળ તથા રાજ્યનીતિમા પણ એમ ન થાય એટલે પહેલાના દોષનું બહાનું લેઇ ભાવનગરના ગૃહસ્થ જે આપણામા પરસ્પર વિરોધ નાખે છે તે કેવળ નીતિથી ઉલટું છે એમ સમજુ તો માને જ પણ અણસમજુ માણસ પણ કહ્યા વિના કદાપિ રહે નહિ. પરંતુ તેણે ઉપરના કારણ વિગેરે સારૂ અનીતિનો પક્ષ સ્વીકાર કર્યો એમ સિદ્ધ થાય.

આ બાબતમા જ્યારે સુરતથી ચાલતી સાલના માગશર શુદ ૨ નો લખ્યો કાગળ આહીની ન્યાત ઉપર આવેલ તેના જવાબમા કેટલાક પ્રશ્ન મોકલી લાબા વિસ્તારથી માગશર શુદ ૧૦ ને રોજ આહીથી જવાબ ગયેલ તેનો આજ દિવસ સુધી કાઇ પણ ખુલાસેથી જવાબ આવ્યો જ નથી, તેથી પણ એમ જણાય કે નિવારણ કરેલ તોહોમત ફરી મુકી શકાય નહિ. એવી અડચણ સમજી અનીતિનો માર્ગ પકડયો ને તેમા ભાવનગરની ન્યાત સામીલ થઇ એ કેવું દૂષણકારક છે તેનો વિચાર સહૂએ પોતાથી જ કરી લેવો. એવા દુરાચરણ અને અનીતિના પ્રસંગો આ ઠેકાણે દર્શાવતા લંબાણ બહુ થાય એટલે ટુંકેથીજ આ લખાણ બંધ કર્યું છે. પરંતુ સમજુ ગૃહસ્થો હશે તે એટલા ઉપર પોતાનું ધ્યાન ખેંચશે તો ભાવનગરનું અનીતિ અને ગેરવ્યાજબીપણું કેટલું છે તે ખુલ્લી રીતે કહી આપશે.

નવાનગરની અને ભુજની નાગરી ન્યાત આ ટાણે ભાવનગરની ન્યાતના મતને મળતી છે, પણ તે પૂરા અનુભવી નથી ત્યા સુધી એમ રહેશે ને જ્યારે પૂરા અનુભવને પહોચશે તો તે કદાપિ તેના મતને મળતા નહીં રહે એમ પણ કહી શકાય છે.

ઉપલી સર્વ બાબતોનો જુનાગઢમા વિચાર કરવામા આવ્યો ને તે ઉપરથી તેઓ નીચલા ઠરાવ ઉપર આવ્યાઃ—

૧. જે આપણા જુનાગઢ ભેગા છે તે નાગર તથા બ્રાહ્મણને ભાવનગરની ન્યાત કાઇ પ્રાયશ્ચિત કરવાનું કહે ને ન કરવુ.

૨. ભાવનગર મુખ્ય અને બીજા તેનો સંગ રાખે ત્યાસુધી તેનો સંગ આપણા નાગર તથા બ્રાહ્મણોએ ન કરવો.

૩. તે પક્ષમાથી કોઇ પ્રાયશ્ચિત કરી આપણામા આવે તો તેને માનની સાથે સામીલ કરવા, ને તે પ્રાયશ્ચિત પણ મોટું કરાવવાનું નથી. માત્ર સ્નાન અને એક હજાર ગાયત્રી અથવા શિવ-

પંચાક્ષરનો મંત્ર અથવા શિવાલયમા દીવો કિંવા શેર જુવાર પારેવાને નાખે.

× × ×

સંવત ૧૯૨૫ ના વૈશાખ પહેલા શુદિ ૪ શુક્રવાર.

(સહી) લક્ષ્મીશંકર શંભુપ્રસાદ
અનંતજી અમરચંદ
ભગવાનલાલ મદનજીના નમસ્કાર.

મહીપતરામના સમુદ્રગમનના પ્રશ્નના તોફાનની આ પૂર્ણાહુતિ હતી. મહીપતરામ ઉપર વિલાયતથી પાછા ફર્યા પછી ઘણા ઘણા સંકટો પડયા હતા એમ માત્ર લખ્યાથી વાચકોને તે સંકટનો ખ્યાલ આવી શકે નહિ એ આજની દૃષ્ટિએ સ્વાભાવિક છે એમ કહી શકાય. આજથી પચાસ સાઠ વર્ષ ઉપર લોકો કેવા વિચારના હતા તથા માત્ર મમતને માટે કેવા કેવા રસ્તા લેતા હતા તેના દાખલા આપ્યા હોય તો જ તે સમયનું ચિત્ર મગજમા આવી શકે. જુનાગઢના નાગરોનો ઉપલો કાગળ એ સમયનું તથા ન્યાતના તોફાનનુ બરાબર ચિત્ર આલેખે છે. પરંતુ મહીપતરામના પાછા ફર્યા પછી અઢાર વર્ષે પણ લોકોનો મમત ઓછો થયો ન હતો, એનું એ પત્ર તાદૃશ દૃષ્ટાંત છે. પરંતુ એ હેરાનગતીની પણ અવધિ આવી રહી હતી, ને સને ૧૮૭૧–૭૨ મા મહીપતરામને સુરતની નાગરી ન્યાતે *વળી પાછા અમુક શરતે ન્યાતમા લીધા, ત્યાર પછી વિલાયતનો ઝઘડો* પૂરો થયો અને મહીપતરામના વનવાસ રૂપી યજ્ઞની પણ પૂર્ણાહુતિ થઇ.

# શિક્ષાગુરુ.

અમદાવાદની ટ્રૈનિંગ કોલેજના એટલે કે પુરુષશિક્ષણપદ્ધતિ પાઠશાળાના મુખ્ય અધ્યાપક કે પ્રિન્સિપાલ તરીકે મહીપતરામ સને ૧૮૮૨ના એપ્રિલ માસની પહેલી તારીખે નિમાયા તે પહેલાં એમણે અંગ્રેજી નિશાળોમા માસ્તર તરીકે તથા હાઇસ્કૂલના હેડમાસ્તર કે મુખ્ય શિક્ષક તરીકે કે ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર તરીકે કામ કર્યું હતુ ખરૂં, પરંતુ તેમની શિક્ષાગુરુ તરીકેની યશસ્વી કારકીર્દિ તો એમના વિલાયતથી પાછા ફર્યા પછીની જ હતી. વિલાયતમા શિક્ષણપદ્ધતિનો અનુભવ લઇ આવ્યા પછી એ પદ્ધતિ પ્રમાણે ગુજરાતની પ્રાથમિક શાળાઓના મહેતાજીઓને શિક્ષણ આપી તેમને યોગ્ય રીતે કેળવવા પ્રતિ એમનું મન પરોવાયું. મહીપતરામ સ્વભાવે ઉત્સાહી હતા. કામ કરી બતાવવાની એમને હોસ હતી. પ્રકૃતિ પણ ઉદ્યમી એટલે સારૂં, લોકને હિતાવહ તથા પ્રજાને કલ્યાણકારી કામ કરવામા આળસ તેમને નહતુ. વિશેષમા સરકારની પણ એમને સહાયતા હતી. તેમજ એમના સહાયકો પણ સારા ને વિદ્વાન હતા આથી સોનામાં સુગંધ મળ્યાથી બાકી શું રહે?

નિશાળપદ્ધતિ ને કેળવણી ઉપર એમણે પુષ્કળ વિવેચન કર્યું છે, એટલુંજ નહિ પણ " અનેક તરેહની મદદથી બુદ્ધિને એટલે મનની સર્વ શક્તિઓને ખુલ્લી કરી વિસ્તાર પમાડી મોટી કરવી તેનું નામ કેળવણી " એવી એમણે કેળવણીની વ્યાખ્યા આપી છે. કેળવણીના ઉપાસક મહીપતરામે કેળવણીને લગતા ઘણા વિષયો ગુજરાત શાળાપત્રમાં દાખલ કરી મહેતાજીઓને તથા એ પત્રના અન્ય વાચકોને વિવિધ જ્ઞાન આપવાનો પ્રયાસ કર્યો છે.

ટ્રેનિંગ કૉલેજમાં એ શિક્ષણ આપવા બેસતા ત્યારે એમની ઉંચા પ્રકારની શિક્ષણપદ્ધતિને લીધે જે વિષય એ શીખવતા તે એવી સરસ અને સરળ રીતે શીખવી એમના શ્રોતાઓના મગજમાં ઉતારતા કે તેથી શિષ્યો એક ધ્યાને એમના મુખ પ્રતિ જોઇજ રહેતા. મહીપતરામને વિજ્ઞાનનો શોખ હતો. બાળકોના તેમજ અશિક્ષિત ને પરંપરાથી ચાલી આવેલી વહેમી ને શંકાશીલ પ્રકૃતિવાળા મ્હેનાજીઓના મગજમાંથી સ્થાપિત થયેલા વહેમો દૂર કરી વિજ્ઞાનના સત્યો તેમના મગજમાં ઉતારવા એ કામ સ્હેલું નથી. એ વિષય દૃષ્ટાંતો આપીને સમજાવતા પણ સાધારણ બુદ્ધિના માણસોને સમજવો મુશ્કીલ છે તો પણ મહીપતરામ એ વિષય એવી સરળ રીતે સમજાવતા કે શિષ્યોને કોઇ પણ પ્રકારની શંકા રહેતી નહિ. વિજ્ઞાનનો વિષય એકલો જ તે શીખવતા એમ ન હતું. જુદા જુદા વિષયો પણ તે શીખવતા. એમની શિક્ષણપદ્ધતિ જ એવી સારી હતી કે તેને લીધે એમના હાથ નીચે શીખેલા મહેતા-જીઓએ એમની પ્રશંસા કરી છે ને આજે પણ તેઓ કરે છે. આ પ્રશંસા કોઇને ગમે લગાડવાને માટે ન હતી, પરંતુ તે તેમના હૃદયની હતી. ટ્રેનિંગ કૉલેજ તો એમનાથી જ સ્થપાઈ હતી એમ કહીએ તો ચાલે, એટલે આરંભમાં ઘણી બાબતોમાં મુશ્કેલી તથા અડચણો આવે. પરંતુ એમના ઉત્સાહી અને ઉમંગી સ્વભાવને લીધે મુશ્કેલી ગમે તેવી હોય તો પણ તેને દૂર કરવા તે ચૂકતા નહિ, અને જે રીતે પ્રજાને કેળવણી મળે ને તેમનું અજ્ઞાન દૂર થાય તેમ કરવાને તે હમેશાં ઉત્સુક રહેતા. ટ્રેનિંગ કૉલેજના મુખ્ય અધ્યાપકનું આરંભનું કાર્ય સહેલું અને સરળ ન જ હોઇ શકે, તથાપિ તેને સરળ અને સુગમ બનાવવાનો એમણે અથાગ શ્રમ લીધો. એટલું જ નહિ, પણ વિલાયતની શિક્ષણપદ્ધતિનો જે અનુભવ એમણે લીધો હતો તે અનુભવ પ્રમાણે ગુજરાતની એ એક જ પાઠશાળામાં

શિક્ષણ આપવાનો એમણે આરંભ કર્યો મહીપતરામ આરંભે શૂરા ન હતા એમની શૂરવીરતા આરંભથી તે અંત સુધી એક સરખી જેવી ને તેવી જ હતી વચમા અનેક અડચણો તથા વિઘ્નો આવતા તે સર્વે એમની કાર્યકુશળતાથી તથા દીર્ઘદૃષ્ટિથી દૂર થતા

આ પ્રમાણે મહીપતરામને પ્રાથમિક કેળવણીના પિતા કહીએ તો ચાલે એમ કહેવામા કોઇ પણ પ્રકારની અતિશયોક્તિ થાય છે એવુ મને જરા પણ લાગતુ નથી પ્રાથમિક કેળવણીનો પાયો જેમ સંગીન તેમ માધ્યમિક ને તે પછીની ઉચ્ચ કેળવણી પણ સંગીન બની શકે આરંભનો પાયો મજબૂત હોય તો તેના ઉપર ચણેલી ઇમારત પણ સંગીન બને, એટલુંજ નહિ પણ તે ઇમારત લાબી મુદત સુધી ટકી રહે અને કાળે કરીને તેમા અભ્યાસ રૂપી પાણીનુ સિંચન થયાથી વિશેષ બલવત્તર થાય એટલુ તો સર્વ કોઇ માન્ય ગખશે કે ગરીબ અને તવંગર બધા એક સરખી કેળવણી લઇ શકતા નથી ગરીબ વર્ગને માટે માધ્યમિક અને ઉચ્ચ પ્રકારની કેળવણીનુ સ્થાન બહુધા હોતુ નથી એ પ્રકારની કેળવણીનો ખર્ચ તે વર્ગ ઉઠાવી શકતો નથી કદાપિ એવો ખર્ચ તે ઉઠાવી શકે એમ હોય, તોપણ પ્રાથમિક કેળવણી તો તેમને આવશ્યક હોય છે, એટલે તે તેમણે અવશ્ય લેવી જ જોઇએ, એવુ મહીપતરામનુ મંતવ્ય હતુ. કારીગરો, સુતાર, લુહાર, વગેરે કહેવાતા વસવાયા વર્ગે તો પોતપોતાના ધંધાને અનુકૂળ શિક્ષણ લેવુ જોઇએ, કે તેથી પોત પોતાના કામકાજમા તેઓ પ્રવીણ થાય ખેડુ વર્ગન એવીની, સ્ત્રી વર્ગને ઘરવ્યવહારની, સીવવા ભરવા ગુથવાની વગેરે તેમને યોગ્ય કેળવણી આપવી જોઇએ આવા આવા વિચારો મહીપતરામના મગજમા ઘુમતા હતા તેટલા માટે પ્રાથમિક કેળવણી સારી રીતે ને સંગીન પ્રકારે અપાય તે માટે તેના શિક્ષકોને પણ સારૂ તથા

પદ્ધતિસરનું જ્ઞાન હોવું જોઇએ. એવું જ્ઞાન પ્રાથમિક શાળાઓના શિક્ષકોને ન હોય ત્યાં સુધી બાલકોને યોગ્ય કેળવણી અપાય એ આશા ખોટી. મોટા મોટા શહેરોમાં તે સમયમાં અપાતી કેળવણી રીતસરની ન હતી તો પછી ગામડાંઓમાં અપાતી કેળવણી વિશે તો પૂછવું જ શું ? મોટા મોટા શહેરોની નિશાળોમાં પણ અનુભવ વિનાના તથા પદ્ધતિસરનું શિક્ષણ લીધા વિનાના શિક્ષકો મુખ્યત્વે કરીને હતા. કહેવત છે કે કૂવામા હોય તો હવાડામાં આવે. પણ કૂવામા જ પાણી ન હોય તો પછી હવાડામાં આવ્યાની આશા જ શી ? મોટા શહેરોમા શિક્ષકોની સ્થિતિ આવી હતી તો પછી ગામડાઓના શિક્ષકોનો વિચાર જ શો કરવો ? તેથી મહેતાજીઓને યોગ્ય કેળવણી આપવાને માટે મહીપતરામે તનતોડ મહેનત લીધી ને તેમને *ઇતિહાસ, ભૂગોળ, ગણિત, બીજગણિત, ભૂમિતિ, ભાષા*-સાહિત્ય, કાવ્યશાસ્ત્ર, અલંકાર, વિજ્ઞાન આદિ વિષયોનું એવું ઉંચા પ્રકારનું જ્ઞાન આપવાનો આરંભ કર્યો કે ટ્રેનિંગ કૉલેજમાની ત્રણે વર્ષની પરીક્ષામા ઉત્તીર્ણ થયેલો વિદ્યાર્થી સ્નાતકના જેવો ગણાવા લાગ્યો. એ પાઠશાળામા માત્ર અંગ્રેજીનું શિક્ષણ આપવામાં આવતું ન હતું. તથાપિ ત્રણે વર્ષની પરીક્ષામાં પાસ થયેલા ઘણા વિદ્યાર્થીઓ ખાનગી રીતે અંગ્રેજીનો અભ્યાસ કરીને મુંબાઇ ઇંવાકાની શારદાપીઠની મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલા જાણવામાં છે. કહેવાનો આશય એટલો જ છે કે એ પાઠશાળામા ઘણા ઉંચા પ્રકારનું જ્ઞાન અપાવા માંડયું એનો બધો યશ મહીપતરામને છે. અસલત એક હાથે કદિ પણ તાળી પડતી નથી. એમના હાથ નીચેના બીજા શિક્ષકોનો સહકાર એમને હતો, ને તેથી જ એવું આદર્શરૂપ પરિણામ આવ્યું.

મહીપતરામે પાઠશાળામાં ભણતા વિદ્યાર્થીઓને માટે છાત્રાલય

રાખ્યું હતું. એ છાત્રાલયમાં બધા સાથે રહેતા તથા જમતા. એથી બધા વચ્ચે ભાઇચારો વધ્યો, ને મિત્રતા બંધાઇ. છાત્રાલયના વિદ્યાર્થીઓના પિતા મહીપતરામ હતા ને માતા મહીપતરામનાં ધર્મપત્ની પાર્વતીકુંવર હતાં. એ બન્ને વિદ્યાર્થીઓની સંભાળ રાખતા, અને જેમ માતા પિતા પોતાનાં બાળકો પ્રત્યે હેતભાવથી તથા પ્રેમથી વર્તે તે જ પ્રમાણે વિદ્યાર્થીઓ પ્રત્યે પણ તેવા જ પ્રેમથી તથા વાત્સલ્યથી તે વર્તતા. આથી વિદ્યાર્થીઓને પરદેશ વર્તાતો નહિ ને તેમને પોતાના ઘર જેવું જ લાગતું. માંદેસાજે તેઓ તેમની ખબર અંતર લેતાં અને પોતાના પુત્રના જેવું વર્તન તેમની સાથે રાખતા

અમદાવાદની પુરુષશિક્ષણપદ્ધતિ પાઠશાળામા શિક્ષણ લેના આવનારા અમુક શિક્ષકો જ દાખલ થઇ શકતા હતા. ઘણી મોટી સંખ્યા તેમાં દાખલ કરી શકાતી નહતી. આથી અમુક શિક્ષકોને જ પદ્ધતિસરના શિક્ષણનો લાભ મળતો હતો. પરંતુ એટલેથી એમને સંતોષ વળે એમ ન હતું. તેથી પાઠશાળાના શિક્ષકોને જેવો લાભ મળે તેવો તો ઠીક નહિ તો પણ કંઈક અંશે અન્ય શિક્ષકોને પણ પરોક્ષ લાભ આપી શકાય તેવો રસ્તો એમણે વિચાર્યો. એ જ્ઞાન પત્ર દ્વારે તેમને આપવું એવા નિર્ણય ઉપર તે આવ્યા, ને તેથી ગુજરાત શાળાપત્રનો જન્મ થયો. કોઇ પણ સારો અને લાભદાયી વિચાર મનમા ઉદ્ભવે એટલે તેને ગતિમા મૂકવો, પણ વિચાર કરી બેસી રહેવું નહિ એવી એમની પ્રકૃતિ હતી, તેથી એમણે પોતાનો વિચાર શાળાખાતાના ઉપરી અધિકારીને જણાવ્યો અને એવું માસિક પત્ર કાઢવાની મંજુરી પણ મેળવી. આ પ્રમાણે ગુજરાત શાળાપત્રનું નાવ સાહિત્યસરિતામા મૂકાયું ને તેના નાખુદા કે ચાલક મહીપતરામ પોતે થયા. એ રીતે પત્રકાર હોવાની પોતાની ક્ષુધા એમણે હોલવી.

મહીપતરામ કેળવણીના ઉપાસક હતા એટલે પુરુષશિક્ષણપદ્ધતિ પાઠશાળા સ્થાપ્યાથી ગૂજરાતકાઠિયાવાડના પુરુષોના શિક્ષણની વ્યવસ્થા થઇ, પરંતુ સ્ત્રીના શિક્ષણની પણ વ્યવસ્થા થયેલી જોવાને તે ઘણા ઉત્સુક હતા. જૂના કાળમાં પુરુષો તો લખવાવાંચવા તથા નામું માંડવા જેટલી કેળવણી તો લેતા હતા, પરંતુ સ્ત્રીઓને કેળવણી લેવાની વ્યવસ્થા જ નહોતી. એનો અભાવ જ હતો એમ કહું તો ચાલે. એ સમયમાં કન્યાશાળા તો હતી જ નહિ. લોકો સ્ત્રીશિક્ષણની વિરુદ્ધ હતા. તથાપિ કેટલીક ઉચ્ચ જ્ઞાતિની સ્ત્રીઓ ઘરમાં જ રહી કેળવણી લેતી હતી. તેમને વાંચતાં લખતાં આવડતું હતું. નાગર સ્ત્રીઓને તો પૂજાપાઠના સંસ્કૃતના શ્લોકો, સ્તોત્રો વગેરે મુખપાઠે હતા. કુવાખ્યાનનો પાઠ તેમને રોજનો હતો. તેમ તેમને મોઢે નરસિંહ, પ્રેમાનંદ વગેરે કવિઓના કેટલાક ગ્રન્થો પણ હતા. કુંવરબાઇનું મામેરૂં મોસાળાં વખતે તેઓ ગાતાં હતાં. ઓખાહરણના ને શ્રીમદ્ ભાગવત દશમ સ્કંધના કેટલાક કડવાં તો તેઓ પ્રસંગાનુસાર બોલતાં. નાના દમન ને પ્રભાતિયાં તો સવારના પહોરમાં તેઓ લલકારતાં. જૂના સમયના જૂના વિચારના લોકોના પગમાં કન્યાઓને ગૃહકેળવણી આપવાનો વિચાર જ હતો. તેમને ભરતાં ગુંથતાં સીવતાં તથા રસોઇ કરતાં તથા ઘરનું કામકાજ કરતાં આવડે એ જ બાબત લક્ષમાં નિરંતર રહેતી. એમ કહેવાય આવતું કે છોકરી તો પારકું ધન. તેને પારકા ઘર સેવવાનાં. એથી તેમને ગૃહરોજગારની બરાબર ચાપ પેલી ન આવે તો સાસરીઆં માના આમડાં પીંખી નાખે. એથી માતાની મુખ્ય દૃષ્ટિ કન્યાને ગૃહકેળવણી આપવા તરફ જ હતી, તેમ છતાં એ ઉચ્ચ વર્ગની કન્યાઓ ગૃહકેળવણી ઉપરાંત વાંચતાં લખતાં આવડે એટલું પણ શીખતી હતી. સામાન્ય આવી દશા તો પછી કન્યાશાળા જેવી સંસ્થાઓનો સંભવ જ ક્યાંથી હોય? પરંતુ જેમ જેમ સારી કેળવણી મળતા ગયા,

સમાજ સુધરતી ગઈ તેમ તેમ તેમના વિચાર તેટલા સુધરતા ગયા ને તેથી કન્યાશાળા હોવાની તેમને અગત્ય જણાઇ. સરકારે તથા ખાનગી ગૃહસ્થોએ કે ધનાઢ્ય શેઠીઆઓએ કન્યાશાળા સ્થાપી ને એ રીતે સ્ત્રીકેળવણીનો આરંભ થયો. પરંતુ શરૂઆતમા તો ઘણી થોડી કન્યાઓએ તેનો લાભ લેવા માંડયો, કારણ જૂના વિચારના લોકો સ્ત્રીકેળવણીની તદ્દન વિરુદ્ધ, તેમના વિચાર એ બાબતમા ઘણા સાંકડા તેથી સ્ત્રીકેળવણીની શરૂઆત જોઇયે તેવી સારી ન હતી છોકરીઓ નિશાળે જાય તો પછી ઘરમા માના કામ-કાજમા મદદ કોણ કરે! ઘરનો પુંજો કાઢવો, પાણી ભરવું, લુગડા ધોવા, વાસણ માંજવા, વીણવા ચુંટવા વગેરે ગૃહકાર્યમા માને મદદ કરનારી પુત્રી નિશાળે ભણવા જાય તો પછી માને ગૃહકાર્ય એકલે હાથે કરવું પડે એટલું જ નહિ પણ એ ગૃહકાર્યમા તે નાનપણથી પાવરધી થાય નહિ તો મોટપણમા એનું ઘર કેમ ચાલે એવા વિચારો સ્ત્રીવર્ગના હોવાથી સ્ત્રીકેળવણી પ્રતિ લોકોનો અભાવ હતો. પરંતુ એ પરિસ્થિતિ બદલાતી જતી હતી. સ્ત્રીકેળવણીના ઉપયોગિતા સમાજને સમજાતી ગઇ તેમ કન્યાશાળાઓ પણ સ્થપાતી ગઇ ને તેમા કન્યાઓને માબાપો નિશાળે મોકલવા લાગ્યાં.

અમદાવાદમા આરંભમા હરકોર શેઠાણીના નામની ને મગનભાઇ કરમચંદના નામવાળી એવી બે કન્યાશાળાઓ ચાલતી હતી. મગનભાઇ કરમચંદવાળી કન્યાશાળાના મહીપતરામ મંત્રી હતા એ સમયમાં અમદાવાદમાના સરકારી અમલદારોની તથા અન્ય ગૃહસ્થોની સ્ત્રીઓનું મંડળ સ્ત્રીકેળવણીને ઉત્તેજન આપવાને માટે સ્થપાયેલું હતું. એ વખતે અમદાવાદના કલેક્ટર ઓલીવંટ હતા ને એમના પત્ની મીસીસ ઓલિવંટ એ સ્ત્રીમંડળના અધ્યક્ષ હતા. એથી મગનભાઇ કરમચંદ કન્યાશાળામા ઘણી છોકરીઓ ભણવા આવે એવી લાલચ આપવાને માટે મહીપતરામે મીસીસ ઓલિવંટની સહાયતાથી

મ્યુનિસિપાલિટિ પાસેથી માસિક સો રૂપિયા સ્ત્રીકેળવણી ખાતે મેળવ્યા. એ રકમમાથી અર્ધી છોકરીઓને શિષ્યવૃત્તિ આપવાને ખર્ચવામાં આવી ને બાકીની અર્ધી સ્ત્રીશિક્ષક નીમવાને વાપરવામા આવી. સ્ત્રીકેળવણીના હિતચિંતકોને એમ જણાયું કે, જ્યાસુધી કન્યાશાળાઓમા પુરુષશિક્ષકો હોય ત્યાસુધી માબાપો પોતાની મોટી ઉમરની છોકરીઓને નિશાળે મૂકે નહિ, એટલું જ નહિ પણ નિશાળે ભણતી હોય તેમને પણ તેઓ ઉઠાડી લે. માબાપો છોકરીઓને નિશાળે ભણવા મોકલતા થયા, પણ છોકરીની ઉમ્મર દશ અગિયાર વર્ષની થાય એટલે મને તેઓ નિશાળેથી ઉઠાડી લેતા. કેટલીક જ્ઞાતિમા તો એટલી ઉમ્મર થયા પહેલાં છોકરીઓ ઉડી જતી. આવી સ્થિતિથી સ્ત્રીકેળવણીનો હેતુ પાર પડે નહિ એમ સ્ત્રીમંડળને લાગ્યુ, તેથી એ મંડળે ત્રણ બબતોનો ઠરાવ કર્યો: ૧ કન્યાઓને માટે શિષ્યવૃત્તિ સ્થાપવી, ૨ સ્ત્રીશિક્ષકો નીમવી અને ૩ સ્ત્રીશિક્ષક વર્ગ સ્થાપવો. એ યોજના અમલમા મૂકવાથી ને સ્ત્રીશિક્ષક મડમને નીમ્યાથી મોટી ઉમ્મની છોકરીઓ નિશાળે રહેવા લાગી ને એ રીતે સ્ત્રીકેળવણીનો પાયો સગીન થયો.

મહીપતરામના ધર્મપત્ની સ્ત્રીકેળવણીની બાબતમા ઘણો રસ લેતા હતા. મહીપતરામે કહ્યું છે કે "પાર્વતીકુંવર મારા શિષ્યોની અને મિત્રોની પત્નીઓ ઉપર હમેશ માયા રાખતી ને તેમની જોડે હળીમળીને પોતાના સદ્‌વિચાર તેમને જણાવતી. એમાની કેટલીક નારીઓ એ નિશાળમા ભણવા બેઠી. પગારને માટે નહિ, પણ રસ્તો પાડવાને. મોટી ઉમ્મરની સ્ત્રીઓને હાથમા ચોપડીઓ અને સ્લેટ લેઇ નિશાળે ભણવા જતી જોઇ અજ્ઞાન લોક હાસી કરવા લાગ્યા; મૂર્ખ સ્ત્રીઓ તેમની ભણી આગળી કરી તેમનું હાસ્ય અને તિરસ્કાર કરતી. પણ તેમના ભરથારોએ અને બાઇ પાર્વતીકુંવરે એની દરકાર ન કરવાની શીખામણ દીધી તે તેમણે માની અને મંડયા રહ્યા.

એથી ધારેલું પરિણામ આવ્યું. તેમનુ દેખી બીજી સ્ત્રીઓ ભણવા આવી અને સ્ત્રીવર્ગ સ્થાપન થયો. એ સ્ત્રીવર્ગમાથી આગળ ફીમેલ ટ્રેનિંગ કૉલેજની ઉત્પત્તિ થઇ."

સ્ત્રીશિક્ષણપદ્ધતિપાઠશાળાનો પાયો આ પ્રમાણે નખાયો ને તેથી પુરુષશિક્ષણપદ્ધતિ પાઠશાળાના મુખ્ય અધ્યાપક મહીપતરામના મનને શાંતિ વળી. પરંતુ મહીપતરામ નિવૃત્તિ વાળીને બેસી રહ્યા નહિ. સન ૧૮૭૪ મા રા. બા. બેચરદાસે ૧૦૦૦૦ રૂ. સરકારને આપી સ્ત્રીશિક્ષકશાળા સ્થાપી, ને તેનું નામ મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કૉલેજ પાડવામા આવ્યું. એ શાળામા સ્ત્રી શિક્ષિકા તૈયાર કરવાની યોજના ઘડવામાં આવી. જતે દહાડે તેમા અંગ્રેજીનો અભ્યાસ કરવાને માટે વર્ગ ઉઘાડવામા આવ્યો. આથી અંગ્રેજી શીખવાની ઇચ્છાવાળી કન્યાઓને ઘણો લાભ થયો ને અંતે પાઠશાળામાથી મેટ્રિક્યુલેશનની પરીક્ષામા કન્યાઓ બેસવા લાગી.

મહીપતરામ સ્ત્રી કેળવણીના હીમાયતી હતા. એમના પત્ની પાર્વતીકુંવર નિશાળે ભણ્યા નહોતા. એ નાના હતા તે વખતે કન્યાશાળાઓ જ નહોતી. પરંતુ વાચવા લખવા જેટલી કેળવણી એમણે ઘરમા જ રહી લીધી હતી મહીપતરામે એમને અંગ્રેજીનો અભ્યાસ કરાવ્યો હતો એ પોતે જ એમને શીખવતા હતા. બે ત્રણ ચોપડી તે શીખ્યા હતા. પરંતુ સાહેબ લોકોની મડમો સાથે વાતચીત કરી શકે અથવા તેમની ચીઠ્ઠીનો જવાબ તે લખી શકે એટલું જ્ઞાન તેમને નહોતુ. તોપણ સ્ત્રીઓએ કેળવણી લેવી જોઇએ એવો તેમને આગ્રહ હતો મહીપતરામ તથા પાર્વતીકુંવર બન્ને સ્ત્રી કેળવણીની બાબતમા એકમત હોવાથી એમણે પોતાના ઘરમા જ એ સુધારો દાખલ કર્યો. પોતાના સૌથી મોટા પુત્ર અનુભાઇની વહુ શણગારે કન્યાશાળામા અપાતુ જ્ઞાન લીધુ હતું, પરંતુ અંગ્રેજી

ભાષાનો કક્કો તેમને આવડતો નહતો. તે સાસરે રહેવા લાગ્યા એટલે તેમને અંગ્રેજીનો અભ્યાસ કરવાને પાઠશાળામાં મૂક્યા. એમનો અભ્યાસ ઘણો સારો હતો. એમણે ' શોર્ટસ્ટોરીઝ ' નામની ચોપડીનું ગુજરાતીમાં ભાષાંતર કર્યું છે, પણ એ પુસ્તક પ્રસિદ્ધ થતા પહેલા એ સ્વર્ગવાસી થયા. એમના ત્રીજા પુત્ર રમણભાઈના ધર્મપત્ની વિદ્યાબેને તો મુંબાઇની શારદાપીઠની બી એની ઉપાધિ લીધેલી છે ને તે સ્ત્રીશિક્ષણના, સ્ત્રી જાતિની ઉન્નતિના દરેક કાર્યો વગેરેમાં આગળ પડતો ભાગ લે છે આ પ્રમાણે સ્ત્રીશિક્ષણના સંબંધમાં મહીપતરામે ઉઠાવેલી જહેમતને પરિણામે એમના પોતાના જ ગૃહમાં એ શિક્ષણે સંતોષકારક પ્રગતિ કરી છે પુત્રવધુ ગ્રેજ્યુએટ થઇને અટક્યા નથી, પરંતુ પૌત્રીઓએ પણ એ ઉપાધિ લીધેલી છે

# પત્રકાર.

મહીપતરામ બાલ્યાવસ્થામાં પરહેજગાર પત્રના, યુવાનીમાં રાસ્તગોફતાર તથા સત્યપ્રકાશના, આધેડ અવસ્થામાં ગુજરાત શાળા-પત્રના ને વૃદ્ધાવસ્થામાં ગુજરાત શાળાપત્રના અને જ્ઞાનસુધાના તંત્રી હતા, તેથી એમને પત્રકારની ઉપાધિથી ઓળખીએ તો અયોગ્ય નહિ કહેવાય. એ યુગમાં કેળવાયેલા કેટલાક શખ્સોએ વર્તમાનપત્રો કે માસિકો દ્વારા સમાજનું અજ્ઞાન દૂર કરવા, સાંસારિક અને સામાજિક બાબતો વિષેના પરંપરાથી ચાલી આવેલા વહેમો તથા રિવાજો વગેરેનું સત્યાસત્ય પ્રજા સમક્ષ મૂકી તે પ્રતિ તેમની આંખ ઉઘાડવા, કેળવણીના, વિજ્ઞાનના, ધર્મના ને સંસ્કૃતિના પ્રશ્નો ચર્ચવા આરંભ્યું હતું. મહીપતરામના સહાધ્યાયીઓ કે મિત્રો એ દિશામાં પ્રવૃત્તિ કરી રહ્યા હતા. નર્મદાશંકર અને દલપતરામ બન્ને કવિઓ એ બધી બાબતો ઉપર પોતપોતાના કાવ્યો સંભળાવી રહ્યા હતા તથા તદુપરાંત કવિ નર્મદાશંકર ડાંડિયો માસિક ચલાવી રહ્યા હતા, ને કવીશ્વર દલપતરામ બુદ્ધિપ્રકાશ માસિક દ્વારા વિવિધ જ્ઞાન આપી રહ્યા હતા. નંદશંકર પોતાના લેખથી ગુજરાતમિત્રને પોષતા હતા. નવલરામ ગુજરાત શાળાપત્રને શોભાવતા હતા હરગોવિંદદાસ કાંટાવાળા ગુજરાત શાળાપત્રમાં ને બુદ્ધિપ્રકાશમાં પોતાના લેખો લખીને તથા રાજકોટ ગયા પછી વિજ્ઞાનવિલાસ માસિકમાં પણ પોતાના લેખો પ્રકટ કરીને એ પત્રોને સમૃદ્ધ બનાવતા હતા. મુકુંદરાય મણિરાય પણ એક માસિક દ્વારે પ્રજાસેવા કરતા હતા. આ ઉપરથી એમ કહી શકાય કે એ સમય નવજીવનનો હતો. ને તેથી એવું નવું જીવન પ્રજાના હૃદયમાં રેડી શકે એવા વીરલાઓ પોતપોતાની યથા-

શક્તિથી અને યથામતિથી તે રેડવાને માટે પ્રવૃત્ત થયા હતા. મહીપતરામ પણ એ યુગની ટોળીમાના એક હતા ને એમનું ધ્યેય પણ એ જ હતું, તેથી એમણે પણ એજ દિશામા પ્રવૃતિ કરી ને ગુજરાત શાળાપત્રના જન્મદાતા થયા.

ગુજરાતશાળાપત્રનો જન્મ સને ૧૮૬૨ મા થયો, ને તેનો પહેલો, બીજો તથા ત્રીજો અંક એક સાથે જુલાઇ માસમા પ્રસિદ્ધ થયો. એ આરંભના અંકો શિલાછાપમા છપાયેલા છે તે ઉપરથી આપણે એમ કહી શકીએ કે તે સમયમા છાપખાના નહિ હોય અથવા હશે તો તે ઘણા ઓછા હશે. છાપખાનાની સગવડ નહિ મળી શકી તેથી મહીપતરામ નિરુત્સાહી બન્યા નહિ, પણ સારા લહીઆ પાસે એ પત્ર લખાવીને તેણે ધારેલુ કાર્ય સાંગોપાંગ પાર ઉતાર્યું. *આરંભમા શાળાપત્રનો ઉદ્દેશ ગુજરાતી નિશાળોના મહેતાજીઓને જ્ઞાન આપવા સંબંધી જ હતો.* એ પત્રનુ આયુષ્ય નીચે પ્રમાણે હતું. "આ ચોપાનીયુ ગુજરાતી નિશાળોના મહેતાજીઓને સારૂ પ્રગટ કર્યું છે પરંતુ બીજા માણસોને પણ ઉપયોગી પડશે એમા કાંઇ સંદેહ નથી. કેમકે એમા ભાતભાતના વિષયો લખાશે, તથાપિ કેળવણી સંબંધી ઘણુ આવશે. નિશાળોને ખપની બાબતો સમાઇ રહેતા બાકીની જગામા સર્વોપયોગી વિષયો પ્રગટ થશે. કેળવણીખાતાના નોકરોની બદલી, રજા, બઢતી ઘટતી, નિશાળો તથા પુસ્તકાલયોની હકીકત નવી નિશાળોનુ સ્થાપન થવુ, એ ખાતાના માણસોને ઉપયોગી અને જાણવાજોગ ખબરો, તથા કેળવણી આપવાના મૂળતત્વો તથા ધારા, પરીક્ષાના સવાલ જવાબ, ઇન્સ્પેક્ટર સાહેબ તથા તેમના ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર સાહેબોના સર્ક્યુલરો વગેરે, વિદ્યાહુન્નર સબંધી સહેલી બાબતો, વખતે દેશપરદેશની જૂજ ખબરઅંતરો, તથા ગુજરાતી ચોપડીઓ વિષે ઘણુ કરીને આ ચોપાનિયામા લખાશે. ગુજરાતશાળાપત્રની રચના વિષે હાલ જે ધાર્યું છે તે પ્રમાણે

ટૂંકામા લખ્યું છે. અનુભવ થયેથી જે ફેરફાર કરવો ઠીક લાગશે તે કરીશું. ”

આશય ઉચ્ચ, બહુદેશી ને શિક્ષણીય. ટ્રેનિંગ કૉલેજના મુખ્ય અધ્યાપકની ઉપાધિ ઓછી હોય તેમ ગુજરાતશાળાપત્રની તથા તેના તંત્રીપણાની નવી ઉપાધિની ધુરા પોતાને ગરદને મહીપતરામે લીધી. અંગ્રેજી ગુજરાતી નિશાળોના માસ્તરોને તથા બીજા સદ્‌ગૃહસ્થોને જુદા જુદા વિષયો ઉપર લેખ લખી મોકલવાને તથા એ રીતે માસિકને સહાયભૂત થવાને મહીપતરામે વિનતિ કરી એટલું જ નહિ, પણ ગુજરાતી શાળાઓના મહેતાજીઓને નિશાળ ચલાવવાની બાબતમા જે જે અડચણો આવતી હોય તે લખી મોકલ્યાથી તેનો યોગ્ય ખુલાસો આપવામા આવશે તથા તે વખતે શાળાઓમા ચાલતી ચોપડીઓમા ભૂલ રહી ગયેલી માલૂમ પડે તે તથા શબ્દોનો કે વાક્યોનો બરાબર અર્થ સમજાતો ન હોય તે પણ લખી મોકલ્યાથી તેનો પણ ખુલાસો આપવામા આવશે એવુ જાહેર તેમણે કર્યું. આ પ્રમાણે પોતાના બાહુબળથી તેમજ મિત્રોની, શિક્ષકોની, મહેતાજીઓની તથા શિષ્યોની સહાયતાથી અને ખુદ સરકારી અમલદારોની મદદથી ગુજરાત શાળાપત્રનું નાવડું સાહિત્યસાગરમા સપાટાબધ ચાલ્યુ. મહીપતરામ તેના તંત્રી, નિયામક, ચાલક હતા, પરંતુ તેના ખરેખરા ખલાસીઓ તો ગુજરાતના તે સમયના સમર્થ લેખક ને ટીકાકાર વિદ્વાન ગૃહસ્થ નવલરામ લક્ષ્મીરામ પડિત અને હરગોવનદાસ દ્વારકાદાસ કાંટાવાળા હતા એ બે વિદ્વાન ગૃહસ્થોએ પોતપોતાના કલમરૂપી હલેસાથી હલેસા મારી નાવડાને વેગબધ સાહિત્યસાગરમા એવુ ચલાવ્યુ કે એ માસિકે ગુજરાતના તે સમયના માસિકોમા અગ્રસ્થાન લીધુ. મહીપતરામનો પણ તેમા ભાગ હતો, પરતુ એમને માથે અનેક બીજા કાર્યોનો બોજો હતો, તેથી એમને વિજાતીય વિષયો ઉપર લેખો લખવાનો અવકાશ મળતો

નહિ. અતિશય કામના ભારને લીધે આખરે સ્થિતિ એવી આવી કે એમને શાળાપત્રનું તંત્રીપદ છોડવું પડયું. એમણે સને ૧૮૬૨ થી સને ૧૮૭૦ સુધી આઠ વર્ષ એ માસિક ચલાવ્યું, પણ સને ૧૮૭૦ મા એનું તંત્રીપદ નવલરામને સોપ્યું. નવલરામે તેને પાળ્યું, પોષ્યું ને તેનું પોત વધાર્યું.

ગુજરાત શાળાપત્ર માસિક પ્રસિદ્ધ કરવાનો મહીપતરામનો મુદ્દો પોતાનું પાંડિત્ય બતાવવાનો ન હતો, પરંતુ મહેતાજીઓ તેમજ અન્ય લેખકો પાસે જુદા જુદા વિષયો ઉપર લેખો લખાવી તે પ્રસિદ્ધ કરી એ રીતે તેમને ઉત્તેજન આપી નવા નવા લેખકો તૈયાર કરવાનો હતો. એ આશય અમુક અંશે ફલીભૂત થયો એટલે પોતાના માથાનો ભાર એમણે ઉતાર્યો, ને જન્મદાતા જનક પાલક ને પોષક પિતાને તે સ્વાધીન કર્યું. એ વખતે એ પત્રને એમણે છેલ્લી સલામ કરી હતી ને પોતાનું હૃદય ખોલ્યું હતું. તેમણે કહ્યું હતું કે "આ ચોપાનિયાના જન્મથી એટલે સને ૧૮૬૨ થી તે આજ સુધી મેં એના એડિટરનું કામ પરમાર્થે મફત ચલાવ્યું. એ લાંબી મુદતમાં મારાથી બની શકી તેટલી મહેનત એ કામને લગાડી છે, અને અનેક વિષયો ઉપર ગદ્યપદ્યમા નિબંધો લખનારાને ઉત્તેજન આપ્યું છે. મારા ધારવા પ્રમાણે વાચનારને લાભકારી અને આ ચોપાનિયાને યોગ્ય જણાયા તેવા વિષયો મેં એમા દાખલ કર્યા. દરેક અંકમા બધું લખાણ મારૂં પોતાનું ન હતું. એનું એક કારણ એ કે કેળવણી પામેલા જુવાનીઆઓમા ગુજરાતી લખનાર ઉત્પન્ન થાય એ મારૂં પ્રયત્ન હતું. દરેક ચોપાનિયું ભરાય એટલું લખવાની મને હર વખતે નવરાસ હોત તો પણ હું તેમ કરત નહિ, કેમકે તેથી બીજાઓના લખાણને જગા મળત નહિ. બીજા લખનારાના મત મારા મતને મળતા આવવા જોઇએ એવો મેળ મે રાખ્યો ન હતો. પણ જે લખાણ નકામું ટાયલું હતુ અથવા ઘણીજ ભૂલો ભરેલું

અથવા અવિવેકી હતું તે માત્ર પ્રગટ કર્યું નથી. થોડી ચૂકોવાળું લખાણ વખતે સુધારીને કે સુધરાવીને દાખલ કરતો. એથી થયેલાં સારાં ફળ જોઈ મને ઘણો સંતોષ થાય છે. એ વિના આ ચોપાનિયાથી હું ધારૂં છું કે બીજા ઘણા ફાયદા થયા છે, અને જે વિદ્વાન પુરુષને એના એડિટરનું કામ હવેથી સોંપવામાં આવ્યું છે તેને હાથે થશે એમા શક નથી. જે શ્રમ, સંભાળ વગેરે આ કામને લગાડવા જોઇએ તે હવેથી મારાથી લગાડી શકાશે નહિ એવું બનવાથી મેં એ છોડી દીધું છે. એ કામ કરવામા જેમણે મને અનેક તરેહની મદદ કરી છે તેમનો હું મોટો પાડ માનું છું, અને તેમને તથા આ ચોપાનિયાના તમામ વાચનારાને છેલ્લી સલામ કરૂં છું, કેમકે હવે પછી આ ચોપાનિયાને માટે સુબોધકારી, વિદ્યાહુન્નર સંબંધી, કે આપણા લોકની સંસારી હાલત વગેરે હરકોઈ વિષે મારાથી લખવાનું બની શકશે નહિ એવું મને લાગે છે. માટે આ ચોપાનિયા વડે જેઓ જોડે મારે સંબંધ થયો છે તેઓથી જુદા પડતી વખતે તેમનું ભલું ઇચ્છીને તેમને છેલ્લી સલામ ફરીને કરૂં છું તે તેઓ સ્વીકારશે એવી આશા રાખું છું."

મહીપતરામે આ પ્રમાણે ગુજરાત શાળાપત્રને છેલ્લી સલામ કરી, પરંતુ તે છેલ્લી સલામ ન હતી. ભાવિ કંઇક જુદું હતું. મહીપતરામને ખબર ન હતી કે પાલક ને પોષક પિતાના તંત્રીપદ તળે બાળવયમાથી યુવાનીમા આવેલા ને પોષાઇ હૃષ્ટપુષ્ટ બનેલા બાળક માસિકનું તંત્રીપદ પાછું તેમને પોતાની સંભાળ તળે લવું પડશે. નવલરામનું અવસાન સને ૧૮૮૭ મા થયું તે પછી એજ પત્રનું તંત્રીપદ એમને જ શિરે આવ્યું હતું. એ તંત્રીપદ એમની પાસે ઘણા વર્ષ ટક્યું ન હતું. કાળની ગતિ ન્યારી છે. મનુષ્યની ધારણા કંઇક હોય છે ને ઇશ્વરની ધારણા કંઇક હોય છે. વ્યવસાયી મહીપતરામની અનેક ઉપાધિઓમા આ પત્રના તંત્રીપદની ઉપાધિ

ઉમેગાશ આ સમયે તેમની વૃદ્ધાવસ્થા હતી, તોપણ તે કર્તવ્યનિષ્ઠ માથે આવી પડેલુ કાર્ય પૂર્ણ સંતોષથી બજાવ્યુ. ત્રણ વર્ષ સુધી એમણે તેની સંભાળ લીધી, ને સને ૧૮૯૧ મા એમના અવસાનની સાથે શાળાપત્રની સાથેનો એમનો સંબંધ હમેશનો તૂટ્યો. મહીપતરામને પત્રના તંત્રી તરીકે કાર્ય કરવાની હોસ તો થઈ, પણ અતિશય વ્યવસાયી પ્રકૃતિને લીધે એ પત્રમા તેમનાથી લેખો લખી શકાતા નહિ, તથાપિ આઠ વર્ષ સુધી એ પત્રનું તંત્રીપદ એમની પાસે રહ્યુ તે દરમિયાન એમણે શાળોપયોગી બાબતો વિષે, શિક્ષણપદ્ધતિ વિષે તથા સાંસારિક અને સામાજિક વિષયો ઉપર લેખો લખી આમુખમા પ્રસિદ્ધ કરેલો એમનો ઉદ્દેશ અમુક અંશે પાર પાડ્યો હતો. ટુંકાણમા એટલુ જ કહુ તો બસ થશે કે, કેળવણીના ઉપાસક મહીપતરામે કેળવણીને લગતા ઘણા વિષયો શાળાપત્રમા દાખલ કરી મહેતાજીઓને તથા એ પત્રના અન્ય વાચકોને વિવિધ જ્ઞાન આપવાનો પ્રયાસ કરી પોતાની મુરાદ બર આણી હતી.

---

# ભાષાંતરકાર.



ગુજરાતમા પદ્ધતિસરનું શિક્ષણ અપાવાનો આરંભ થયો ને તેને ગુજરાતશાળાપત્રે પુષ્ટિ પણ આપી, પરંતુ વિદ્યાર્થીઓને અભ્યાસ કરવાને માટે આવશ્યક યોગ્ય પાઠ્ય પુસ્તકો ગુજરાતી ભાષામા તે સમયમા ન હતા એ ખામી મહીપતરામને જણાઇ, ને અભ્યાસ બરાબર થવાને આવશ્યક વસ્તુ જે પાઠ્યપુસ્તકો તેની ખામી દૂર થવી જ જોઇએ એવું તેમને લાગ્યું તેથી એમના સ્વભાવ અનુસાર, જુદા જુદા વિષયો ઉપર લખાયેલા અગ્રેજી પાઠ્ય પુસ્તકોના ભાષાતર વિદ્વાન લેખકો પાસે કરાવી સરકાર તરફથી તે પ્રસિદ્ધ કરવાની સૂચના તથા ભલામણ મહીપતરામે પોતાના ઉપરિ અધિકારીને કરી મહીપતરામની આ સૂચનાનો તથા ભલામણનો અગીકાર સરકાર તરફથી થયો. પરંતુ કહેવત છે કે બાવાજી નમો નારાયણ તો તારે જ ઘેર ધામા આ પ્રમાણે મહીપતરામને ઘેર ધામા નખાયા. સરકારે મહીપતરામને માથે જ એ કામ નાખ્યુ ને ભાષાતર ખાતાની સ્થાપના સન १८६५ મા થઇ મહીપતરામ ભાષાંતરકાર બન્યા. આ પ્રમાણે મહીપતરામને માથે એક તો ટ્રૈનિગ કૉલેજના મુખ્ય અધ્યાપકની જવાબદારી હતી તેમા એમણે પોતે જ ગુજરાત શાળાપત્રના મત્રીપદની બીજી ઉપાધિ પોતાને શિરે વ્હોરી લીધી હતી ને ભાષાતરખાતાની ત્રીજી ઉપાધિ ખુદ સરકારે એમને શિરે નાખી. આ ત્રણે કામ એક સાથે કરવા સહેલા ન હતા, તથાપિ મહીપતરામે એ ત્રણે કામો એક સરખા ખંતથી, ઉત્સાહથી તથા બાહોશીથી કર્યાં ને તેમા તેમણે યશ મેળવ્યો.

ભાષાતરખાતાને અગે મહીપતરામે ઘણા અંગ્રેજી પાઠ્ય પુસ્તકોના

ભાષાંતર કર્યાં છે એ પુસ્તકો સરકારી તેમજ ઇતર શાળાઓમાં પાઠ્ય પુસ્તકો તરીકે વપરાતાં હતાં ને આજે પણ કેટલીક નિશાળોમાં તે વપરાય છે પણ ખાસ ભાષાંતરખાતાની જુમ્મેદારી ઘણી હતી જુદા જુદા ગૃહસ્થોએ લખી મોકલેલાં ભાષાંતરોની હસ્તલિખિત પ્રતો જોઈ જવાની જોડણી, નિયમ પ્રમાણે છે કે નહિ તે જોવાની ને તે પ્રમાણે હોય નહિ તો નિયમાનુસાર તેને સુધારવાની, ભૂલો સુધારવાની તથા ભાષાંતર કિલષ્ટ હોય તો તેને ફેરવી નાખવાની ઇ જ એ ખાતાને હતી. હોપકૃત વાચનમાળા સને ૧૮૫૮ ૫૯ માં તૈયાર થઈ હતી તેને માટે જોડણીના નિયમો ઘડવાને એક સમિતિ સ્થપાઈ હતી તેમાં મહીપતરામ પણ એક સભ્ય હતા. બાર ગાઉએ બોલી બદલાય, એ સૂત્રાનુસાર ગુજરાતકાઠિયાવાડના જુદા જુદા ભાગોમાં પ્રાન્તિક શબ્દોનો પ્રચાર હતો ને તે શબ્દોની જોડણી પણ જુદી જુદી રીતે કરવામાં આવતી હતી સુરતના, ભરૂચના, ચરોતરના અમદાવાદના, સોરઠના, ઝાલાવાડના, હાલારના ને ગોહિલવાડના લોકોની બોલીઓલીમાં ફેર તેમ શબ્દોની જોડણીમાં પણ એવોજ તફાવત પાઠ્ય પુસ્તકો તો ગુજરાત–કાઠિયાવાડની બધી નિશાળોમાં ચાલવાનાં તેથી જે ભાગની જોડણી વધારે શુદ્ધ હોય તે પાઠ્યપુસ્તકમાં દાખલ કરવી એવો મત બધા સભ્યોનો થયો, ને જોડણીના નિયમો બનાવ્યા એ જોડણીના નિયમો સરકારે પ્રસિદ્ધ કર્યા ને તે નિયમો પ્રમાણે પુસ્તકો પ્રસિદ્ધ થયાં તથાપિ તે નિયમો સર્વને માન્ય ન હતા. તેમાં મતભેદ હતો એ પાઠ્ય પુસ્તકો ફરી છપાવવાનો પ્રસંગ આવ્યો ત્યારે સરકારે એ જોડણીના નિયમો ફરી તપાસી જવાને માટે સને ૧૮૬૮ માં હોપ સાહેબ મોહનલાલ રણછોડદાસ મહીપતરામ તથા નંદશંકર તુળજાશંકર એમની એક સમિતિ નીમી પરંતુ એ સમિતિના સભ્યોમાં દુર્ગારામ મહેતાજી, કવિ દલપતરામ ડાહ્યાભાઈ, કવિ નર્મદાશંકર લાલશંકર અને શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ એમનાં નામો પાછળથી ઉમેરવામાં આવ્યાં એ બધા

વિદ્વાન ગૃદસ્થોએ મળી જોડણીના જે નિયમો ઘડયા તે નિયમો પ્રમાણે સરકારી ભાષાંતરખાતાના પુસ્તકો પ્રગટ થવા લાગ્યાં, પરંતુ એ નિયમો પણ ઘણાને માન્ય ન હતા.

## સરકારી બુક કમિટિના કે પુસ્તકપરીક્ષક સમિતિના મંત્રી.

કેળવણીનો પ્રચાર જેમ જેમ વધતો ગયો તેમ તેમ લોકો તરફથી સ્વતંત્ર પુસ્તકો પણ લખાવા લાગ્યાં. એમાનાં કેટલાંક શાળાઓમા પાઠયપુસ્તકો તરીકે વાપરી શકાય તેવા ઉદ્દેશથી લખાતાં હતા, પરંતુ તેઓને શાળાઓમા ચલાવવાની મંજુરી સરકાર તરફથી મળે નહિ ત્યા સુધી તેઓનો ઉપયોગ શાળાઓમા લેઇ શકાતો નહિ. એવા પુસ્તકોને પાઠય પુસ્તક તરીકે વાપરવાની મંજુરી માગનારી અરજીઓ એ પુસ્તકોના પ્રસિદ્ધકર્તાઓ તરફથી સરકારને થવાથી સરકારે બુક કમિટિને નામે ઓળખાતી પુસ્તકપરીક્ષક સમિતિ નીમી ને તેના મંત્રી મહીપતરામને નીમ્યા. એ સમિતિ મંત્રી ઉપરાંત કેટલાક સભ્યોની બનેલી હતી. સમિતિના સભ્યોનું તથા તેના મંત્રીનું કર્ત્તવ્ય પ્રસિદ્ધ થયેલા અને ઇનામ, પુસ્તકાલય તથા પાઠયપુસ્તકને માટે મંજુર થવા આવેલા પુસ્તકો કયા કયા વિભાગને માટે યોગ્ય છે તે જોઇ જઇ પોતપોતાનો અભિપ્રાય આપવાનું હતું. આ એક પ્રકારની પુસ્તકપરીક્ષક સમિતિ હતી. મંત્રીનું કામ પરીક્ષાને માટે આવેલા પુસ્તકો સભ્યોમા ફેરવવાનું તથા તે પ્રત્યેકના અભિપ્રાય મેળવવાનું અને પોતાનો અભિપ્રાય જણાવવાનું હતું. આ પરીક્ષામા કેટલાકને ન્યાય ને કેટલાકને અન્યાય થતો ખાનગી સાહસથી પ્રગટ કરવામાં આવેલા પુસ્તકોને સરકાર તરફથી મદદ ને ઉત્તેજન મળતા નહિ ને તેથી લેખકો નિરાશ થતા એટલું જ નહિ પણ તેમણે કરેલો ખર્ચ બધો તેમને ભોગવવો પડતો, ને તેથી એવું જોખમ ખેડવાની હિમ્મત ઘણાને થતી નહિ. તેમાં

એ પાઠ્ય પુસ્તક તરીકે શાળાઓમા ચલાવવાની માગણી કરનારાના તો એમ જ મગના સરકાર પોતે જ પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવી શાળાઓમા તેમને ચલાવતી હોય તો પછી ખાનગી સાહસ કરનારને તો સરકાર તરફથી એવો આશ્રય મળે તેની આશા જ શી? બહુ થાય તો ઇનામ અને પુસ્તકાલયને યોગ્ય એવુ સરકાર તરફથી પ્રસિદ્ધ થવુ. જ્યા સરકારનો પોતાનો સ્વાર્થ હોય ત્યા ખાનગી માણસોનો સ્વાર્થ જોવામા આવતો જ નહિ એમ છતા પણ કેટલાક વિદ્વાન લેખકોના પુસ્તકો પાઠ્ય પુસ્તક તરીકે મજુર થયેલા હતા સભ્યો નિષ્પક્ષપાતી હતા, ને યોગ્યતા પ્રમાણે યોગ્ય ન્યાય આપતા આવુ હતુ તે છતા મહીપતરામને પ્રજાએ દોષરહિત ગણ્યા નથી. મહીપતરામના આગ્રહી સ્વભાવને લીધે તથા અમુક અમુક બાબતમા તેમણે જે મતવ્ય બાધ્યુ હોય તેમા ફેરફાર નહિ કરવાના મમતને લીધે ઘણાને અન્યાય થયો છે સમિતિના સભ્યોની અદર પણ અરુચિ જન્મ પામી હતી એનુ એક દૃષ્ટાંત નરસિહરાવે આપ્યુ છે તેમણે કહ્યુ છે કે, “ મહીપતરામના કેટલાક અતિ–આગ્રહી અગત અભિપ્રાયોનો દોષ પ્રાર્થનાસમાજના મડળના બધા ગૃહસ્થો ઉપર ચઢાવી દેવાની ટેવ લોકમતને હતી. સરકારી બુક કમિટિના સેક્રેટરી તરીકેની લાબી કારકિર્દીમા મહીપતરામ અનીતિમય પુસ્તકાદિ સ્હામે ચાલૂ વાધા દર્શાવતા બહુવાર અતિશુદ્ધિના દાસ થઇ જઇને બીજે છેડે જતા હતા લોકોમા માન્યતા એવી હતી કે ‘ પ્રેમ ’ શબ્દથી એઓ ભડકતા હતા અને એ શબ્દ આવ્યો તો તે પુસ્તક નામજૂર કરતા હતા આ વાત જો કે સર્વાંશે સત્ય ન્હોતી તથાપિ મૂળ પાયે ખોટી ન્હોતી ભોળાનાથ બુકકમિટિમા મેમ્બર હતા, અને એઓ મહીપતરામની આવી વૃત્તિથી તદ્દન ભિન્ન, રસદર્શનની યોગ્ય સમતોલતા સાચવનારી વૃત્તિને અનુસરીને હમેશા મત નોધતા હતા. આ સ્થિતિને પરિણામે એ બે મિત્રો વચ્ચે થયેલા

અભિપ્રાયના યુદ્ધ બુકકમિટિની જૂની ફાઇલોમાં જોઇ શકાય તો રમૂજ સાથે બોધ મળે એમ છે. આ મતયુદ્ધને .પરિણામે, ભોળાનાથના મત પ્રમાણે બીજા મેમ્બરો મત આપે એ અનિષ્ટ યોગ ટાળવાના હેતુથી મહીપતરામે સરક્યુલરથી અનુક્રમે મત મેળવવાની પદ્ધતિ બધ કરીને પ્રત્યેક મેમ્બર કને છૂટો છૂટો અભિપ્રાય મેળવવાનો ક્રમ દાખલ કર્યો. ભોળાનાથ એ યુક્તિ સમઝી ગયા, પણ મહીપતરામની કૃતિ પોતાના હકની મર્યાદાની અંદર હોવાથી વાધો કશો લીધો નહિં. "

મહીપતરામનું પુસ્તકસમિતિનું કામ નિઃસ્વાર્થ હતું. તથાપિ એ નિ.સ્વાર્થમા પણ પોતાનો સ્વાર્થ હતો એવો દોષ એમને માથે મૂકવામા આવેલો છે. એવા દૃષ્ટાતો ઘણા છે, પરંતુ એક બે દૃષ્ટાતો અત્રે આપણે લઇશું. ગુજરાતમા ગદ્ય સાહિત્ય નહોતું. કવિ નર્મદાશંકરે ગદ્યસાહિત્ય ઊભું કર્યું અને વિદ્વત્તા ભર્યા સમર્થ લેખો લખ્યા, ને આખરે નર્મગદ્ય એ નામે પુસ્તક પ્રસિદ્ધ કર્યું. સરકારે એ પુસ્તક ખરીદી લીધા પછી મહીપતરામ પાસે એ પુસ્તક સુધારવાને આવતા એ પુસ્તકમાથી કેટલોક ભાગ એમણે કાઢી નાખ્યો તથા તેમા કેટલોક ફેરફાર કરી એ પુસ્તક છપાવવામા આવ્યુ. આ દૃષ્ટાતમા મહીપતરામનો સ્વાર્થ નહતો, પરંતુ ડાડીયા પત્રમા કવિ નર્મદાશંકરે એમની જે ઝાટકણી કાઢી હતી તેનો કાંટો મહીપતરામના હૃદયમા ખુંચ્યા કરતો હતો તે કાંટો કાઢી વેર વાળવાનો પ્રસંગ આવેલો જોઇ એમણે વેર વાળ્યું એવો લોકાપવાદ છે. પરંતુ એ વેર વાળવામા અસલ પ્રતની ભાષા બદલવામા તથા તેમાનો અમુક ભાગ કાઢી નાખવામા એમણે એમનું વેર વાળ્યું એમ એ સમજ્યા હોય તો ભલે, પણ એથી એમનું વેર વળ્યું તો નહિ પણ ઉલટું એક સારા પુસ્તકને એમણે લંગડું બનાવ્યું. આ દોષ મહીપતરામને શિરે છે ને તે રહેશેજ.

બીજુ એક દષ્ટાંત કરણઘેલા સંબંધી છે કરણઘેલાના સમર્થ લેખક ને આદ્ય નવલકથાકાર નંદશંકર મહીપતરામના દીલોજાન મિત્ર થતા હતા નંદશંકરે મહીપતરામને સમુદ્રગમનની તથા તેને માટેના પ્રાયશ્ચિત્તની બાબતમા ઘણી મદદ કરી હતી નંદશંકરની પાસે કેળવણી ખાતાએ એ નવલકથા લખાવી હતી ને એમણે કરણઘેલો લખ્યો હતો એને માટે સરકારે નંદશંકરને પારિતોષિક પણ આપ્યું હતુ ને તેથી તે પુસ્તક કેળવણીખાતાનું થયુ હતુ કરણઘેલો પ્રસિદ્ધ થતા એમાની ભાષા ને લેખનશૈલિને તથા તેમા સમાયેલા રસને લીધે પ્રજાએ તેનો સત્કાર કર્યો હતો ખુદ નવલરામ જેવા નિષ્પક્ષપાતી ટીકાકારે પણ તેને માટે ઉચ્ચ અભિપ્રાય આપ્યો હતો એટલુ જ નહિ પણ એવી જ પદ્ધતિવાળા બીજા પુસ્તકો લખવાની નંદશંકરને વિનંતિ કરી હતી આવુ ઉચ્ચ અભિપ્રાયવાળુ ને લોકમશહૂર પુસ્તક શા કારણોને લીધે તેની બે આવૃત્તિઓ પ્રસિદ્ધ થતાજ છપાતુ બંધ પડયુ તેને માટે અનેક શંકા ઉપસ્થિત થઇ હતી એમા એકલા મહીપતરામને માથે જ લોકોએ દોષ મૂકયો છે કરણઘેલાની નવલકથામા ભૂતપ્રેત વિષે લખાણ છે ને તે લોકોમા વહેમ ઓછો કરવાને બદલે વૃદ્ધિ કરનારો ભાગ છે તેથી તથા એવા બીજા કારણોને લીધે એ પુસ્તક શાળાઓમા ચલાવવા યોગ્ય નથી એવો અભિપ્રાય મહીપતરામે આપ્યો હતો એવુ કહેવામા આવે છે. એમા કંઇક અંશે સત્ય હતુ નિઃસ્વાર્થ બુદ્ધિના મહીપતરામના હૃદયમા સ્વાર્થ રમતો હતો નંદશંકર જેવા મિત્ર પ્રતિ મહીપતરામ કૃતઘ્ની નીવડયા એવો દોષ એમને માથે રહ્યો તે ગયો જ કારણ જ્યા સુધી મહીપતરામ જીવતા હતા ત્યા સુધી કરણઘેલા સંબંધીની તકરારનો નિવેડો એ બે મિત્રો વચ્ચે આવ્યો જ નહિ ને કરણઘેલો છપાતે પણ બંધ રહ્યો આખરે એમના અવસાન પછી માધવનાલે એ તકરારનો તોડ કાઢયો ને કરણઘેલાની સામાજિક તથા શાળોપયોગી એવી બે આવૃત્તિઓ છપાવી શરૂ થઇ

કરણઘેલો પ્રસિદ્ધ ન થાય તેમા મહીપતરામનો પોતાનો સ્વાર્થ હતો એવો દોષ લોકો એને માથે મૂકે છે તે શું હશે એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે પૂછવામા આવે એ તો તદ્દન ખુલ્લુ છે, કે મહીપતરામે પણ વનરાજ ચાવડો નામની ઐતિહાસિક નવલકથા લખી પોતાના ખાનગી સાદ્દસથી પ્રસિદ્ધ કરી છે. કરણઘેલાની તથા વનરાજ ચાવડાની એ નવલકથા વચ્ચે આસમાન જમીન જેવો તફાવત છે એ એ વચ્ચે સરખામણી જ કરી શકાય એમ નથી. કયા કરણઘેલાની ભાષા, તેની ઇમારત, તેમા આલેખાયેલા ચિત્રો, ને વર્ણનો અને કયા વનરાજ ચાવડાની ઇમારત ને શૈલિ કરણઘેલામા બાબરા ભૂતનો ભાગ વહેમને લીધે મહીપતરામને કાઢી નાખવા જેવો લાગ્યો તો પછી એમણે વનરાજ ચાવડામા વહેમની વાતો શા માટે લખી? કરણઘેલો લોકમા બહુ ખપે તો પછી વનરાજ ચાવડાની ખપતી ઓછી થાય ને તેથી તેટલુ એમને નુકસાન થાય એ જ એમનો સ્વાર્થ એવુ લોકો કહે છે. એ દોષારોપણમા સત્ય કેટલુ હશે તે આપણે કહી શકતા નથી, તથાપિ જેમ નરસિંહરાવે કહ્યુ છે તેમ એ વાત સર્વાંશે સત્ય કદાપિ નહિ હોય તોપણ મૂળ પાયે ખોટી નહિ હોય.

---

# ધાર્મિક વિચારો

જે સમયમા મહીપતરામનો જન્મ થયો હતો તે સમયમા સુરતની નાગરી ન્યાતના લગભગ તમામ ઘરો શિવસંપ્રદાયના હતા ભાગ્યેજ કોઇ ઘર વિષ્ણુ સંપ્રદાયનુ હશે તો પણ નાગરી ન્યાતની કુળદેવી અંબાજી એટલે બધા એ શક્તિદેવીની પૂજા તથા આરાધના કરતા હતા ઘેરઘેર શિવની, વિષ્ણુની, ગણપતિની, અંબાજીની, મહાકાળીની, કે એવા દેવદેવીની, સૂર્યની, ઠાકોરજીની એમ એક અથવા બધીએ મૂર્તિ ઘરના દેવમદિરમા નહોતી અને તેમની પૂજા દરરોજ યથાવિધિ થતી હતી સ્નાનસંધ્યા, તથા પોતપોતાનુ નિત્યકર્મ નાના મોટા બધા લોકો કરતા હતા તેઓ દેવદર્શને જતા હતા વળી કેટનાક તો અગ્નિહોત્રી પણ હતા ધાર્મિક અધશ્રદ્ધા તો એટલે સુધીની હતી કે રસોડામા એઠામા થઇને બિનાડી ગઇ હોય તો તેની પાછળ પાણીનો લોટો લઇ દોડીને પાણીની ધાર કરીને તેના પગ ધોવાનો પ્રયત્ન થતો હતો અત્યત શ્રદ્ધાળુ સ્ત્રીઓ તો હાથની મુઠીઓ વાળીને ચાલતી કેટલાએક ઘરોની અદર આ પ્રમાણે થતુ હતુ એ તો મે મારી નજરે જોયુ છે આ પ્રમાણે સમાજ ધાર્મિક આસ્થાવાળો ને શ્રદ્ધાવાન હતો. સમાજની આવી ધાર્મિક ભાવનામા રૂપરામનુ ઘર કોઇ રીતે અપવાદવાળુ ન હતુ એના ઘરમા પણ શિવ, વિષ્ણુ, ગણપતિ, ઠાકોરજી આદિ દેવદેવીઓની મૂર્તિઓ હતી, અને તેમની પૂજા દરરોજ યથાવિધિ થતી હતી. એટલે એવી ધાર્મિક ભાવનાવાળા ઘરમા મહીપતરામ ઉછરીને મોટા થયેલા હોવાથી તેમના આચારવિચારો તથા ધાર્મિક વિચારો પણ સરકારી હોવા

જોઇએ મહીપતરામ બાળક ને અણુસમજુ હશે ત્યા સુધી એમણે પણ સધ્યા બાધી હશે ને દેવના નવડાવ્યા પણ હશે પરંતુ એમનો જીવનઇતિહાસ અવતાકતા આપણને સમજાય છે કે એમના પોતાના ધાર્મિક વિચારો કાઇક જુદાજ પ્રકારના હતા, તથા તે વિચારોએ કઇક જુદુજ વલણ પકડ્યુ હતુ તો પછી એવા વિચારો કયારથી ને શેને લીધે થયા તે અને જોવુ આવશ્યક જણાય છે

મહીપતરામ જે સમયે નાના કાચી ઉમ્મરના હતા તે વખતે સુરતમા દુર્ગારામ મહેતાજીએ સુધારાનો ઝુડો ઉડાવ્યો હતો ન્યાતના પ્રચલિત આચારવિચાર વિરુદ્ધ તે ચકલે ચકલે ભાષણો આપતા હતા ને એમાજ પાને નીડરપણે ઘુમતા હતા દુર્ગારામને અગ્રેજી ભાષાનુ જ્ઞાન ન હતુ તે છતા તેમના વિચાર કેમ ફરી ગયા હશે તે વિષે ઘણાને શકા રહેતી હતી એ વખતે સુરતમા અગ્રેજી નિશાળ સ્થપાઇ હતી ને તેના મુખ્ય શિક્ષક દાદોબા પાડુરગ હતા એ દાદોબા પાડુરગ પણ સુધારાના પક્ષના હતા એટલે એમને દુર્ગારામની સાથે મૈત્રી બધાઇ બન્ને પુરસ્કાના વિચારો એક બીજાને મળતા હોવાથી વખત જતા એ મિત્રતા ગાઢ થઇ આ સમય સને ૧૮૪૨નો હતો એ સમયે મહીપતરામની ઉમ્મર ૧૩-૧૪ વર્ષની હતી ને તે વિદ્યાર્થીની સ્થિતિ ભોગવતા હતા તથા તે દાદોબા પાડુરગના શિષ્ય થતા હતા દાદોબા અને દુર્ગારામ વચ્ચેની મૈત્રીનુ પરિણામ સુધારાની પ્રગતિનુ હતુ આ બે વ્યક્તિઓના પ્રયાસથી સુધારાનુ કામ જોશભેર ચાલ્યુ એમની સાથે બીજા લોકો પણ ભળ્યા એટલે એક મડળ સ્થપાયુ એ મડળ પાચ દદ્દાની મડળીને નામે ઓળખાતુ હતુ એ મડળના કાર્યવાહકોમા દીનમણીશકર શાસ્ત્રી પણ હતા, એવુ જાણવાથી મહીપતરામ યુરોપના પ્રવાસથી પાછા ફર્યા ત્યારે એ શાસ્ત્રી

મહીપતરામની વિરુદ્ધ કેમ પડયા તે સમજાતું નથી કારણ કે તે સુધારક હતા તથા ન્યાતના આચારવિચારની સુધારણાને માટે તીવ્ર ઇચ્છા ધરાવનારા હતા તે છતા તે મહીપતરામની વિરુદ્ધ પડયા એવી જે લોકવાયકા છે તે વાસ્તવિક છે કે મહિપતરામના વિરોધીએ ગપગોળો ચલાવ્યો છે તે વિષે નિશ્ચિતપણે કહી શકાતુ નથી તથાપિ એ દીનમણીશંકરે મહીપતરામનો પ્રાયશ્ચિત્તનો નિર્ણય કરી આપવામા આગળ પડતો ભાગ લીધો હતો, ને તેથી દેશવિદેશની નાગરી ન્યાતની બત્રીશીએ તે ચડયા હતા, એટલુ જ નહિ પણ એ શાસ્ત્રાર્થ કરી આપવાને માટે તથા પ્રાયશ્ચિત્તના નિર્ણયને માટે શાસ્ત્રીઓની સભામા પણ તેમને શાસ્ત્રીઓની સાથે આથડવુ પડયુ હતુ પાછળથી એ શાસ્ત્રીને મહીપતરામની વિરૂદ્ધ કેમ પગના લેવા પડયા તે બાબત તો પ્રાયશ્ચિત્તના પ્રકરણમા કહેવામા આવી છે એટલે અત્રે તેનુ પિષ્ટપેષણ કરવાની અગત્ય રહેતી નથી

ઉપર જણાવેના પાચ દફાએ સુરતમા પુસ્તક પ્રસારકમડળી સને ૧૮૪૨ મા સ્થાપી હતી અને એ મડળ દ્વારા ગ્રથો છપાવી પ્રસિદ્ધ કરવાને માટે શિલાયત્ર પણ મગાવ્યુ હતુ આ પછી બે વર્ષે એટલે સને ૧૮૪૩–૪૪ મા દુર્ગારામે એજ પુસ્તકપ્રસારક મડળીના મકાનમા માનવધર્મસભા એ નામની મડળી સ્થાપી હતી એ સભાનો મુખ્ય હેતુ ‘ જાતિભેદ, મૂર્તિપૂજા, અનેક દેવદેવીઓ વગેરે મહાન વિષય સબધી જે બોધ કરવામા આવતો હતો તે તથા આત્મકલ્યાણને માટે સાચા અભિપ્રાય લોકને જણાવવાનો ’ હતો મહીપતરામે પોતે એ માનવધર્મસભા વિષે નીચે પ્રમાણેના ઉદ્‌ગાર કાઢ્યા છે તેમણે કહ્યુ છે કે “ મુવા પછી મોક્ષ મળવાની આશા બીજા ગુરુ બતાવતા, પણ એમણે તો અહિજ, આ પૃથ્વી ઉપર જીવતે છતે થેડે શ્રમે મુક્તિ મેળવી આપવાનું કામ માથે લીધુ

આ કામ આગળનાથી ( સંસાર સુધારાથી ) અતિ મોટું હતું. પહેલું થોડી અભાગણી અબળાઓને થોડા કાળના સંસારી દુઃખમાથી છોડવવાનું હતું. અને બીજું, માણસ માત્રને અંતકાળ સુખી સુખી કરવાનું હતું. જેવા ઉમંગથી, જેવી તેઝીથી અને જેવા વેગથી આ શુભ, આ મહાન કામ ઉઠાવ્યું તેજ પ્રમાણે જારી રાખ્યું હોત તો કેવું સારૂં થાત ? "

આ માનવધર્મસભામા દુર્ગારામ પોતે ધર્મ સંબંધી ભાષણો આપતા હતા. એના સંભાષણો સાભળવાને માટે વર્ણવર્ણના લોકો જતા હતા. એ ભાષણોનો સંગ્રહ મહીપતરામે દુર્ગારામ ચરિત્રના પુસ્તકમા પ્રસિદ્ધ કર્યો છે તે ઉપરથી એ સભામા ચાલતી ધાર્મિક ચર્ચા કેવા પ્રકારની હતી તથા તે વિષે એમના પોતાના વિચારો કેવા હતા તે વિષે અગાઉ થોડું કહેવામા આવ્યુ છે. જે સમયે આ માનવધર્મસભાને અંગે દુર્ગારામ મહેતાજીએ સુધારાનો રણસ્તંભ રોપ્યો હતો અને તેમા તે તેમનો કોરડો ફેરવી રહ્યા હતા તે વખતે મહીપતરામની ઉમ્મર તેર ચૌદ વર્ષની હતી. મહીપતરામ પોતે એ સભામા વખતો વખત જતા હતા ' ત્યાના ભાષણોમા મને થોડી સમજ પડતી, તોપણ તે મનોરંજક લાગતા ' એવું એમણે કહ્યું છે. આ પ્રમાણે મહીપતરામના કિશોર વયના મગજરૂપી એરણ ઉપર ગુજરાતના આદ્ય સુધારક અને ધર્મપ્રચારક દુર્ગારામ મહેતાજીના ધાર્મિક અને સાસારિક વિચારોના હથોડા પડયા હતા ને તેને લીધે મહીપતરામના તત્સંબધી વિચારો ઘડાઇ વિસ્તૃત થયા હોય એમા શું આશ્ચર્ય ? આથી મહીપતરામના ધાર્મિક અને ઇતર વિચારો ઘડવામા દુર્ગારામ મહેતાજી કંઇક અંશે કારણભૂત હતા એમ આપણે કહીએ તો લેશમાત્ર ખોટું નથી.

આ પ્રમાણે મહીપતરામ બાળવયમાથી જ ધાર્મિક વિષયના તથા સમાજસુધારાના સંભાષણો સાભળવા જતા હતા, એટલે તેની

અસર એના કુમળા મગજ ઉપર થતી જતી હતી સુરતમા તેમનો વિદ્યાભ્યાસ પૂરો થયા પછી તે મુબાઇ ગયા ને ત્યા તેમને ત્યાના સુધારકોની સાથે મિત્રાચારી બધાઇ તે સમયના અગ્રેસર સુધારક કરસનદાસ મુળજીએ મુબાઇમા વૈષ્ણવ મદિરોમા ચાલતા અધર્મ પ્રતિ તથા તેમના ગોસાઇ મહારાજોની વિરૂદ્ધ સખ્ત ઝૂડો ઉઠાવ્યો હતો અને મદિરોમા ચાલતી અનીતિ પ્રત્યે ઘણુ સખ્ત લખાણો તે લખતા હતા તેમની ઠામે મદદી થયાથી જે સત્યપ્રકાશનું તંત્રીપદ કરસનદાસના હાથમા હતુ તેનુ તત્રીપદ મહીપતરામને મળ્યુ હતુ, ને મહીપતરામે કરસનદાસની રીતિ પ્રમાણે તે પત્ર ચલાવ્યુ હતુ. આ ઉપરથી મહીપતરામના ધાર્મિક વિચારોએ અમુક વલણ પકડ્યુ હતુ એ સહજ સમજી શકાય એમ છે યુરોપના પ્રવાસથી એમના ધર્મસબધી વિચારોમા ફેરફાર થયેલો હોવો જોઇએ યુરોપથી પાછા ફર્યા પછી એમનું રહેવુ અમદાવાદ થયુ હતુ અમદાવાદમા એ સમયના સસારસુધારક તથા ધર્મોપદેશક સરદાર ભોળાનાથ હતા જે સમયે નૌયાન પ્રાયશ્ચિત્તનો ઝઘડો સુરતમા ચાલતો હતો તે વખતે એટલે સને ૧૮૬૫–૬૬ મા સરદાર ભોળાનાથ સુરતમા સદર અમીનના સરકારી હોદ્દા ઉપર હતા આરભમા તો એ ભોળાનાથ ધર્મચુસ્ત ને મૂર્તિપૂજક હતા, પણ એમના ધર્મસબધી વિચારો સન ૧૮૫૮–૫૯ થી ફેરવાવા લાગ્યા હતા એમણે પણ નાગરી ન્યાતના સમાધાનના બધન સબધે ભાગ લીધો હતો અને મહીપતરામ વિલાયતથી પાછા ફર્યા પછી તેમની સાથે એ જમ્યા પણ હતા મહીપતરામનુ પરદેશગમનનુ પગલુ એમના વિચારને અનુકૂળ હતુ મહીપતરામ ઇગ્લાડ ગયા ત્યારે ભોળાનાથને એમની સાથે ઓળખાણ નહોતુ એ ભોળાનાથના જીવનચરિત્રમાના ' ર મહીપતરામ ઇગ્લાડ ગયા તે વખતે ભોળાનાથના તેઓ મિત્ર નહોતા પણ એક ન્યાતના હોવાને લીધે મહીપતરામને એમની મદદની આશા હશે ' એવા ઉલ્લેખથી સમજાય છે

ગુજરાતમાં એ વીશીની અંદર લોકોના ધાર્મિક ભાવના પ્રતિ વિચાર જ બદલાયેલા હતા. સુરતમાં દુર્ગારામની સરદારી તળે ધાર્મિક ભાષણો અપાતા હતાં તેમ અમદાવાદમાં પણ ભોળાનાથની સરદારી તળે ધર્મ સંબંધી વિચારો થવા લાગ્યા હતા. સુરતમા ૧૮૪૩-૪૪ માં માનવધર્મસભા સ્થપાઇ હતી ત્યારે અમદાવાદમાં સન ૧૮૫૮-૫૯ માં ધર્મસભા નામની મંડળી સ્થાપન થઇ હતી. અમદાવાદની ધર્મસભાની મંડળી સુરતની માનવધર્મસભાના અનુકરણ રૂપે હતી કે કેમ તે ખાત્રીપૂર્વક કહેવાને આધાર નથી, તથાપિ એ સભામા ચાલતા કાર્યક્રમ ઉપરથી એટલું તો બેધડક કહી શકાય છે કે ગુજરાતમા ધર્મની બાબતમા શિક્ષિત વર્ગના વિચાર બદલાતા જતા હતા. અમદાવાદની ધર્મસભામા ભોળાનાથ તથા રણછોડલાલ છોટાલાલ જે રેંટીયાને નામે સુપ્રસિદ્ધ છે તે અગ્રેસરો હતા. એ ધર્મસભામા ધર્મ વિષે ભાષણો અપાતા નહોતા, પણ ભજનો ગવાતા હતા તથા 'બ્રાહ્મણો પાસે કંઇક વંચાવવુ તથા વેદની શાળા કાઢવી' એવા વિચાર થતા હતા

સને ૧૮૬૫-૬૬ મા સરદાર ભોળાથ સુરતમા હતા તે વખતે દુર્ગારામ મહેતાજી અને શાસ્ત્રી દીનમણીશંકર વચ્ચે ન્યાતની બાબતમા કઇ તકરાર થયેલી, તેથી તેનો વરઘોડો અદાલતે ચઢયો હતો. ભોળાનાથ નાગર હતા ને તકરાર નાગરી ન્યાત સંબધી હતી, તેથી એ મુકરદમો એમણે ચલાવવાની નામરજી બતાવી હતી, પણ આખરે એને જ એ મુકદ્દમો ચલાવવો પડયો હતો. ભોળાનાથ દુર્ગારામ મહેતાજીના પક્ષમા હતા ને દીનમણીશંકર વિરૂદ્ધ પક્ષે હતા, તે છતા ભોળાનાથે ફેંસલો દુર્ગારામ મહેતાજીની વિરુદ્ધ ને દીનમણીશંકરની તરફેણમા આપ્યો હતો, એવું ભોળાનાથના જીવનચરિત્ર ઉપરથી જણાય છે. ભોળાનાથ દુર્ગારામ મહેતાજીના ધાર્મિક અને સાંસારિક વિચારોને સંમત હતા તે ઉપરથી એવી શંકા ઉઠે છે કે અમદાવાદમા

સ્થાપવામાં આવેલી ધર્મસભા સુરતમાં અગાઉ સ્થપાયેલી માનવ ધર્મસભાનું બચ્ચું તો નહિ હોય ? પરંતુ તેમ નહોતું, ને કદાપિ તેમ હોય તો તે કહેવાને આપણી પાસે સબળ આધાર નથી. તથાપિ લોકોનું એવું માનવું થયું છે કે અમદાવાદમાં ભોળાનાથે સંસારસુધારાનો તથા પ્રાર્થનાસમાજ નામના નવીન ધર્મનો રણસ્તંભ રોપ્યો તે સુરતમા અગાઉ દુર્ગારામ મહેતાજીથી રોપાયેલા સાસારિક અને ધાર્મિક રણસ્તંભ ઉપરથી રોપાયેલો હશે. આ પ્રમાણે કહેવાને સબળ આધાર નથી, તો પણ લોકમાન્યતા તો એ પ્રમાણેની હતી. અમદાવાદે સુરતનું અનુકરણ કદાપિ કર્યું નહિ હોય તથાપિ સુરતની અસર તો અમદાવાદ ઉપર થયેલી હશે. મહીપતરામ ઉપર તો તેની અસર થઇ હતી. તેમજ મહીપતરામના સંસારસુધારાના પ્રયાસમા તેને મૂગી પણ અડગ સહાયતા આપનાર તેના બાળમિત્ર નંદશંકરના વિચારો ઉપર તેની અસર થયેલી ખરી. નંદશંકર, ભોળાનાથ અને મહીપતરામ એ ત્રણે મિત્રો હતા, ને ત્રણેના પ્રયાસ સંસારસુધારા પ્રતિ હતો, ને તેમના ધાર્મિક વિચારો પણ એક બીજાને અમુક અંશે મળતા આવતા હતા. મહીપતરામ અને ભોળાનાથ એ બે પ્રાર્થનાસમાજના સ્તંભ હતા ને નંદશંકર એ મંડળમાં જોડાયા ન હતા એટલોજ ફેર એ ત્રણ મિત્રો વચ્ચે હતો. કારણ એવું જણાય છે કે સને ૧૮૪૪મા દુર્ગારામ મહેતાજીએ વિવેક, વૈરાગ, ષટ્સંપત્તિ અને મુમુક્ષા એ ચાર સાધનોએ કરીને માણસોનું પરમાર્થ કલ્યાણ થાય છે અને બુદ્ધિ પવિત્ર થાય છે એ વિષય ઉપર ભાષણ આપતા એવું કહ્યું હતું કે " અનાત્મા જે દેહાદિક, આત્મા જે જીવ અને પરમાત્મા જે બ્રહ્મ એના વિચારને સમજે છે. જ્યા સુધી પોતે જીવપણામા છે ત્યા સુધી પ્રેમે કરીને પરમાત્માની ભક્તિ કરે છે અને અંતે બ્રહ્મનિષ્ઠ થઇને પરમાત્માના સ્વરૂપને પામે છે." દુર્ગારામના આ વિચારો સંબંધી મહીપતરામે

ભોળાનાથનો અભિપ્રાય માગ્યો હતો, ને તેથી એમણે સન ૧૮૬૫માં નીચે પ્રમાણે પોતાનો અભિપ્રાય જણાવ્યો છે; " જ્યાં સુધી જીવપણામાં છે " આ વાક્યમાં સંદેહ છે. મારા વિચારમાં જીવ પૃથક છે. ઇશ્વર જીવંત છે. બ્રહ્મનિષ્ઠ થવું તે વેદાંત પક્ષે એમ માનવું કે પરમેશ્વર ને હું એકજ છે. આ કેવળ નાસ્તિક મત છે, માટે માનવા લાયક નથી. " ભોળાનાથના એ વિચારોને નંદશંકરે " હું ઉપલા મતને સંમત થાઉં છું " એવા ઉલ્લેખથી પોતાનો મત દર્શાવ્યો છે. આ પ્રમાણે ધર્મ સંબંધી વિચારોની માહોમાહે આપ લે થતી હતી.

વળી ભોળાનાથ સુરતમા હતા ત્યારે નંદશંકર તુળજાશંકર વગેરે એમના વિદ્વાન મિત્રોએ ધર્મસમાજ નામની સંસ્થા ધર્મ સંબંધી સુધારા કરવાના હેતુથી સ્થાપી હતી. તેમા ભોળાનાથ પણ શામીલ થયા હતા. પરંતુ સુરતમા કાઇ ધાર્મિક સુધારાના કાર્યો થયા ન હતાં. તેમ અમદાવાદમા ધર્મસભા સ્થાપવામાં આવી હતી તેણે પણ કંઇ સુધારાના કાર્યો કર્યાં નહોતા, પરંતુ તેમા ભજનો જ ગવાતા હતા તેથી તેનું નામ ભક્તિસભા એવું પાડવામા આવ્યું હતું. એ ભક્તિસભા પણ થોડા સમયમા રામશરણ થઇ હતી, તથાપિ એ ધર્મસભામાથી નવું બચ્ચું જન્મ પામ્યું તે પ્રાર્થનાસમાજ. ભોળાનાથે ધર્મસભાને અંગે ભક્તિના પદો રચ્યા ને તેનો ઉપયોગ પ્રાર્થનાસમાજ સ્થાપન થયા પછી લેવાયો, તોપણ અમદાવાદની ધર્મસભા માદી માદી પણ સને ૧૮૭૦ સુધી ટગુમગુ ચાલી, પણ આખરે તેનું મૃત્યુ થયું.

ભોળાનાથના મગજમા ધર્મમંથન ચાલતું હતું તેવામા મહીપતરામ તેમને મળ્યા ને મહીપતરામના ધર્મ સંબંધી વિચારો ભોળાનાથના ધર્મવિચારને મળતા આવ્યા. આ સમય પહેલા કલ-કત્તામા બ્રાહ્મ સમાજ નામનું મંડળ સ્થાપવામા આવ્યું હતું ને

તેના પુસ્તકો પણ પ્રસિદ્ધ થવા લાગ્યા હતા. મહીપતરામ એ પુસ્તકોનું અધ્યયન કરતા હતા. તેમ ભોળાનાથ અને મહીપતરામ બન્ને ધાર્મિક વિષયોમાની સત્યાસત્ય બાબતો વિષે મનન કરતા હતા, અને તત્સંબંધી પુસ્તકોનો અભ્યાસ કરતા હતા. દુર્ગારામનો ધાર્મિક ઉપદેશ બંગાળાના રાજા રામમોહનરાયના ઉપદેશને ઘણી રીતે મળતો આવતો હતો. એટલે એ રામમોહનરાયના લખાણોનું તથા તેની પછી થયેલા કેશવચંદ્રસેનના ભાષણોનુ વાંચવણુ મહીપતરામ કરતા હતા. મહીપતરામે પોતે જ દુર્ગારામની રામમોહનરાયની સાથે સરખામણી કરી છે, ગ્રીન સાહેબે દુર્ગારામને હિંદુ લુથરની ઉપમા આપી છે. મહીપતરામે એ સંબંધી પોતાના વિચાર નીચે પ્રમાણે જણાવ્યા છે "'જ્ઞાતિભેદ જુઠો છે, અને હરકોઇ માણસનું પાણી પીવામાં કે રાંધેલું ખાવામા વટાળ નથી, ને પાપ નથી તથા કોઇને અડકવાથી અભડાતા નથી.' બોધની જોડે તે કરી દેખાડયુ હોત તો બેશક આપણા દેશને અતે ઘણ ફળ થાત તેજ વેળા ભઠીઆરાની રોટલી મંગાવી મહેતાજી દુર્ગારામ, દાદોબા અને તેમના મતના સાથીઓએ જોડે ખાઇ દેખાડયું હોત તો મોટી સંસારી ઉથલપાથલનો જાહેર આરંભ તેમણે કર્યો હોત એમ કર્યા પછી પાછા ફરવાની જગા નહિ રહેવાથી તેઓને આગળ વધવાની જરૂર પડત, અને જગતના ઇતિહાસમા પહેલા વર્ગના મહાપુરુષોની પંક્તિમા દાખલ થયા હોત. ગ્રીન સાહેબે દુર્ગારામને હિંદુ 'લુથર' કહ્યો છે તે કહેવું આ કામ કરેથી ખરૂં પડત. મહેતાજી વિધવાને પરણ્યા હોત, ને તેથી ન્યાત બહાર મુકાયા હોત તો આમ બોલીને અટકત કે કરી દેખાડત ! પણ તેવી સ્થિતિમા જ્ઞાતિભેદ ભાગવાથી ઓછી અસર થાત, કેમકે તે વારે લોક એમ કહેત કે નાતબહારીઆ નજરમા આવે તેમ કરે. દુર્ગારામમાં ને રામમોહનરાયમા અહીં ફેર પડયો."

મહીમતરામના ધર્મવિચારનું વલણ રામમોહનરાય આદિનાં પુસ્તકો તથા સંભાષણો વાચ્યાથી એમણે સ્થાપેલા બ્રાહ્મધર્મ તરફ વળ્યું હતું. સત્ય ઉપર પ્રીતિ, ધૈર્ય અને દઢતા એજ મહીપતરામનું ધાર્મિક સૂત્ર થવા લાગ્યું હતું. જેવો ઉપદેશ કરવો તે જ પ્રમાણે વર્ત્તવું, જેવો બોધ ભાષણોથી કે પુસ્તકોથી આપવો તેવા બોધ પ્રમાણે પંડે પણ ચાલવું અને જાતે કરી દેખાડયાથી જેવી અસર થાય છે તેવી શબ્દોથી થતી નથી એવા મહીપતરામના વિચારો હતા એમના આવા વિચારો પ્રમાણે એમણે વર્ત્તન રાખ્યુ હતું છતા પણ પ્રસંગોપાત તેમા એ સ્ખલન થયું છે. બંગાળાના બ્રાહ્મ સમાજના સિદ્ધાંતો એમને ગમે તેટલા અનુકૂળ લાગ્યા હશે, તથાપિ તે સિદ્ધાતો સર્વાંશે એમને ગ્રાહ્ય નહોતા બ્રહ્મોએ ન્યાતિબંધન તોડી નાખી પોતાની જ સમાજ સ્થાપી હતી તેવું જ્ઞાતિબંધન તોડી નાખી તેવી સમાજ એમણે સ્થાપી ન હતી, પરંતુ ન્યાતિમા રહી ઇશ્વરોપાસના કરી શકાય તથા બ્રાહ્મણ ધર્મના આચારવિચારો તથા સંધ્યાપૂજા આદિ મનુષ્યને કરવાના કર્મો બ્રાહ્મણ ધર્મની વિધિ પ્રમાણે તે કરતા ન હતા, તો પણ તે છેક ચાર્વાકવાદી ન હતા. તેમને રૂચતું આવ્યું તે પ્રમાણે તે ઇશ્વરની ભક્તિ તથા ઇશ્વરોપાસના કરતા. મૂર્તિપૂજા તેમને ગમતી નહિ. મૂર્તિમા દેવ છે અથવા મૂર્તિ દેવરૂપ છે એમ તે કદી પણ સ્વીકારતા નહિ. તથાપિ પોતાના વડીલના વખતની મૂર્તિઓ એમણે ઘરમાથી બહાર ફેંકી દીધી નહોતી. મૂર્તિઓ એમણે ફેંકી દીધી તો નહોતી, પરંતુ મૂર્તિઓને હાથમા લઇ બાળકના રમકડાની પેઠે તેમને રમાડતા તથા ઉછાળતા તો ખરા; તથા એમ કહેતા પણ ખરા કે માણસોએ ઘડેલા ઘાટને દેવ માની તેની પૂજા કરવી એજ અજ્ઞાનતા છે, એજ મૂર્ખતા છે મૂર્તિપૂજા વિષે વતો કરતા તથા સમાજમા ભાષણો કરતા મૂર્તિ ઉછાળવાના પ્રસંગો ઘણી વેળા બનેલા તે અમારા જોવામા આવેલા આ મૂર્તિનો

સરજનહાર ઇશ્વર એકજ છે, તે નિરાકાર છે, અનિત્ય છે, અનંત છે, સર્વવ્યાપી છે, સચરાચર છે એવું તેમને મુખે મેં ઘણી વાર સાભળ્યુ છે. આ પ્રમાણે મુખ્યત: તે એકેશ્વરવાદી હતા. દુર્ગારામ મહેતાજીના ધર્મના ભાષણે। સાભળી સાગસારની તુલના કરી તેમની વૃત્તિ બદલાઇ હતી. તથાપિ દુર્ગારામના એ ભાષણોની વિરુદ્ધ તેમણે અભિપ્રાય આપ્યો છે તેમ તેના ભક્તિના ઉપદેશને પણ એ અનુમત થયા નથી. દુર્ગારામે ભક્તિને માટે એકાત સ્થળની ભલામણ કરી છે ત્યારે મહીપતરામે સામાજિક ભક્તિની પણ જરૂર છે તે વિષે અને તેથી થતા લાભ વિષે દુર્ગારામના મનમા વિચાર ઉઠેલા જણાતા નથી એવું કહ્યું છે. તેમજ દુર્ગારામ શાસ્ત્રીઓની સાથે જ્ઞાનની ધર્મચર્ચા કરતા હતા ત્યારે એમણે કહ્યું હતું કે "નામ અને રૂપ છે તે અનિત્ય છે અને અધિષ્ઠાન સત્ય છે ને તે પરમેશ્વર છે. તે જ જગતનો કર્તા છે, માટે તેને વિષે પ્રીતિ રાખવી અને જગતને નાશવંત છે એમ જાણીને વર્તવુ, કેમકે એવું જાણવાથી માણસને અનિયમિત વિષય ભોગ વવાની ઇચ્છા થાય છે તે થશે નહિ તથા સંસારથી બધાશે નહિ. જળમા જેમ કમળ રહે છે તેમ સસારને વિષે રૂઢી રીતનો વ્યવહાર ચલાવતે છતે ઉદાસીન બુદ્ધિ રહેશે. પણ જગત્ અનિત્ય છે, મિથ્યા છે એમ કહીને દુરાચરણ દુર્વ્યસન ઇત્યાદિ નિંદકર્મ જે કરે છે તેને તો રાક્ષસ જાણવો."

મહીપતરામ દુર્ગારામના ઉપલા મતથી વિરુદ્ધ પડયા છે. એ સબધમા એમણે એવી ટીકા કરી છે કે "જે આદમી પોતાના આત્માને બ્રહ્મ માને અને તે દેહમા સાક્ષી થઇને રહ્યો છે એમ ગણે ને આ જગતને ભ્રાતિ જાણે તેને દુરાચરણ અને સદાચરણ સરખાં હોય જ, અને કદાપિ તેમા ભેદ હોય તો પણ તેથી તેના જીવાત્માને કાઇ લાગતુ વળગતુ હોય નહિ કેમકે તે તો માત્ર

સાક્ષી છે. તે કહે છે કે દેહના કર્મ દેહ કરે છે તેમાં જીવાત્માને શું ? જે ધારણા જીવાત્મા અને પરમાત્મા વિષે દુર્ગારામ મહેતા-જીએ કહી છે તેનું પરિણામ આવું ખેદકારક થાય છે એ વાત તેમના ધ્યાનમાં ઉતરેલી જણાતી નથી. એમની ધારણાજ ખોટી છે."

અમદાવાદમા એ વખતે દેવેન્દ્રનાથ ઠાકુરના પુત્ર સત્યેન્દ્રનાથ ટાગોર અમદાવાદની સદર અદાલતના ન્યાયાધીશ હતા તેમની સાથે મહીપતરામને ધર્મસંબંધી વાદ ઘણી વેળા થયેલો. વળી, ભોળાનાથના ધાર્મિક વિચારો પણ પોતાને મળતા આવેલા, તેથી અમદાવાદમાં પ્રાર્થના સમાજ સ્થાપવાને માટે ભોળાનાથને મહીપતરામનું ઘણું સાહાય્ય મળ્યું. ભોળાનાથના બીજા મિત્રોએ પણ એમને એમના કાર્યમા મદદ કરવાની ઇચ્છા દર્શાવી. આથી ભોળાનાથે ઉત્તેજીત થઇને એક મંડળી સ્થાપવાનો વિચાર કર્યો. એ મંડળીમા દર રવિવારે ઇશ્વરની ભક્તિ કરવાનો તથા ઉપદેશ કરવાનો નિયમ તેમણે રાખ્યો હતો. પરંતુ એટલેથી સમાજને કોઇ પણ રીતે લાભ થાય નહિ એવું તેમને જણાયાથી તેમા ઉપાસનાનો વિધિ રાખવાનો તથા એ રીતે લોકોના મન એ દિશા પ્રતિ આકર્ષવાનો તેમણે વિચાર રાખ્યો. આ પ્રમાણે સને ૧૮૭૧ના ડીસેમ્બર માસની ૧૭મી તારીખે ટ્રેનિંગ કૉલેજમા ઇશ્વરોપાસનાનો આરંભ થયો ને ત્યારથી પ્રાર્થનાસમાજની અમદાવાદમા સ્થાપના થઇ. ભોળાનાથ એ સમાજના સ્થાપક હતા તો મહીપતરામ તેના નેતા તથા કાર્યગ્રાહક હતા; એટલે સમાજનું બધું કાર્ય મહીપતરામને જ માથે હતું, ને એ સમાજને સ્થાયી તથા વિજયી બનાવવા અથાક શ્રમ તે લેતા હતા. એ બે વીર પુરુષો ઉપરાંત રણછોડલાલ છોટાલાલ, લાલશંકર ઉમીયાશંકર, ગણેશ ગોપાળ પંડિત વગેરે શહેરના અગ્રગણ્ય અને મહાનુભાવ પુરુષો પણ એ સમાજના સભ્ય થયા હતા. આ સમાજનો મુખ્ય ઉદ્દેશ દર રવિવારે ઇશ્વરભક્તિ કરવાનો તથા ઉપદેશ કરવાનો હતો.

એમાં સર્વ સભ્યોએ ભાતૃભાવ રાખવાનો હતો. એ સિવાય "સ્વદેશી બંધુઓને ખોટે રસ્તેથી સત્યમાર્ગે ચઢાવવા, દેશમાંથી દુરાચાર દૂર કરી તેને સ્થળે સદાચારનો પ્રચાર કરવા, વ્હેમ તથા ઢગાઇને દૂર કરી ખરી શ્રદ્ધા ઉત્પન્ન કરવા, મૂર્તિપૂજા જેવી અધમ ઉપાસનાને સ્થળે સદ્દધર્મને ઉત્તમ પદ આપવાના શ્રેષ્ઠ અને ઉદાર હેતુથી" એ પ્રાર્થનાસમાજ સ્થાપવામાં આવી.

આરંભમા તો એ સમાજમાં માત્ર પ્રાર્થના થતી હતી તથા સ્તોત્રના પદો વંચાતાં ને ગવાતાં હતાં, પરંતુ ધીમે ધીમે તેમાં ઉપદેશે પણ સ્થાન લીધું અને દર રવિવારે સમાજનો કોઇ સભ્ય ઉપદેશ આપતો હતો. પ્રાર્થનાનો તથા ઉપદેશનો દિવસ રવિવાર પસંદ કરવામાં આવ્યો હતો, તેથી લોકોની અંદર ચર્ચા ઉઠી હતી. લોકો ઉઘાડે ચોક એમ બોલતા કે પાર્થના સમાજના અગ્રેસરો તથા અનુયાયીઓ વટલાઇ ગયા છે. અંગ્રેજ લોકો દેવળમાં રવિવારે પ્રાર્થના તથા ઉપદેશ કરે છે તેનું અનુકરણ એ સામાજિકોએ કે સમાજવાળાઓએ કર્યું છે. અંગ્રેજનો ધર્મ ખુલ્લી રીતે નહિ પાળતા તથા તે ધર્મ નહિ સ્વીકારતાં ન્યાતજાતમાં રહી તેમણે એક નવું ધતીંગ ઉભું કર્યું છે. પરંતુ લોકોની એ માત્ર નિંદા હતી. સન્માર્ગે જવાને તથા તે માર્ગે લોકોને દોરવાને માટે જે કાંઇ નવું કરવામા આવે તેની વિરુદ્ધ લોકો થવાના તથા તેને માટે પોતાને રૂચે તેમ બોલવાના. જનસ્વભાવ એવો જ છે આરંભમાં તો એની સામે વિરોધ ઘણો હતો, પરંતુ એ બે રણવીરો એવી નિંદાથી ડગ્યા નહિ અને પોતાનું ધારેલું તથા યોજેલું કાર્ય તેમણે આગળને આગળ ધપાવ્યું. ભોળાનાથ સમાજને માટેનું સાહિત્ય તૈયાર કરતા હતા અને મહીપતરામ તેને માટે ઉત્સાહ પૂર્વક ભાગ લેતા હતા તથા ખંતથી, હૃદયના ખરા આવિર્ભાવથી ને ઉમંગથી તે પ્રતિ કાર્ય કરતા હતા. સમાજ ટ્રેનિંગ કાલેજમા મળતી હતી,

એટલે તેને માટે સપૂર્ણ વ્યવસ્થા કરવાને માટે એમને અનુકૂળતા હતી આ પ્રમાણે સમાજનું ગાડું ધીમે ધીમે આગળ ધપવા માડયું. મહીપતરામના તેમજ ભોળાનાથના કુટુબના માણસો સમાજના સભ્ય બન્યા, તથા એ દિશા પ્રતિ અનુમતિ દર્શાવનારા અન્ય ગૃહસ્થો પણ તેના સભ્ય થવા લાગ્યા

એવામા બીજે જ વર્ષે કલકત્તાના બ્રહ્મોપાસક પ્રખ્યાત બાબુ પ્રતાપચદ્ર મુઝુમદારનું આગમન અમદાવાદમા થયું તે વખતે તેમની સાથે સમાજના હેતુ તથા નિયમો સબધી વાતચીત મહીપતરામ અને ભોળાનાથ એ બન્ને રણધીરોને થઇ હતી. તેમની સાથે વાટાઘાટ થયા પછી સમાજના ચાલુ બધારણમા ફેરફાર કરવામા આવ્યો હતો એમણે પ્રાર્થનાસમાજમા ઉપદેશ પણ આપ્યો હતો આમ સમાજનુ કામ વેગથી ચાલવા લાગ્યુ તેમા કેટલાક આજીવન સભાસદ થયા, કેટલાક એના વાર્ષિક સભ્ય બન્યા, કેટલાક તેમા ચતું કાર્ય જોવા માત્ર આવવા લાગ્યા એમ માણસોની સખ્યા વધવા માડી, તેથી સમાજનુ પોતાનુ મદિર હોવાની સર્વને અગત્ય જણાઇ આથી સને ૧૮૭૪ મા મદિર બાધવાને માટે ઉઘરાણુ કરવામા આવ્યુ, ને સારી રકમ ભરાયાથી તેનુ સ્વતંત્ર મદિર પણ ટ્રેનિગ કોલેજના મકાનની સામે સને ૧૮૭૬ મા બધાયુ.

સને ૧૮૭૪ મા પ્રાર્થનામદિરનું ખાતમુહૂર્ત કર્યું તે વખતે મહીપતરામે જે ભાષણ કર્યું હતુ તેમા તેણે પ્રાર્થનાસમાજના હેતુ નીચે પ્રમાણે કહ્યા હતા તેમણે કહ્યુ હતુ કે "પ્રાર્થનાસમાજનો હેતુ એ છે કે સર્વ બ્રહ્માડનો સરજાવનાર, પાળનાર અને નિયતા એટલે ચનાવનારની પ્રાર્થના કરવી માત્ર પ્રાર્થના કરવી એટલુ જ નહિ કેમકે અમસ્થા મોઢે બોલવાથી કાઇ ફળ નથી જે બોલવુ તે પાળવુ સસારમા સદ્દઉદ્યોગ કરવો અને સદાચરણ પાળવા. સમાજના મુખ્ય સિદ્ધાત આ ચાર છે

૧. ઇશ્વર એક જ છે, અને તેજ પૂજ્ય છે.

૨. નીતિપૂર્વક પ્રેમ સહિત ઇશ્વરભકિત એજ ધર્મ.

૩. ભકિત એટલે શ્રદ્ધા, ઉપાસના, સ્તુતિ, પ્રાર્થના, અને સદાચાર.

૪. ભકિત વડે ઇશ્વર પ્રસન્ન થાય છે અને આત્માનું કલ્યાણ થાય છે."

વિશેષમાં તેમણે કહ્યું હતું કે "સજ્જનો, પ્રિય ભાઇઓ, ઇશ્વરની કૃપા વિના માણસનું ધાર્યું મિથ્યા છે અને માણસના પ્રયત્ન નિષ્ફળ છે. રાજા અને રંક, ધનવાન અને નિર્ધન, બળવાન અને બળહીન, સર્વ તેની આગળ સરખાં છે. સર્વને તેના આશ્રયની જરૂર છે. એ આશ્રય શી રીતે મળે? આ પ્રશ્ન અતિ મોટો અને અગત્યનો છે. પરમેશ્વર પ્રસન્ન શાથી થાય? શું કર્યાથી તે સર્વ-શકિતમાન ભગવાનનો આશ્રય માણસને મળે? શું વસ્ત્ર પહેરાવેથી કે ઘરેણાં ઘાલેથી તે રાજી થશે? શું તે મિષ્ટાન્ન ભોજનથી રાજી થશે? એ કશાથી તે છેતરાવાનો નથી. જે બધાં બ્રહ્માંડોનો રચનાર છે તેને શાની ખોટ છે? કશાની નથી. માણસનાં આપેલાં લુગડાં કે ઘરેણાં, પકવાન કે ફૂલ, કે ચંદનની તેને કાંઈ ગરજ નથી. અલ્પ માણસ તેની આગળ શી ગણત્રીમાં છે? કોઇ ગણત્રીમા નથી તો તે પરમેશ્વરને લુગડાં અને ખાવાનું અન્નાદિક કેમ પુરાં પાડી શકે? તે તેને નવડાવી કેમ શકે? ને સુવડાવી કેમ શકે? પરમેશ્વરને પ્રસન્ન કરવાને બે વાનાંની જરૂર છે. એક તેની ખરા અંતઃકરણની ભકિત અને બીજું સદાચરણ. એ એ સિવાય બીજા કશાથી તે પ્રસન્ન થાય નહિ. બીજા કશાથી તેનો આશ્રય મળવાનો નથી એ નક્કી જાણજો. તેનું નામ વારે વારે લેવાથી સો વાર કે હજાર વાર કે લાખવાર બોલવાથી કે તેની કાસી

સ્તુતિ કરવાથી તે રાજી થવાનો નથી. માત્ર સારાં કામ અને સદ્‌ગુણથીજ તે રાજી થાય છે એવું હું નિશ્ચય માનું છું. વગેરે વગેરે."

મહીપતરામનો આ કટાક્ષ મૂર્તિપૂજા પ્રતિ હતો એ એમણે કહેલા શબ્દો ઉપરથી ચોકખું સમજાઇ જાય એમ છે. દેવદેવાલયો કે શિવાલયોમાં દેવદેવીઓને ચડાવવામા આવતા ચંદન ફૂલ ને વૈષ્ણવમંદિરોમા ઠાકોરજીને પહેરાવવામાં આવતા વાઘા, ઘરેણા વગેરે વિરુદ્ધ મહીપતરામ હતા, એ ઉપલા એમના ઉપદેશથી સિદ્ધ થાય છે. પાર્વતીકુંવરની આસ્થા પૂજાપાઠ ઉપર હતી. તે શ્રદ્ધાથી માળા ફેરવતા, સ્તોત્ર બોલતા ને એ પ્રમાણે ઇશ્વરભક્તિ કરતાં હતાં, પરંતુ મહીપતરામના સહવાસથી તથા તેમના નિરંતરના ઉપદેશથી તેમની શ્રદ્ધા ઘરના દેવતા ઉપરથી ઉઠી ગઇ ને તે પણ સમાજમા દાખલ થયાં. તેમણે તે પછી દેવતાઓને ગંધપુષ્પાદિક ચઢાવવાનું તથા નવરાવવાનું છોડી દીધું. એમણે દેવોને ઘરમાથી કાઢી તો ન મૂકયા પરંતુ કબાટમા તેમને સ્થાન આપ્યું,

સને ૧૮૭૬ મા પ્રાર્થનામંદિર બંધાય રહ્યું ત્યારે તેનું વાસ્તુ કરવામા આવ્યું હતું તે વખતે પણ મહીપતરામે આમંત્રાયેલા લોકોને બોધ આપ્યો હતો, એ ઉપરથી મહીપતરામના ધર્મસંબંધી વિચાર કેવા હતા તે પ્રત્યક્ષ થાય છે. તેમણે કહ્યું હતું કે " આપણ સર્વનો મહાપિતા અને પરમ કૃપાળુ પરમેશ્વરની સેવા કરવાને આજે આપણે પહેલવહેલા આ મંદિરમા ભેગા થયા છીએ. ખરા મનથી અને શુદ્ધ અંતઃકરણથી પરમાત્માની સ્તુતિપ્રાર્થના કરી આ મંદિરને પવિત્ર કરીશું. અગણિત બ્રહ્માડોના સરજનહાર, નિયંતા અને પાળનાર વિશ્વાધિપતિની ભક્તિ કરવાને અર્થે તેનું ભજન કરવા સારૂ તેનું સ્તવન અને તેની પ્રાર્થના કરવા માટે આ મંદિર અર્પણ કરીશું. અહીં આપણે સામાજીક ભગવત ભજન કરવાને મળીશું. અઠવાડિયામા એકવાર નહિ, પણ અનેકવાર એકઠા થઇશુ.

સુબોધ સાંભળવાને, જ્ઞાન મેળવવાને, પુણ્ય કરવાને, મિત્રભાવ વધારવાને અને ભ્રાતા સમાન પ્રીતિ જોડવાને મળીશું. અહીં મળવાનો આપણો એક જ હેતુ છે. એક જ મતલબ છે તે એ કે આપણા સરજનહાર મહાપિતાને પ્રસન્ન કરવો. આ મંદિરમાં મળવાનો હેતુ સદાકાળ એ જ રાખ્યો છે. એના જેવો મોટો હેતુ બીજો એકે નથી. સંસારની વડાઇ તજી, મિથ્યાભિમાન છોડી, અને જૂદા ભેદનો ત્યાગ કરી આપણે ભાઇઓ અને બેનો, એક મહાપિતાનાં સંતાન તે મહાપિતાને પૂજીશું, આપણા અપરાધની ક્ષમા માગીશું. તેની દયા અને આશીશ માગીશું, આપણા અંતઃકરણ શુદ્ધ કરવાને અને તે નિર્મળ રાખવાને સત્યતાની અરજ કરીશું. જેણે આપણું શરીર અને આત્માના સુખને અર્થે પૃથ્વી, પાણી, વાયુ, ચંદ્ર, સૂર્ય અને ચાંદરણીઓને સરજ્યાં છે, જેણે આ લોક અને પરલોક ઉત્પન્ન કર્યા છે, પૃથ્વીના મહાન્ રાજનો અને સ્વર્ગના દેવો જેની આગળ છેક પામર પ્રાણી છે, અને કશા લેખામાં નથી, જે એક અનુપમ, અતુલ્ય, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન અને પરમકૃપાળુ છે તેના સંબંધી વિચાર કરતા અહંકાર ભંગ થાય છે, અજ્ઞાન અને તેનો સાથી વહેમ દૂર નાસે છે તે આપણો મહાપિતા અને આપણે તેના પુત્રપુત્રીઓ છીએ. અંતકાળે સઘળાને તેને શરણે જવાનું છે. કરેલાં કાર્યોનો હીસાબ તેની હજુરમાં આપવો પડશે તે નિષ્પક્ષપાત ન્યાયાધીશની હજૂરમા રાજા, રંક, બળવાન અને નિર્બળ, ધનવાન અને નિર્ધન, અમલદાર અને રૈયત સર્વ સમાન છે. ત્યાં કૂલ કામ નહિ લાગે, દ્રવ્ય અને અધિકાર કશા ખપના નથી. રે ગર્વિષ્ઠ માણસ, રે પાપી પ્રાણી તારા અંતઃકરણના નેત્રો ઉઘાડ અને જો તું કેવો ગમાર છે ! રે જીવડા જાગીને જો, પ્રભુ પ્રસન્ન શાથી થશે તેની ખોળ કર. જો તે કેવો દયાળુ છે ! સર્વ પર કેવી સમાન દષ્ટિ રાખે છે ! તેની આજ્ઞાથી સૂર્ય પોતાનું

તેજ અને ગરમી સર્વને સરખાં આપે છે. જેમ દુર્બળ અને જોરાવર સર્વના ખેતરમા વરસાદ સરખો વરસે છે તેમ કરૂણાસાગર મહાપ્રભુની દયા સઘળા પર સરખી છે. આપણે નિરાશ થવાનું કાંઇ નથી. વેળાસર ચેતી સદાચરણે વર્તીશું તો તેની દયા પામીશું. તે ન્યાયી છતા ક્ષમાનો ભંડાર છે. આપણે કરવાનું શું છે ? એ જાણવું છે. આપણે આપણા મહાપિતાથી શું ઇચ્છીએ છીએ ? જે તેનાથી મેળવવાનું ઇચ્છીએ છીએ તે બીજાને આપો. જો તેની દયા ઇચ્છી તો આપણે દયાવંત થવું જોઇએ. જો તેની ક્ષમા ઇચ્છીએ તો આપણે પંડે ક્ષમાવંત થવું જોઇએ. જેવું પોતાને ઇચ્છો તેવું બીજાને કરો. आत्मवत् सर्वभूतानाम आ મહાવાકય કદિ ભૂલવું નહિ. એ પ્રમાણે વર્તવું એજ પરમેશ્વરની પ્રસન્નતા સંપાદન કરવાનો માર્ગ છે. એ રસ્તે હિંડવાનું સુઝે તેવા ઉપાય કરવા. એ માર્ગે જવાનો દઢ નિશ્ચય મન કરે અને તે પ્રમાણે ચાલે તેવા ઉપાય કરવા જોઇએ. એ ઉપાય કયા હશે ? સદ્દભક્તિ અને સુનીતિ એ ઉપાય છે. માત્ર એજ સાધનોથી ઈશ્વર પ્રસન્ન થશે મદ્દઉપદેશથી સુનીતિનો માર્ગ જડે અને સદ્દભક્તિથી મન દઢ થઇ તે માર્ગે જશે."

સદ્દભક્તિની વ્યાખ્યા વિષે મહીપતરામ કહે છે કે "સદ્દભકિત કોને કહેવી ? સદ્દભકિત શાથી જણાય એ મોટા ટંટાનો વિષય છે, પરંતુ એવા રૂપ ઉપર ન ઉતરતા એના પરિણામ ઉપર આપણે નજર કરીએ કે શાથી ઇશ્વર પ્રસન્ન થાય ? આવા નાસ્તિકોને અને તેમના જોડીઆ ' अहं ब्रह्मास्मि ' કહેનારાને કોરે મૂકતાં આસ્તિકોને માટે વિચાર કરીએ. જગન્નિયંતાથી કર્મના ફળ મળવાનો સિદ્ધાંત સ્વીકારનારા, કરશે તેવું પામશે બોલનારા ભાઇઓ આપણે વિચાર કરીએ કે પરમાત્મા પ્રસન્ન શાથી થશે ? આપણી બુદ્ધિ શું કહે છે ? આપણું અંતઃકરણ

શો ઉત્તર દે છે ? અહીં નદીમાં કે બીજી દૂરની નદીમાં નાહ્યાથી આત્મા શુદ્ધ થઇ મુક્તિ પામશે ? પાણીની શક્તિ તો માત્ર શરીરનો મેલ ધોવાની છે. મનનો મેલ જળથી ધોવાવાનો નથી. પેટને માટે કે બીજા કારણસર કપટ કરનાર આદમીના પાપ કેમ નાશ પામે ? દહાડે પાપ કરે ને સવારે ગંગામા સ્નાન કરે કે શુદ્ધ થાય તો પછી તેને પરમેશ્વરની બીક શેની રહી ! કોઇ પણ પંથની નિંદા કર્યા વિના, હરકોઇ માર્ગનું ભુંડું બોલ્યા વિના એ તો નિ:સંશય સિદ્ધ થઇ શકે કે તે પંથના અનીતિવાન માણસ હરકોઇ પંથના દુરાચરણી સ્ત્રીપુરુષો તે માર્ગની માત્ર દેખાઇતી ક્રિયા અને ડોળ કરેથી સદ્દગતિ પામે નહિ. હું માગ મનને ઘણીક વાર પ્રશ્ન કરૂં છું કે મહા ભગવાન પરમ પિતા પ્રભુ મારા પર શાથી પ્રસન્ન થશે ? કોઇ ઠેકાણે જઇ હાથને કે અંગના કોઈ બીજા ભાગ પર ડામ દેવડાવું તો પરબ્રહ્મ પગ્માત્મા પ્રસન્ન થાય ? કે મારે કપાળે કોઇ વસ્તુ ચોપડું કે વડા અમુક આકારની આડી કે ઊભી નિશાની કરૂં તેથી મહાપ્રભુ પ્રસન્ન થઇ મારા ખોટા કર્મની મને શિક્ષા નહિ કરે ? અંગે રાખોડી ચોળેથી કે કોઇ પદાર્થની બનેલી કંઠી ડોકમા ઘાલેથી પરમેશ્વર પ્રસન્ન રહી મારા દુરાચરણને માટે મને પુછશે નહિ ? આ દેશના ને બીજા દેશોના પંથો પર નજર કરી વિચાર કરૂં છું કે મારે અનંતકાળ સુધી જીવવું નથી. આ કાયા તજી મારો જીવ કયારે જતો રહેશે તેનો કાંઇ નિશ્ચય થઇ શકતો નથી, તો મારે જરાએ વખત ખોયા વિના પરમેશ્વરની હજૂરમા હાજર થવાની તૈયારી કરવી જોઇએ. તે તૈયારી કયી રીતે કરવી ? કોઇ પદાર્થ ખાધાથી કે નહિ ખાધાથી પ્રભુ રાજી થશે ? જો હું વખતે વખતે અપાસ કરૂં તો મને ખુશીમા તેમ કરવાની પરવાનગી આપશે ? કે અમુક વસ્તુને અગ્નિમા બાળવાથી કે સૂર્યાદિ કોઇ આકાશી પદાર્થને

પગે લાગવાથી મને કુકર્મ કરવાની રજા મળશે ? કે પાષાણ, માટી કે ધાતુના પુતળા કે કાઇ આકાર કરી તેની આગળ પકવાનાદિ ખાવાનું મુકવાથી મારા લોભ, અહંકાર, ક્રોધાદિ મનોવિકારોના જુસ્સા અનીતિ માર્ગે જાય તો પણ સજાને પાત્ર ન થાઉં, કે તેને વસ્ત્રાલંકાર હીરા મોતીના આભૂષણ પહેરાવેથી મારા દુર્ગુણો મારા આત્માને કનડશે નહિ ? આ વહેમ છોડયા પછી મારો આત્મા દુરાચરણની સજાથી કેમ બચે વારૂ ! અમુક નદીના પાષાણને કોઇ વૃક્ષના પાદડા ચડાવેથી કે ચંદન પુષ્પ ચડાવેથી કોઇનું નામ લાખો વખત નિત્ય બોલેથી કે કોઇ મંત્રો માત્ર ભણેથી કે શાથી ? કુમાર્ગે વર્ત્યા છતા મારૂં કલ્યાણ થાય તે રસ્તો કયો હશે ? ઘણો ઘણો વિચાર કરતા મારા મનની નિત્ય વધારે ખાતરી થતી જાય છે કે હું મારા માણસભાતને દમું, પીડું, પેટને અર્થે, ઢોંગને માટે તેને છેતરૂં, દગલબાજી કરૂ, જારી જુગારી કરૂં, મારા પાડોશીઓને તથા મારા સગાને કે હરકોઇને ન્યાય વિરૂદ્દ દુખ દઉં, સુનીતિના નિયમ તોડું તો ઉપર કહેલો કોઇ ઉપાય મારા જીવને બચાવી શકે નહિ . એમાનુ એકે સાધન પરમેશ્વરને છેતરી શકવાનું નથી. જે સર્વજ્ઞ છે, જે સર્વ સ્થળે સદા હાજર છે, જે સર્વ શકિતમાન વિશ્વાધિપતિ છે તે મારો વાલ્હો કેમ જશે ? હુ તેને કેમ પટાવી શકીશ ? તેને હું કહુ કે હે સર્વશકિતમાન મહા-પિતા, તુ આ નાનકડી ચીજમા આવીને ભરા, મારે તને કાઇ ખાવાનુ આપવુ છે, ઘરેણા લુગડા પહેરાવવા છે, કે તને પાણીએ નવડાવવો છે, એમ કહેવુ કેટલુ અયોગ્ય છે ? વળી તેની એમ સેવા બજાવુ કે કોઇ બીજી રીતે પળશી કરૂં તેને સાટે સરત એ કે હુ ખોટા કામ કરૂ તે વિષે તેણે આખ આડા કાન કરવા. મારા જીવને તે સેવા માટે મોક્ષ આપવો ! તારૂં નામ આખો દિવસ બોલીશ ને કુકર્મો કરીશ. રે અજ્ઞાન જીવ, તે એમ છેતરા-

વાનો નથી. લાંચીઓ કે માણસના જેવો વખાણનો તે શોભી નથી. ભાઇ, તમને ગમે તે ધર્મ પંથ પાળો, પણ સદાચરણની તો બધામાં જરૂર છે. સુનીતિ અવશ્ય જોઇશે એમાં સંધે રાખશો નહિ. સુનીતિ વિના ઉદારતા શા કામની ? પાપથી પૈસો મેળવ્યા જવું ને પુણ્ય કર્યાં જવું એ પુણ્ય કલ્યાણ નહિ કરે.

સારાંશ એજ છે કે આપણે સર્વે પરમેશ્વરની પ્રજા છીએ. સર્વે ભાઇ છીએ માટે ગમે તે ધર્મ માનના હોઇએ પણ એટલું સત્ય જાણવું કે સદાચરણ વિના ને સુનીતિ વગર વિશ્વનિયંતા પ્રસન્ન થનાર નથી, એ નક્કી માનજો. સદાચરણમાં આપણા મનને દઢ કરનાર સદ્ભક્તિ છે. સુનીતિને માર્ગે લઇ જનાર, ઇશ્વરપર સાચી શ્રદ્ધા બેસાડનાર, અંતઃકરણથી અને ખરા ભાવથી કરેલી પ્રાર્થના પરમેશ્વર સાંભળે છે. હરકોઇ ઠેકાણે કરેલી ભક્તિ તે સ્વીકારે છે. આપણે સમાજમાં પણ કરીએ છીએ તેનું કારણ એ કે એક એકની દેખાદેખીથી આપણો ભક્તિભાવ વધે, ને સુબોધ સાંભળીએ. વિચાર સુઝવાનું આ એક સ્થળ છે. માણસને માણસોમાં રહેવું ગમે છે. એકલા ગમતું નથી; માણસોમાં બેસી જમવું ગમે છે એવો એનો સ્વભાવ છે. તેમ ભેગા મળી પ્રાર્થના કરવાનો, જોડે મળી ભક્તિ કરવાનો આપણો સ્વભાવ છે. સામાજીક અને એકાંત બેઉ પ્રાર્થના જોઇએ. પોતપોતાને ઘેર એકાંતમાં કરવી. અહીં ભેગા આપણે કરીશું. ”

પ્રાર્થનાસમાજના મંદિરના વાસ્તુ પ્રસંગે મહીપતરામે જે ઉપદેશ બોધ આપ્યો હતો તે ઉપરથી ધર્મ સંબંધી એમના વિચાર કેવા હતા તે સ્પષ્ટ થાય છે. એમાં એમણે સદાચરણ ને સુનીતિ ઉપર ઘણો ભાર મૂક્યો છે. બહારના માત્ર દેખાવના આચાર વિચાર કે મુખમેં રામ, બગલમેં છુરી, ભગત ભયા પણ દાનત

ખરી એ પરમેશ્વરની અંતઃકરણની ભકિત નથી. ઉપલા બે ઉતારાઓથી પ્રાર્થનાસમાજના મુખ્ય હેતુઓ તથા મહીપરામની ભાષા, તેમની ભાષણ આપવાની પદ્ધતિ એ સર્વનું ચિત્ર આપણી આખ આગળ ખડું થઇ રહે છે. એટલે એ સંબંધે વિશેષ ટીકા કરવાની અગત્ય નથી.

પ્રાર્થનાસમાજની બાબતમા ભોળાનાથ અને મહીપતરામ એ વ્યક્તિઓનું જીવન એક બીજાને તદ્દન મળતું આવે છે. ભોળાનાથ તેના આત્મા ને દાતા હતા તો મહીપતરામ તેના કાર્યકર્ત્તા હતા. એજ વર્ષમા બાબુ સત્યેન્દ્રનાથ ટાગોર અમદાવાદમા સદર અદાલતના ન્યાયાધીશ હતા. એમણે પણ સમાજમા ઉત્તમ વ્યાખ્યાનો આપ્યા હતા. એમની સાથે મૈત્રી બધાયાથી ભોળાનાથને કલકત્તાની બ્રાહ્મસમાજ જોવા જવાની ઇચ્છા થઇ ને તે તેમણે પાર પાડી કલકત્તે ગયા પછી તથા ત્યાની સમાજનું કાર્યક્રમ, ઉપદેશ, ઉપાસના વગેરે જોયા પછી એમણે મહીપતરામને જે કાગળ લખ્યો હતો ને જે હિતેચ્છુ પત્રમા પ્રસિદ્ધ થયો છે તે અત્રે ઉતારવો યોગ્ય લાગે છે. એ પત્ર અગ્રેજીમા હતો, ને તે નીચે પ્રમાણે હતો.

'On 19th (January) I had been to see Babu Keshavchandra Sen and Pratapchandra Muzumdar, both of whom were very kind to me and showed their hearty love. In the evening I attended the divine service at the Brahmo Mandir; it was conducted by Babu Pratapchandra, the whole proceeding being in English.

The Brahma Mandir is not larger than ours. It may be large in breadth, I think They

have a *large beautiful Vedi of marble.* The minister preached from it. At the time of *Arti* he descends from it and stands near it. I very much liked the arrangements of the Vedi. The Adi Samaj also has a Vedi in its mandir.

On Sunday 21st I attended the Brahmo's meeting at Babu Keshav's where about five hundred men were assembled. They sang hymns for about three hours. In the evening all the *people took the round in the town singing* hymns. They looked like a Vaishnava's Mandli. They call this *procession Nagar Sankirtan.* Some of the Brahmos had flags in their hands. Among them a European Mr. Dall held a flag in the hand and I was amused seeing him. I did not go with the procession, but I and Mr. Tagor saw it standing on a side. This procession was net liked by the members of the Adi Samaj but Keshav Babu likes it. The procession returned to the Mandir and the evening service was conducted by Babu Keshav in Bengalee. I could not understand it fully. They have a harmonium and also an organ. The latter being out of order, they played upon the former.

On Monday 22nd January Babu Keshav C. gave a lecture in English in the Town Hall.

It was very excellent About 1000 persons were assembled The subject was ' Disease of the soul and its remedy ' It was a very interesting one

On 23nd I attended the morning anniversary service at the Brahmo Mandir and in the evening I attended the Adi Samaj anniversary service The mandir of the latter samaj being small they had met at Devendra Nath Tagore's The place was very well decorated by flowers and illuminations Mr S Tagore conducted the service which lasted for three hours I think the proceeding of the progressive Brahmos at their mandir was very calm and they observed solemnity at the time of the service

Keshav Babu is undoubtedly a great man I was glad to make his acquaintance He called upon me but I was not at home I had been to see him His age is about 40 years He has six daughters He cooks his morning meal himself. You know that he does not eat animal food He prays to god with his heart and devout feelings I have asked him to visit Ahmedabad and he has promised to do so when he finds convenience On every occasion I remembered you and wished you had accompain-

ied us. Calcutta is not like Bombay The people of this place are not men of business.

Our *Arti* was much liked by both the Samajes, and they have introduced it into their service, changing a few words into Bangalee

We were to have left Calcutta on 26th but Mr. Tagore asked me to stop for a day more as his father was expected that night, so I stopped one day more.

The following day I had the pleasure of seeing Maharashi Devendra Nath, who is really a venerable old gentleman. He knows Upanishads very well Besides he is a good Persian scholar. I had a talk with him for about two hours His age is about 63. I asked him to go to Ahmedabad with his son Satyendra Nath He said he would think about it.

Babu Devendra has seven sons. The eldest son is Dvijendra next to him is Satyendra The names of the others according to their age are Hemendra, Virendra Jyotirindra, Somendra and Ravindra. The fourth being unwell, I could not see him.

From Coawnpur we came to Agra and put up at Babu Navina Chandra's He had come to the station to receive us We lived very com-

fortably with him. We held evening prayers at his house. One day I conducted the service and read prayers from our book and Manubhai sang the Gayan. Our Arti was much liked by Navinchandra and his companions.

મહીપતરામ ઉપરના આ કાગળનો ઉતારો કરવાની મતલબ એટલી જ છે કે પ્રાર્થનાસમાજની બાબતમા મહીપતરામને કેટલો ઉત્સાહ હતો, ભોળાનાથના તે કેવા અંગભૂત હતા તથા સમાજની બાબતમાં કેટલો તે રસ લેતા હતા તે બતાવવા પુરતી જ છે.

સરદાર ભોળાનાથે તથા મહીપતરામે અમદાવાદની પ્રાર્થના સમાજનું સ્થુળ બાંધવામાં અથાક શ્રમ લીધો હતો. ભોળાનાથ કલકત્તેથી પાછા ફર્યા તે પછી એમણે સમાજના કાર્યવાહકોની સાથે મૂર્તિપૂજા સંબંધી કેટલી વાટાઘાટ કરી. આખરે પ્રાર્થના સમાજના સભ્યોમાંથી જેની ઇચ્છા હોય તેમણે " ઇશ્વરની નિત્ય ઉપાસના કોઇની માધ્યસ્થિ માન્યા વિના કરવી અને તેમાં મૂર્તિપૂજાના ગૌણવિધિનો ત્યાગ કરવો " એવી પ્રતિજ્ઞા લેવી એવો સર્વાનુમતે નિર્ણય થયો. એ સમયે ભોળાનાથની નોધપોથીમા એવો ઉતારો કરેલો જણાય છે કે " આજ પ્રાર્થના સમાજમા મોટું કામ થયું. મૂર્તિ-પૂજા ના કરવી એવી પ્રતિજ્ઞા લેવાનો વિચાર ચાલતો હતો તે ઇશ્વરપ્રસાદથી આજ સિદ્ધ થયો. મહીપતરામે તથા લાલશંકરે આ કામને પૂરતો આશ્રય આપ્યો, તેથી મારી ધારણા પાર પડી. "

પ્રતિજ્ઞાનો સારાશઃ—

( ૧ ) નિત્યોપાસનામા ઈશ્વરની પ્રતિમા અથવા સૃષ્ટ વસ્તુની આરાધના કરીશ નહિ.

( ૨ ) રોગ અથવા વિપત્તિના કારણ વિના પ્રતિદિન શ્રદ્ધાથી ઇશ્વરની પ્રાર્થના કરીશ.

( ૩ ) સદાચારે ચાલવાનો તથા પાપથી મુક્ત થવાનો પ્રયત્ન કરીશ

( ૪ ) કોઇની માધ્યસ્થિ વિના કેવળ ઇશ્વરની જ શુદ્ધ ભક્તિથી મારો મોક્ષ થશે એમ હુ માનીશ

( ૫ ) પ્રતિવર્ષે સમાજમા કાઇ યથાશક્તિ દ્રવ્યની સહાયના આપીશ

સને ૧૮૭૪ મા અમદાવાદમા સ્થપાયેલી પ્રાર્થનાસમાજ ઉપર એક ધાડ આવી હતી, પરતુ એ ધાડમાથી તે સમયે ધીરવીરોના પ્રતાપે બચી ગઇ હતી. એવુ બન્યુ હતુ, કે આખા હિંદુસ્તાનમા ખ્યાતિ પામેલા અને આર્યસમાજના સ્થાપક દયાનંદ સરસ્વતી અમદાવાદમા સ્થપાયેલી પ્રાર્થનાસમાજને વટલાવી આર્યસમાજમા તેને ભેળવી દેવાના ઇરાદાએ અમદાવાદ આવ્યા હતા એણે પોતાની જાળ તો સજડ પાથરી એણે અમદાવાદમા રહી ઘણા ભાષણો આપ્યા, તથા શાસ્ત્રીઓની સાથે એણે ધર્મસબધી વાદવિવાદ ચલાવ્યા એણે પ્રાથનાસમાજનુ નામ બદલી તેનુ નામ આર્યસમાજ પાડવાની સૂચના પણ કરી. પરતુ પ્રાર્થનાસમાજના અડગ નરવીરો તેની જાળમા ફસાયા નહિ સ્વામી દયાનંદ સમર્થ ધર્મોપદેશક હતા તથા વેદધર્મના ઉપાસક હતા તે સ્થળે સ્થળે ભાષણો કરતા ને તેની ભાષણ કરવાની છટાથી ઘણા લોકોના મન ઉપર એની અસર પણ થઇ હતી ને તેથી ઘણા લોકો એના મતને મળતા થઇ એના પક્ષમા ભળ્યા હતા એ વિદ્વાન હતા તેમ એનામા વક્તૃત્વ શક્તિ પણ હતી ધર્મને સુધારવાની એની તીવ્ર ઇચ્છા હતી ને તેથી એ દિશામા તે અથાક પરિશ્રમ કરી ગયા હતા ઘણે સ્થળે ધર્મસબંધી ચર્ચા એને કરવી પડતી હતી તથા શાસ્ત્રાર્થ કરવાને માટે શાસ્ત્રીઓની સાથે પણ એને આથડવુ પડતુ હતુ એણે આર્યસમાજ સ્થાપી હતી ને એ સમાજની શાખાઓ દેશપરદેશ ફેલાય

એવી તેની મનકામના હતી એજ વિચારે એનું આગમન અમદાવાદમા થયું હતું, ને એજ મુદ્દાએ એણે મહીપતરામને તથા ભોળાનાથને પ્રાર્થનાસમાજનું નામ બદલી આર્યસમાજ પાડવાને આગ્રહ કર્યો હતો એ વખતે દયાનંદ સરસ્વતીએ કહ્યું હતું કે **नाम मात्र में क्या है । अपन सब आर्यको यह आर्यसमाजका नाम विशेष उचित है** સ્વામી દયારામનો મત વેદ ઇશ્વર પ્રણીત છે, મનુષ્ય કૃતિનો નથી એવો હતો. પ્રાર્થનાસમાજ એવો મત કદિ પણ સ્વીકારે એમ નહોતુ. વેદ ઇશ્વરની કૃતિ નથી એવો જ પ્રાર્થનાસમાજનો મત હતો ને છે. એથી એ વિરૂદ્ધ મત વચ્ચે કોઇ પણ રીતે સમાધાન થઇ શકે એમ નહોતું. એ સિવાય સ્વામી દયાનંદની આર્યસમાજ રાજકીય વિચારે તથા સ્વદેશોત્કર્ષક ઐકયના બધારણે બધાયેલી હતી એવુ મહીપતરામને દીર્ઘદૃષ્ટિથી કળાઇ ગયુ હતું. એ બે ચકોર નવી સધાઓ સ્વામી દયારામનો પેચ કળી ગયા ને તે બન્નેએ તેમ કરવાની ધસીને ના કહી એમને પ્રાર્થના સમાજના અને આર્યસમાજના ઉદ્દેશ વચ્ચે ભિન્નતા જણાઇ પ્રાર્થનાસમાજ સત્યને શોધવાવાળી છે ને તેથી તે સત્યને પ્રધાન ગણે છે. આર્ય સમાજનો સિદ્ધાત એથી ઉલટો છે તેપોતાના સમય સમયના મતને ગમે તેમ ખરા કરી બતાવવાને માટે કોઇ પણ ઉપાય યોજવા ધાર્મિક સત્યને ગૌણ માને છે દયાનદ સરસ્વતી વેદમા સર્વ છે એવો ઉપદેશ આપતા હતા એમના અનુયાયી પડિતો તથા ઉપદેશકો આજે પણ પોતપોતાના ભાષણોમા પુષ્ટિ તરીકે વેદમાના મત્રોનો અર્થ એજ પ્રમાણે કરી બતાવે છે સ્વામી દયાનદ પણ તેમજ કરતા પરતુ ભોળાનાથને અને મહીપતરામને એવા તાણી તુસીને કાઢેલા અર્થો ગળે ઉતર્યા નહિ એ વખતે ભોળાનાથ અને મહીપતરામ સાથે સ્વામી દયાનંદને જે વાદ થયો હતો તેમા અંતે ભોળાનાથે સ્વામીજીને કહ્યુ કે **स्वामीजी ! अप वेदको ईश्वर-**

**प्रणीत बतानेका प्रयत्न करते हो, तो बुद्धिमान लोकके सामने तो व्यर्थ है "** એથી દયાનંદ બોલ્યા કે " **ए सब बाततो सच है, परन्तु भोलानाथजी, वेसे समजाये सिवाय लोक सब अपनी संग कैसे आनेवाले ? और अपनी गाडी चले कैसी ?**

સ્વામી દયાનંદ તરફથી પ્રાર્થના સમાજ ઉપર આવેલું વિઘ્ન દૂર થયા પછી સમાજે નિર્વિઘ્ને વૃદ્ધિ કરી. ભોળાનાથનું અવસાન સને ૧૮૮૬ મા થયું ત્યા સુધી તેના નેતા તથા પ્રમુખ તે પોતે રહ્યા ને ત્યાર પછી મહીપતરામને માથે એનો સઘળો ભાર આવ્યો. ભોળાનાથે સમાજને માટે પ્રાર્થના કરવાનાં પદો, ગરબીઓ, આરતીઓ અને વૃત્ત ને છંદ વગેરેમા કાવ્યો કર્યા છે, ને તે સાહિત્યસમાજને સમર્પણ કર્યા છે. એ પદ્યસાહિત્ય એવું સરસ તથા ભક્તિની ભાવનાવાળું છે કે તે ચિરંજીવ રહેશે એમાં બે મત છે જ નહિ ને હોઇ શકે પણ નહિ. મહીપતરામમાં પદ્યરચનાની ને સંગીતની કલાની આવડ ન હતી, તેથી એમણે સને ૧૭૮૬–૮૭ માં જ્ઞાનસુધા નામનું સાપ્તિક પ્રસિદ્ધ કર્યું ને તેમા પ્રાર્થના સમાજને અંગે ધાર્મિક તથા ઈતર લખાણો લખવા માંડયા. ભોળાનાથના સ્વર્ગવાસ પછી મહીપતરામે પાંચ વર્ષ સુધી સમાજની ધુરા પોતાને ખાધે રાખી ને તેનો સઘળો ભાર વહ્યો. પરંતુ સને ૧૮૯૧ માં એમનું અવસાન થયું તે પછી સમાજનો સઘળો ભાર એમના સુપુત્ર વિદ્વાન સાક્ષર સર રમણભાઇને શિરે આવ્યો ને એ ભાર એમણે ઘણી સરસ રીતે ઉઠાવ્યો એટલું જ નહિ, પણ તે સમયના માસિકોમાં જ્ઞાનસુધા પણ ઉચ્ચ પ્રકારનું તથા વિચારણીય માસિક ગણાવા લાગ્યું. પરંતુ રમણભાઇના વ્યવસાયને લીધે એ માસિકનું મૃત્યુ પણ એમને હાથે જ થયું હતું એટલી દિલગીરી.

મહીપતરામ મૂર્તિપૂજાના વિરોધી હતા. એમણે મૂર્તિની પૂજા

નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી, પરંતુ સામાજિક પ્રાર્થના, કૌટું-બિક પ્રાર્થના, એમ બધા ભેગા મળી પ્રાર્થના કરવાની તરફેણમા તે હતા. સુરતમાં ગોપીપુરામાં જે લતામાં એમનું ઘર આવેલું છે તે લતામાં મુખ્યતઃ વૈષ્ણવોના મંદિરો આવેલા છે, એટલે ભાવિક વૈષ્ણવો-સ્ત્રી ને પુરુષો-દેવદર્શને સાંજ સ્હવાર જાય છે ને આવે છે. આથી મંદિરે આવતા જતા લોકોને જોઇ તથા ' જે જે " જે જે, ' 'ગોકળેશ' એવી બૂમ પાડતા સંભાળી તે મશ્કરી કરતા અને ઠાકો-રજીની સેવાથી તથા મંદિરોના આચાર્યના પગ ધોઈ પાણી પીવાથી શો લાભ છે તથા તેથી શી મુક્તિ છે તે વિષે ઘણી વેળા પોતાના વિચારો જણાવતા હતા. મુંબાઇમાં કરસનદાસ મુળજીના વૈષ્ણવોના મહારાજોની સામેના યુદ્ધ વખતે ઉઘાડા પડેલા પોલાણની તથા ત્યા ચાલતી અનીતિની વખતો વખત તે વાત કરતા હતા. એ મંદિરોમાં ભાવિક વૈષ્ણવો દર્શન કરવા જાય તે વખતે મંદિરના તથા ઇતર હલકા પુરુષોના હડસેલા ખાવા, કોરડાના માર ખાવા તથા અપશબ્દ સાંભળવા એમાં ઇશ્વરભક્તિ નથી, પરંતુ અનીતિ છે એવો ઉપદેશ તે આપતા.

ભોળાનાથને મહીપતરામ એ બે પ્રાર્થના સમાજનાનાયકો-એક સ્થાપક ને બીજો સંચાલક-હતા. એ બે વચ્ચે મૈત્રી હતી. બન્નેએ મૂર્તિપૂજા નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી એટલુંજ નહિ, પણ બન્ને એ પ્રતિજ્ઞા પાળી રહ્યા હતા, તથાપિ મૂર્તિપુજા વિષે એ બે સહકારીઓની વૃત્તિ તથા રીતિ ભિન્ન ભિન્ન હોવાથી તેની અસર સમાજ ઉપર જુદી જુદી રીતે થયેલી એવું રા. નરસિંહ-રાવનું માનવું છે. એ સંબંધમાં એમણે કહ્યું છે કે " નથી ધરતા અવતાર નથી પ્રભુની પ્રતિમા, " અજ્ઞાની અવિચારી રે પ્રભુની પ્રતિમા માને " ઇત્યાદિ સ્પષ્ટ વચનો કહેનાર ભોળાનાથની પ્રાર્થ-નામાળાનો ઉપયોગ કેટલાક મૂર્તિપૂજકો પણ પોતાની નિત્યોપાસનાને

અંગે કરતા હતા, ને ભોળાનાથની લોકરૂઢિ વિરુદ્ધ કૃતિયો માટે "મહીપતરામ ભોળાનાથને બગાડે છે" એમ લોકો દોષ પરભાર્યો ઢોળી દેતા; ત્યારે મહીપતરામનાં વચનાદિકો એ લોકોને મૂર્તિપૂજાની અયોગ્ય નિંદારૂપે જ ભાસતાં; જો કે મૂર્તિપૂજા નિન્દ્ય ગણવા છતા મૂર્તિપૂજકો તરફ બન્ધુભાવ અને પ્રેમ શિથિલ ના કરવો એ ભાવના પ્રાર્થનાસમાજીઓએ કદી તજી નથી. આ સ્થિતિમાં મહીપતરામને લોક સંઘ તરફથી મળેલા અનેક અન્યાયોમાંનો એક પ્રસંગ રમૂજી હોવાથી નોધું છું. પ્રાર્થના મંદિરમાં વ્યાખ્યાન કરતી વખતે એક વેળા મૂર્તિપૂજાનો વિષય ચર્ચતા પોતાના બાપના વખતમા ઘરમાં મૂર્તિની પૂજા થતી હતી તે વાતનો સ્પર્શ કરીને મહીપતરામે ડગલાના ગૂંઝામાથી લાલજીની મૂર્તિ કાઢી; શ્રોતાજનની સમક્ષ એ મૂર્તિ હાથમા ધરીને, આમતેમ ફેરવીને બોલ્યા કે આ લાલજીને સ્નાન કરાવતા, ગંધ પુષ્પાદિક અર્પતા, નૈવેદ્ય ધરાવતા ઇત્યાદિક અજ્ઞાનજન જેવા કૃત્ય કરતા હતા. આ બનાવથી શ્રોતાજનોમાંના કેટલાક ભાગને કાંઇક અરુચિ ઉત્પન્ન થઇ હશે, પરંતુ મંદિરની બ્હારના જગતમા આ વાત અત્યુક્તિના અલંકારોથી અલંકૃત થઇને વિચિત્ર રૂપે ફેલાઇ; "મહીપતરામે પ્રાર્થના મંદિરમાં લાલજીને લટકાવ્યા! માર માર્યો!"

મહીપતરામે લાલજીને લટકાવ્યા, મારમાર્યો એવો અતિશયોક્તિનો ગોળો ગામમાં ગબડયો હશે એ વાત ખરી. લાલજીને લટકાવવાની પ્રકૃતિ મહીપતરામની તો નહિ, પરંતુ એમનો ધંધો વિદ્યાર્થીઓને શીખવવાનો; એટલે શિષ્યોને કથિતપાઠ આપતી વખતે જે બાબતનો પાઠ અપાતો હોય તે વસ્તુ હાથમા રાખી તેના સંબંધી બોલવામા આવે છે. જે કાર્ય કરવા ધાર્યું હોય તે કરવાની મહીપતરામને ધગશ હતી એટલે ધગશ આવેશમા તે આવી ગયા હશે ને તે મૂર્તિપૂજાનો કથિતપાઠ આપવા બેઠા હશે ને તેથી લાલજીની

મૂર્તિ શ્રોતાજનોને બતાવી હશે એમ એ સંબંધમાં કેમ કહી ન શકાય ?

પ્રાર્થનાસમાજ અમદાવાદમા જ કાર્ય કરતી રહે તેથી ગુજરાતના ઇતર ગામોમા સત્ધર્મ ફેલાય નહિ ને તેથી લોકોની અંધશ્રદ્ધાવાળી ધાર્મિક ભાવનાઓમાં સુધારો થઇ શકે નહિ, ને સમાજને સદ્‌વિચારોનો લાભ મળે નહિ ગામડાંઓમા વહેમના, તથા ધર્મના આચારવિચારો જેવા અંધ શ્રદ્ધાવાળા હોય છે તેવા શહેરોમા હોતા નથી. તેથી ગામડાઓમા પણ એવી પ્રાર્થનાસમાજ સ્થપાય તો એ નવીન ધર્મનો ફેલાવો થાય એવા વિચારે નવી નવી શાખાઓ સ્થાપવાનો પ્રાર્થનાસમાજના મુખ્ય ચાલકોનો મત થયેલો ને તે પ્રમાણે ખેડામા, પેટલાદમા, ભરૂચમા, માતરમા તથા સુરતમા એવી સમાજો સ્થાપવામા આવેલી. સુરતમા એ સમાજ સન ૧૮૭૮ મા જુન માસની દસમી તારીખે સ્થપાઇ હતી. પ્રથમ ગોપીપુરામા આવેલા દોલતરાય વસંતરાયના મકાનમા તે મળતી હતી, પરંતુ તે પછી રાયચંદ દીપચંદ કન્યાશાળાના મકાનમા તે મળવા લાગી હતી. એ સમાજના પ્રમુખ જગન્નાથ ઇચ્છારામ હતા. હાઇસ્કૂલના તે સમયના હેડમાસ્તર મિ. મોડક પણ તેમા ઉત્સાહપૂર્વક ભાગ લેતા હતા. મહીપતરામ પોતે ઉનાળાની રજા પડે ત્યારે અમદાવાદની સખ્ત ને અસહ્ય ગરમીમાથી ઠંડા સુરતમા આવતા ત્યારે સમાજમા જતા તથા ઉપદેશ પણ આપતા. હું પોતે પ્રાર્થનાસમાજનો અનુયાયી કે સભ્ય નહતો, છતા વખતો વખત એ સભામા જતો ને ત્યા થતા કાર્યને ધ્યાનપૂર્વક જોતો. સમાજમા પ્રાર્થનામાળામાના એકાદ બે પદ ગંધર્વ ગાતો ને પછી ઉપદેશ કરવામા આવતો. પરંતુ પ્રાર્થનાસમાજ પ્રતિ જેવો ઉત્સાહ અમદાવાદમા હતો તેવો ઉત્સાહ સુરતમા જોવામા આવ્યો નહિ, કારણ એ સમાજ પ્રતિ લોકોનો ઉત્સાહ ઘણો મોળો જણાયો. આથી એ સમાજ સુરતમા

ક્ષાંબું આયુષ્ય ભોગવી શકી નહિ, દિવસે દિવસે લોકોની હાજરી પણ ઓછી થતી ગઇ ને આખરે તે મરણશરણ પણ થઇ.

પ્રાર્થનાસમાજના કાર્યવાહકોની કે સભ્યોની સ્ત્રીઓ ખરા દિલથી સમાજમાં ભળે નહિ ત્યાં સુધી સમાજ કાચા પાયા ઉપર છે અને સમાજનો મહાન હેતુ પાર પડવાનો નથી એવું મંતવ્ય મહીપતરામનું ને એમનાં ધર્મપત્નીનું હતું, ને તેથી એ બન્ને જ્યાંઓ અન્ય સ્ત્રીપુરૂષોને સમાજમાં તેડી જવા લાગ્યાં હતાં ને એ રીતે તેમણે સમાજની સંખ્યાની વૃદ્ધિ કરી હતી. જ્યાં જ્યાં તેઓ રજામાં જતાં ત્યા ત્યાં નીડરપણે સમાજના હેતુ તથા તેનો લાભ લોકોને કહેતા ને ઉપદેશ પણ આપતાં. સન ૧૮૭૮ મા તે બન્ને ધણીધણીઆણી પેટલાદ, સોજીત્રા, વડોદરા, ભરૂચ, અંકલેશ્વર અને સુરતની પ્રાર્થનાસમાજોના દર્શન કરવા ગયા હતા તે વખતે તેમને એવા પ્રસંગો મળ્યા હતા. મહીપતરામે કહ્યું છે કે એ વેળા તેણે મારા કરતા વધારે છુટથી બ્રાહ્મધર્મના સિદ્ધાંત જણાવ્યા. સોજીત્રામા ઘણીક સ્ત્રીઓ મળવા આવી તેમને તેણે પરમેશ્વરની માનસિક ભક્તિ અને સદાચરણ વિષે બોધ કર્યો. મૂર્તિપૂજાની અને અવતારની વિરૂદ્ધ પોતાના વિચાર તેણે ખુલ્લી રીતે જણાવ્યા. ભરૂચમા તથા સુરતમા સ્ત્રી સમાજોમા ઘણી સ્ત્રીઓ જોડે પ્રાર્થના સમાજની પદ્ધતિ પ્રમાણે ઇશ્વરઉપાસના કરી અને સમાજના સિદ્ધાત જણાવ્યા સને ૧૮૭૭ મા ખેડાની પ્રાર્થનાસમાજની સંવત્સરી ઉજવવાને તથા ત્યા ઉપદેશ આપવાને મહીપતરામ ખેડે ગયા હતા. આ પ્રમાણે મહીપતરામે પ્રાર્થનાસમાજનો બહોળો વિસ્તાર થવાને માટે તન, મન અને ધનથી શ્રમ ઉઠાવ્યો હતો.

પ્રાર્થનાસમાજમા ઉપદેશ આપવાની મહીપતરામની રીત કાંઇક વિચિત્ર હતી. એ સંબંધમા રા. નરસિંહરાવે ચિત્ર આપ્યું છે તેજ અત્રે લેવું મને યોગ્ય જણાય છે, કારણ કે એથી જ મહી-

પતરામના ભાષણો તથા એમના ઉપદેશો કેવા પ્રકારના હતાં તેનું તાદશ ચિત્ર પ્રત્યક્ષ થશે. " સાદી સરળ, ગુજરાતી ભાષાશૈલીની હિમાયત મહીપતરામ પૂર્ણ બળથી કરતા હતા, અને પોતાના મતનો વિનિયોગ કરવામા ' કેડે ' ઇત્યાદિ અનાગરિક શબ્દો એમની શૈલીના ચિહ્નરૂપ બન્યા હતા. ભાષણો, વ્યાખ્યાનો વગેરેમા દૃષ્ટાન્તાદિકમાં સંસ્કૃત સાહિત્ય વગેરેનો આશ્રય કરવાને બદલે સામાન્ય સાદા, નિત્ય જીવનમાથી સામગ્રી મહીપતરામ હંમેશા લેતા હતા. એમના પ્રાર્થના-મંદિરમા થતાં વ્યાખ્યાનો વિશે એક જણે એમ કહેલું કે " કાછીયા, ડોશીવાણિયા, સુતાર, લુહાર વગેરેનો ઉલ્લેખ આવે નહિ તો મહીપતરામનુ વ્યાખ્યાન નહિ. " આ વિનોદ-વચનમા કાંઇક અત્યુકિત હશે, નિરાધારતા છેક ન્હોતી. સાદી શૈલી તરફની મહીપતરામની ભકિતને અંગે આવતા દૂષણો એમને વિચાર શૈલીમા રહેલા આવેશ અને જોશને લીધે ઘણીવાર દબાઇ જતા "

મહીપતરામની ઇશ્વર તરફ શ્રદ્ધા અચળ હતી. સંકટ સમયે પ્રભુની પ્રાર્થના કરવા પોતે બેસી જતા. એવા એક પ્રસંગનો મને અનુભવ થયેલો યાદ છે. મહીપતરામને ઘેર ઉછરીને મોટા થયેલા એમના ભાણેજ ને મારા કાકા શ્રીધરરામ સને ૧૮૭૭ મા સખ્ત બિમાર પડયા હતા એમને જરા સારૂ થયુ એટલે એમને હવાફેર લઇ જવાને દાકતરોની સલાહ મળ્યાથી મહીપતરામનું આખુ કુટુંબ અને અમારૂં કુટુંબ પારડી પાસે કોલક કરીને ગામ દરિયાકાંઠે આવેલું છે ત્યા ગયું હતું કોલકમા કાંઠા આગળ બે ઝુંપડા હતા. તેમા અમે બધા રહેતા. સ્હવાર સાંજ કાંઠે કાંઠે રેતીમા ખુલ્લી હવા લેવાને અમે ફરવા જતા, ને મહીપતરામની ભકિતની તથા ઇશ્વરોપાસનાની વાતો સાંભળતા હતા. મારા કાકાની તબીયત હવાફેરને લીધે ઘણી સુધર્યા પછી એક દિવસે વહાણમા બેસી કોલકની ખાડી ઓળંગી દરિયે જવાની સર્વની ઇચ્છા થયતે અમે બધા વહાણમા બેઠા. વહાણ ખાડી

વટાવી દરિયામાં પેઠું ન પેઠું એટલામાં ચક્કર ચક્કર ફરવા લાગ્યું. આથી બધાના મન બહુ ઉંચા થયા. આમાંથી બચવાની ને જીવતા રહેવાની આશા બધાએ મૂકી સમય બારીક હતો. ખલાસીઓ પણ ગભરાયા, પણ તેમણે હિમ્મત છોડી નહિ વહાણને હલેસા મારી મારીને કોઇ પણ રીતે તેને વમળમાંથી બહાર કાઢવાને માટે તેમણે ઘણી મહેનત કરી. એ વખતે મહીપતરામ પ્રાર્થના કરવા બેસી ગયા હતા. તે વખતની એમની મૂર્તિ તથા એમનું સ્વરૂપ મને અત્યારે પૂરેપૂરૂં સ્મરણમાં આવે છે. થોડીવારમાં વહાણ વમળમાંથી નીકળ્યું ને ખલાસીઓએ ખુશીનો પોકાર કર્યો આ વેળા તેમના આનંદનો પાર નહોતો અમે બધાએ પણ એ વખતે પરમેશ્વરનો પાડ માન્યો હતો મહીપતરામે આગળ જવા બહુ કહ્યું, પરંતુ સ્ત્રી વર્ગનો વિચાર પાછા ફરવાનો થયાથી બધા કિનારે સુખરૂપ આવી પહોચ્યા, આ પ્રમાણે પરમેશ્વર પ્રત્યે તેમની અચળ શ્રદ્ધાને પરિણામે સારે અથવા નરસે પ્રસંગે તે હમેશાં પ્રભુપ્રાર્થના જ કરતા હતા

---

# સંસારસુધારો.

સત્તરમા સૈકામા અંગ્રેજ વેપારીઓ હિંદુસ્તાનમા વેપાર અર્થે આવ્યા ને તેમણે પોતાની કોઠી પ્રથમ સુરત શહેરમાં નાખી તે વખતે સુરત શહેરની જાહોજલાલી હાલના મુંબઇની જાહોજલાલી જેવી હતી. એ વખતે સુરત સોનાની મુરત કહેવાતું. એ પછીના સૈકામા સુરત તૂટયું ને મુંબાઇ વધ્યું. એથી સુરતનો બધો વેપાર મુંબાઇ તણાયો ને સુરતના વેપારીઓ મુંબાઇ જઇને વસ્યા આ પ્રમાણે સુરતમા રોજગાર ઘટી ગયો, ને તેથી લોકો નિરુદ્યમી ને સુસ્ત બન્યા. સુરતના લોકો દિલે નિખાલસ, ખાવેપીવે શોખીન, સ્વભાવે ટીખલી મશ્કરીખોર, આનંદી ને મોજશોખમા પાયેલા એટલે કહેવાય લાલા. જ્યાં સુધી ધંધોધાપો સુરતમા મળતો ત્યા સુધી તેઓ ઉદ્યમી રહેલા, પરંતુ સુરતનો વેપાર તૂટી ગયા પછી ઘણાખરા નિરુદ્યમી થયેલા. તેઓ પોતાની જન્મસિદ્ધ પ્રકૃતિ પ્રમાણે મોજશોખમા પડયા ને પરિણામે ગાનતાન, ભાગ, ગાજો, દારૂ વગેરેના વ્યસની થયા. એ બદી ઉચ્ચનીય વર્ણમા પણ ફેલાઇ આ કુટેવમાથી પ્રજાને બચાવવાને માટે સુધારકો પ્રયાસ કરવા લાગ્યા. મહીપતરામ પોતે સંસારસુધારક હતા, એટલે એ પણ સુધારકોની ટોળીમા ભળ્યા. એ સમયે સુરતમા પરહેજગાર નામની મંડળી સ્થપાઇ હતી ને તેના ઉત્સાહી નેતા દુર્ગારામ મહેતાજી હતા. મહીપતરામ પણ એ મંડળના સભ્ય બની દુર્ગારામને મદદ કરવા લાગ્યા. એ બન્ને આગેવાનોએ મળી કેફી પીણા વિરુદ્ધ યુદ્ધ મચાવ્યું, ને દારૂ, તાડી, ભાગ, ગાજો વગેરે કેફી પીણા પીને આખો લાલચોળ બનાવી લોકો મસ્ત ફરતા હતા તેમને એ કુટેવમાથી

ઉગારવાનો પ્રયત્ન પોતાનાથી બને તેટલો કરવાને બન્નેએ અથાક શ્રમ લીધો. એમના આ પ્રયાસને અંતે એમને વિજય મળ્યો. માણેકજી નામના પારસીને દારૂ તાડી પીવામાથી તેમણે ઉગાર્યો. આ ઉપરથી એમ કહી શકાય કે મહીપતરામ પોતે એવા કેફી પીણાની વિરુદ્ધ હતા, એટલુંજ નહિ પણ તે સર્વ બાબતમા મિત રહેતા. એ વિલાયત ગયા હતા. વિલાયત વિષે એમ કહેવાય છે કે ત્યાં અતિશય ઠંડી પડતી હોવાને લીધે લોકોને શરદી થવાનો ભય ઘણો રહે છે, તેથી એવી શરદી ન થાય તેટલા માટે લોકો દારૂ પીને પોતાનું શરીર ગરમ રાખે છે. એમાં સત્ય કેટલું હશે તે તો કહી શકાતું નથી. તો પણ ત્યાં દારૂનું વ્યસન ઘણું હોય છે ને દારૂ પીવો એ ત્યા અનીતિ મનાતી નથી એવું સાભળ્યું છે. મહીપતરામે વિલાયત જઈ દારૂનો ઉપયોગ કર્યો હતો કે નહિ તે કહેવાને આધાર નથી, તથાપિ વિલાયતથી પાછા ફર્યા પછીની તેમની રહેણીકરણી તથા તેમના આચારવિચાર ઉપરથી એટલું તો કહી શકાય છે કે એમને કેફી પીણા પ્રતિ તિરસ્કાર હતો, ને તેથી એ વ્યસન એમને ગળે બંધાયું નહિ હોય ને બંધાયેલું પણ નહોતું.

મહીપતરામનું લગ્ન તો છેક નાની ઉમ્મરમા જ થયું હતું, તથાપિ તે બાળલગ્નની વિરૂદ્ધ હતા. એમણે પોતેજ કહ્યું છે કે "એ સમયે મારૂં વય છ વરસનું અને મારી પત્નીનું પાચ વરસનું હતું. પરણવું એટલે શુ તે અમે બેઉ સમજતા નહિ." બાળલગ્નની બદી તો એને આપ વીતી હતી. પરંતુ એમના આ બાળ વયમાના લગ્નને માટે એ પોતે જવાબદાર કે જોખમદાર નહોતા. બાળવયમા જ પુત્રના કે પુત્રીના લગ્ન કરી દેવા એવા જ વિચારની તે સમયની સમાજ હતી. નાનપણમાં પુત્રપુત્રીના લગ્ન ન થાય તો ન્યાતના લોકો તથા સગાવહાલાઓ ઠૂંપી ખાય એવી માન્યતા આખા ગુજરાતમા પ્રચલિત હતી ને તેથી બાળલગ્નો તો

સામાન્ય હતા. દીકરાદીકરીનું પરણેતર એજ માબાપને લ્હાવો લેવાનું મનાતું. ઢીંગલાઢીંગલીને પરણાવવા એ ખૂબી મનાતી. એમા જ માતપિતા પોતપોતાનું કર્ત્તવ્ય સમજતા. જોડું સુખી થશે કે દુઃખી તેનો વિચાર જ કરવામા આવતો નહિ. કજોડું શું એ એમના ખ્યાલમા જ આવતુ નહિ. વર નાનો હોય ને વહુ મોટી હોય તો પણ શુ ? તેથી બગડયુ શું ? જ્યા ત્યાથી લાકડે માકડું વળગાડવું એટલે પત્યું. મામાપે પોતપોતાનો ધર્મ બજાવ્યો આવાજ વિચારો તે સમયની સમાજના હોય ને તેથી બાળલગ્ન થતા હોય તેમા વિવાહિત સ્ત્રીપુરુષનો દોષ શી રીતે કાઢી શકાય ? વિવાહ કરતી વખતે પુત્રની કે પુત્રીની સમતિ લેવામા આવતી જ નહિ પુત્રને કે પુત્રીને ભણાવવાની કે સારી રીતે કેળવવાની દૃષ્ટિ જ નહોતી. દૃષ્ટિ માત્ર વેલો વધારવા પ્રતિ જ હતી એટલા માટે મહીપતરામના લગ્નમા એ પોતે નિરપરાધી હતા મહીપતરામે પોતેજ કહ્યુ છે, કે અમારા બન્નેના કાઠા નાના હોવાથી કજોડાની પીડા પામ્યા નહિ એમની તથા એમના ધર્મપત્નીની ઉમ્મર વચ્ચે એક વર્ષનો તફાવત હતો એ તો હજી ઠીક હતુ, પરંતુ ધણીના કરતા ધણીઆણીની ઉમ્મર મોટી હોવાના દાખલા ઘણા હતા. આ પ્રમાણે બાળલગ્નનો પ્રચાર તે સમયમા વિશેષ હતો ને તેથી કજોડા ઘણા જોવામા આવતા હતા એ કજોડાને લીધે સ્ત્રીપુરૂષો બન્ને દુખી રહેતા ને તેમનો સસાર સુખી નીવડતો નહિ, એટલુ જ નહિ પણ જે વેવાઇઓએ મિત્રભાવે દીકરાદીકરીના વિવાહ કરી બે વચ્ચેનો સબધ ધાડો કે નિકટનો કર્યો હોય તે મિત્રતાનો સબંધ લગ્ન થયા પછી વૃદ્ધિ પામતો નહિ, પરતુ તેમા તુટ પડતી સમાજની આવી અધમ દશા સુધારવાનો વિચાર સુધારકોનો થયો. એ સુધારકોમા મહીપતરામ, નવલરામ, નર્મદાશંકર વગેરે મુખ્ય હતા. મહીપતરામે નવલરામ તથા દલપતરામ કવિ પાસે કજોડા વિષે કાવ્યો તથા ગરબીઓ રચાવી તે ગરબીઓ કે કાવ્યો

કન્યાશાળામા ગવાતા કર્યાં ને એથી સમાજમા સુધારો થશે એમ માન્યું. એ ઉદ્દેશ કેટલેક અંશે પાર પડયો પણ ખરો. મહીપતરામે પોતાના ઘરમા પુત્રોના લગ્ન બાળવયમાથી નહિ કરવા એનુ પાલન કર્યું હતું.

લગ્નાદિ શુભ પ્રસગોએ જોડકણા ગાવાનો રિવાજ મહીપતરામને પસંદ નહોતો. એવા મહાન ઉત્સવોને પ્રસગે જોડકણાં ગાઇ સામા પક્ષને વ્યગમા બોલરૂપી ચાબખા મારવા કે ઉઘાડી ગાળો દેવી ને એ રીતે બે સંબંધીઓના મન ઉંચા કરવા તથા બે વચ્ચે વિરોધ ઉભો કરવો એની વિરુદ્ધ કોઇ પણ સમજુ ને કેળવાયેલો પુરુષ હોયજ, તેમ મહીપતરામ પણ એ રિવાજની વિરૂદ્ધ હતા. લગ્ન વખતે ગીતો ગાવાનો રિવાજ લગભગ બધી જ્ઞાતિમા હોય છે. ગીતો ઉત્સવ વખતે જ ગવાતા હોય છે. તે એક પ્રકારની ખુશાલીનું સૂચન છે. સ્ત્રીવર્ગને તે એક પ્રકારનો આનંદ ને લ્હાવો છે પરંતુ મહીપતરામને એ ગમતું નહોતું. કારણ લગ્નની ખુશાલીમા એવા ગીતો ગાઇ એક બીજા વચ્ચે બેદિલી ઉત્પન્ન કરવા વિરૂદ્ધ તે હતા. એથી એમણે એમના પુત્રોના લગ્ન સમયે મંગળાચરણ ગાવાની રૂઢિ દાખલ કરી હતી. એ પદ્ધતિ સમજુ ને શિક્ષિત વર્ગમા ત્યારથી પ્રચલિત થઇ છે. ઉચ્ચ વર્ણમા કે કેળવાયેલી સમાજમા એ નઠારો રિવાજ ઓછો થઇ ગયો છે, તથાપિ અભણ, અણસમજુ ને નીચ વર્ણમા તો લગ્નના ગીતો ગાવાના અનિષ્ટ રિવાજમા ઝાઝો ફેર પડેલો જણાતો નથી. લોકો જેમ જેમ કેળવાતા જશે, સારાસારનો વિચાર કરતા થશે, તેમ તેમ એ રિવાજ બધ થશે એવો એમને વિશ્વાસ હતો, તે કહેતા કે સમાજ અન્યનું અનુકરણ કરનારી છે. બીજાનું જોઇ તે પ્રમાણે વર્તવાનો સ્વભાવ મનુષ્યનો હોય છે, તેથી કોઇએ પોતાને ઘેર કે જ્ઞાતિમા અમુક નવીનતા દાખલ કરી તેનુ દષ્ટાંત લઇ અન્ય પુરૂષોને તે પ્રમાણે વર્તવાની કે તેમા વળી પોતાની રુચિ પ્રમાણે નવીનતા દાખલ કરવાની વૃત્તિ

થાય છે મનુષ્યમાત્રના મનનું આવું વલણ હોય અમુક જ્ઞાતિમાં અમુક અમુક રિવાજ પ્રમાણે વર્તન ચાલતું હોય તો તે પ્રમાણે વર્તવાને અથવા તો તેમાં થોડો ફેરફાર કરી એનો કે એને મળતો આવતો રિવાજ ઘુસાડવાની વૃત્તિ બીજી ન્યાતોમાં થાય ને એ પ્રમાણે સુધારાની પ્રગતિ થાય સંસારસુધારાની બાબતમાં માત્ર પહેલ કરનાર કોઇ નીકળવો જોઇએ એવો કોઇ આગેવાન થયો કે તેનું અનુસરણ થવાનું જ એવું એમનું મંતવ્ય હતું, ને તેથી સંસારસુધારાની બાબતમાં પોતે આગેવાની લીધી

<u>વિધવાવિવાહના પક્ષમાં મહીપતરામ</u> હતા પુરુષ વિધુર થયા પછી પુનર્લગ્ન કરી શકે ને સ્ત્રી વિધવા થયા પછી ફરી પરણી સધવા થઇ ન શકે તેનું કારણ તે સમજતા નહિ વિધવાવિવાહ પ્રતિ ન્યાતજાતનું બંધન અનિષ્ટ છે, એથી અનીતિ થાય છે ને વ્યભિચાર વધે છે એવો એમનો મત હતો વિધવાવિવાહ શાસ્ત્ર વિરુદ્ધ છે એવું તે માનતા નહિ જે સ્ત્રી વૈધવ્ય સ્થિતિનું પાલન બરાબર કરી શકે, અનીતિને રસ્તે ચઢે નહિ ને બાળહત્યાદિ પાપ કરે નહિ તે ભલે પુનર્લગ્ન કરે નહિ, પરંતુ જે વિધવાને સંસારમાં ફરી પડવાની ઇચ્છા હોય તેને પુનર્લગ્ન કરવાને માટે કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ હોવો જોઇએ નહિ પરંતુ એને માટે ન્યાતની રૂઢિનું બંધન છે, શાસ્ત્રની મના નથી બાળલગ્નની રૂઢિને લીધે દેશમાં વિધવાની સંખ્યા પણ વધી પડે છે વળી સ્ત્રી વિધવા થાય એટલે ચાંદલો, ચોટલો, ચુડી, ચોળી વગેરે સૌભાગ્યના શણગારો તેણે ઉતારી નાખવા જોઇએ વેશ ઉતરાવવો જોઇએ ને એ પ્રમાણે શરીરને કદ્રૂપું કરવું જોઇએ એવા લોકોના વ્યવહાર વિરુદ્ધ મહીપતરામ હતા પ્રાચીન સમયમાં આવા નિંદ્ય રિવાજ વૃદ્ધોએ કે સમાજે પાડ્યા હશે તે અમુક વિચારે હશે, પરંતુ જેમ જેમ

કેળવણીનો પ્રચાર થતો જાય, જેમ જેમ સમાજ સુધરતી જાય, જેમ જેમ આવા નિર્દય ને જંગલી રિવાજ પ્રતિ લોકોનો તિરસ્કાર વધતો જાય, જેમ જેમ નીતિનો ઉચ્ચ આદર્શ સ્ત્રી પુરુષોના હૃદયમાં પ્રકટે, જેમ જેમ બાળહત્યા અટકાવવાના વિચારો સ્ફુરે, તેમ તેમ આવા જંગલી ને નિંદ્ય રિવાજો બંધ થવા જ જોઇએ ને તેને અટકાવવાને તેની સામે યુદ્ધ મચાવવું જ જોઇએ, ને જે વિધવાને પુનર્લગ્ન કરવાની ઇચ્છા હોય તેને યોગ્ય વર શોધી આપી તેનું પુનર્લગ્ન કરાવી આપવાને તેને સહાયતા આપવી જોઇએ એવો મહીપતરામનો ઉપદેશ હતો. જેમ જેમ વિધવાઓ પુનર્લગ્ન કરશે તેમ તેમ દેશમાંથી અનીતિ પણ ઘટી જશે ને તેથી સમાજની સ્થિતિ સુધરશે. આવું એ કહેતા હતા.

દક્ષિણ મહારાષ્ટ્રમાં વિધવાવિવાહ ઉત્તેજક મંડળ સ્થપાયું હતું. તે મંડળનો કાગળ અમદાવાદ આવ્યો હતો. તે ઉપર વિચાર કરવાને માટે જે મિત્રમંડળ નિમાયું હતું તેમા મહીપતરામ પણ એક સભ્ય હતા. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે, કે મહીપતરામ વિધવા-વિવાહને ઉત્તેજન આપનારા પુરુષ હતા. પરંતુ એ વિષયને અંગે મહીપતરામ સુરતની નાગરી ન્યાતની તેમજ સમાજની બત્રીશીએ ચઢયા હતા. એમના બે પુત્રોની વધૂઓ સ્વર્ગવાસી થઇ હતી. સુરતની નાગરી ન્યાત તેમજ બીજી ન્યાતો પણ મહીપતરામના વિધવાવિવાહના વિચારોની વિરૂદ્ધ હતી. તેથી જે વખતે એમના પુત્રોની વહુઓ મૃત્યુ પામી તે વખતે મહીપતરામ એ પુત્રોના લગ્ન કોઇ વિધવા સાથે કરશે એવી વાતો લોકો કરવા લાગ્યા હતા તથા મરકડાના બોલ પણ બોલવા લાગ્યા હતા. મહીપતરામે એ પુત્રોના લગ્ન વિધવા સાથે ન કર્યાં, એટલે નાગરી ન્યાતને તથા લોકોને વ્યંગવચનો બોલવાનું કારણ મળ્યું. સંસારસુધારક દુર્ગારામ મહેતાજીએ વિધવાવિવાહના પક્ષમા ઝુંડો પકડયો હતો, ને તે ચકલે ચકલે ઊભા રહી ભાષણો કરતા હતા ને

ફરી પરણ્યા ત્યારે કુમારી કન્યને તે વખતે મહીપતરામે એમના મનની નિર્બળતા વિષે સખ્ત લખાણ કર્યું હતું, તો પછી પોતાને ત્યાં એવા પ્રસંગ આવ્યા ત્યારે પોતે કેમ સબળ હોઇ નિર્બળ થયા ને પોતે કેમ પહેલ કાઢી નહિ એવા બોલબાણો લોકો મારવા લાગ્યા, ને કહેવા લાગ્યા, કે એ તો બાઇ પારકે ભાણે જ લાડુ ગળ્યો લાગે ! પારકા છોકરાને જતિ કરવાને સૌ કોઇ તૈયાર થાય, પણ પોતાના છોકરાને જતિ કરવાને કોણ આગળ પડે ! એવાં વ્યંગ વચનો બોલવા લાગ્યા તથા ડાહી સાસરે ન જાય પણ ઘેલીને શિખામણ દે એવું એમને વિષે ઉઘાડે ચોક ઉચ્ચારવા લાગ્યા મહીપતરામના અડગ તથા બોલવું તે પ્રમાણે ચાલવું એવા સ્વભાવમાં અહીં સ્ખલન થયું હતું, એમ કોઇ ધારે, પરંતુ પુત્રોને વિધવા સાથે નહિ પરણાવવાના સબળ કારણો હશે તેથી જ તેમણે એ માર્ગ લીધો નહિ હોય એમ કેમ કહી ન શકાય ? લોકોના બોલબાણોના પ્રહાર ખમીખમીને મહીપતરામ રીઢા બની ગયા હતા, એટલે એમણે એવાં વ્યંગવચનોની જરાએ દરકાર કરી નહિ ને પોતે લીધેલા માર્ગમાંથી તે જરા પણ ખસ્યા નહિ અજાણ, બિનકેળવાયેલા લોકો ઇર્ષાને લીધે પોતાને ફાવતું આવે તેમ બોલે, પણ તેથી નાહિમ્મત થઇ ડરી જઇએ તો સુધારાનું કાર્ય થઇ શકે નહિ, માટે જે કાર્ય લોકહિતને માટે હોય તે કરવાને લોકોના બરડાટના બોલોની જરા પણ દરકાર કર્યા વિના તે કાર્ય કર્યે જવાથી તેમાં કદાપિ તાત્કાલિક જય મળે નહિ તથાપિ અંતે તો વિજય હોય છે મહીપતરામ એવા એવા વ્યંગઉચ્ચારણો પ્રતિ લક્ષ આપતા નહિ ને વિધવાઓના લગ્નસમારંભમાં પણ પોતે આગેવાની લઇ તે કાર્ય પરિપૂર્ણ કરવાને માટે તેમાં શામીલ થતા હતા.

મહીપતરામને હસ્તક સત્યપ્રકાશનું તંત્રીપદ આવ્યું હતું, ત્યારે સંસારસુધારાને અંગે જે જે વિષયો ઉપર એમણે લખાણ લખવા

આરંભ્યા હતા તે વિષે એમણે કહ્યું છે કે "મે પણ સ્વદેશીઓના કુચાલ પર હુમલા જારી રાખ્યા ધરખટલામાં સાસુવહુની લડાઇથી ક્લેશ થાય છે બાળલગ્નથી ખરાબી થાય છે, હોળીના ભાડથી અને લગ્નના ફટાણાથી અનીતિનાજ બીજ રોપાય છે તે તથા બીજી ઉપયોગી બાબતો ઉપર જોશથી લખાણ કરી પત્રની આબરૂ હતી તેવી જાળવી રાખવાની મે યથાશક્તિ કોશીષ કરી '

સાસુવહુ વચ્ચેના અણબનાવ વિષે તથા વહુ ઉપર પડતા જુલમની બાબતો વિષે તો 'સાસુવહુની લડાઇ' એ નામના એમના પુસ્તકમાં એમણે લબાણથી વિવેચન કર્યું છે એ પુસ્તક સંસારની સ્થિતિનું એક ચિત્ર છે સંસારમાં ચાલતો અનિષ્ટ અને નિંદ્ય રિવાજ ઉઘાડો પાડી સંસારમાં સુધારો કરવાના વિચારેજ તે યોજવામાં આવેલું જણાય છે એ વિષે વિશેષ હકીકત તો એમની સાહિત્યસેવા એ મથાળા તળે કહેવામાં આવેલી છે, તેથી અત્રે સાસુવહુ વચ્ચેના કુસંપ વિષે થોડું બોલી સંતોષ માની લઇશું

મહીપતરામ સંસારસુધારક હતા સંસારવ્યવહારમાં તેમને જે જે અનિષ્ટ લાગ્યું તેમાં સુધારો કરવાની તેમની તીવ્ર વૃત્તિ હતી. હિંદુઓમાં એમના સમયમાં બાળલગ્નો થતા હતા સમાજ પણ અશિક્ષિત હતો, નિરક્ષર હતો જ્યાંસુધી વહુ બાળક હોય ને સાસરે રહેતીમૂકતી ન હોય ત્યાં સુધી તેને અતિશય લાડ લડાવવાનો તથા તેનું સન્માન કરવાનો રિવાજ હિંદુસંસારમાં પ્રચલિત છે કન્યા પરણીને સાસરે રહેવા લાગી કે તે ઘરની રહેવાસ થાય છે આપણામાં કહેવત છે કે વહુ, વહ્નિ ને વરસાદ એ ત્રણે બરાબર. વહુ ઘરનો ભાર ઉપાડે, સાસુનું મન અનેક પ્રકારે રીઝવે, તોપણ સાસુના મનને વહુ તે વહુજ વરસાદ વરસે ને તે લાગલાગટ વરસ્યા જ કરે તો લોકોની તે ગાળ ખાય ને વરસે નહિ તોપણ તેને માથે ગાળોનો

વરસાદ વરસે. તે જ પ્રમાણે દેવતા સળગે નહિ તો તેને ગાળ પડે ને સળગીને ભડકો થાય તોપણ તેના તરફ ગુસ્સો ચઢે ને તેને સાંભળવાનું થાય. તેમ જ વહુ ઘરનાં કામકાજ કરે, આખો દિવસ ઉભી ને ઉભી રહી ઘરનાં બધાં માણસોનું મન સંપાદન કરે, તોપણ ને કદાપિ ન કરે, તોપણ સાસુનણંદનાં મેણાં તેને સાભળવાં પડે. વહુ ગરીબડી ગાય જેવી હોય તથાપિ સાસુનણંદને તે સારી ન લાગે. કૌમાર અવસ્થામાં તેની તરફ જે લાડ, જે હેત સાસુનણંદ તરફથી બતાવાતાં હોય તે પરણીને સાસરે આવ્યા પછી બદલાઇ જાય. કારણ એમ કહેવાય છે કે સાસુ વહુ જોગી તો હોય જ. વહુ બોલે આલે નહિ, તોપણ સાસુનણંદ તેને અનેક રીતે સંતાપે. દીકરો વહુનો થઇ ગયેલો ને વહુસુખો કહેવાય. ધણીધણીઆણી વાતચીત કરતા જોવામા આવે ને તે વાતચીત માત્ર સાધારણ હોય, તોપણ સાસુનણંદના મનમાં એમને વિષેની વાતો તથા કુથલી જ આવે. વિશ્વાસનું સ્થાન અવિશ્વાસ લે. વળી, ધણીધણીઆણી વચ્ચે ઉમ્મરનો તફાવત ઘણો થોડો. તે એટલે સુધી કે વખતે વહુ વરના કરતા મોટી હોય. એટલે જે સમયે વહુ સાસરે રહેવા જેવડી થાય ત્યારે ભાઇના મ્હોડા ઉપર તો માનું દૂધ ગંધાતું હોય. તે સંસારવ્યવહારમા સમજતો પણ ન હોય. દીકરો રળતોકમાતો હોય કે નિશાળે ભણતો હોય ને તેથી તે ઘરની બહારનો બહારજ રહેતો હોય. વહુ ઘરમાની ઘરમા જ હોય. સ્હવારથી સાંજ સુધી તેને સાસુ નણંદની સાથે લમણા ઝીકવાના. દીકરો કામકાજેથી સાંજ ઘેર આવે ત્યારે વહુની ફરિયાદ તેના મોઢા આગળ થાય. રોજને રોજ આવી ફરિયાદો થાય એટલે કાકરે કાકરે પાળ બંધાય ને ટીપે ટીપે સરોવર ભરાય એ ઉક્તિ પ્રમાણે ભાઇના દિલમા વહુનો વાક વસે ને તેનો ઉપાય તે ચૌદમું રતન લે. ધણી સ્રીને ધીબે ને બે વચ્ચે કંકાસ ઊભો થાય. એમ કરતા વહુને પુત્રની પ્રાપ્તિ થાય તો તેનાં

માન પાછા ઘરમા વધે ને કદાચ તેને સતતિ ન થઇ તો પછી તેના ભોગ જ ફરી વળે પ્રજા થવી ન થવી એ વહુની સ્વાધીનતાની વાત નથી, પરતુ એ તો ઇશ્વરની મરજીની કે દૈવાધીન બાબત છે પરતુ એવો વિચાર નહિ કરતા વહુને માથે પસ્તાળ પડે, તેને ઉચ્છેદિયણુ ગણે, તેના પગલા ખરાબ ને અશુભ મને, તેને અનેક કુવચનોથી વધાવે ને તેનુ મ્હોડુ પણ કોઇ મ્હવારમા જુવે નહિ આવી ' દયા જનક સ્થિતિ વહુની હોય છે આવી સ્થિતિ પોતાની જોઇને વહુ પણ પુત્ર પ્રાપ્તિને માટે અનેક ઉપાયો લેવાને પ્રવૃત્ત થાય તે દોગ-ધાગા કરાવે, તાવીજો બાધે, મત્રેલા પાણી પીએ, પીર દગાની માનતા લે, બાધા રાખે, બ્રાહ્મણો પાસે જોશ જોવડાવે ને બ્રાહ્મણોના સમજાવ્યાથી અનેક દાનધર્મ કરે ને વખતે અનીતિને રસ્તે પણ ચઢે આવો ગૃહસસાર નીચ વર્ણમા અને અશિક્ષિત વર્ગની અદર બહુધા મહીપતરામના જોવામા આવેલો હશે. એ સાથે એમને જાતિ અનુભવ પણ થયેલો કારણ એમના પત્ની પાર્વતીકુવરની ઉમ્મર ઘણી મોટી થઇ હતી તે છતા એમને સતતિ થઇ ન હતી તેથી મુંબાઇમા જે વખતે મહીપતરામ નોકરીએ હતા તે વખતે જે માળામા તે રહેતા હતા ત્યા રહેતી બીજી સ્ત્રીઓએ પાર્વતીકુવરને મત્રેલુ પાણી પીવાને ઘણો આગ્રહ કર્યો હતો, પરતુ સમજુ બાઇએ એવુ અનાચારનુ પગલુ ભર્યું નહોતુ પોતાના પતિની સમતિ લીધા વિના કોઈ પણ કાર્ય કરવુ નહિ એવો એમનો નિશ્ચય હતો તેથી તે માળાની સ્ત્રીઓના સમજાવ્યા પ્રમાણે વર્તવાનુ તેને અઘટિત લાગ્યુ એ સ્ત્રીઓએ એમને એવી બાબતમા ઘરના ભાયડા શુ સમજે, એમા તો સ્ત્રીઓએ પોતેજ ધણીને કાને નાખ્યા વિના કરી લેવાનુ હોય એની સલાહ પણ આપી, પરતુ પાર્વતીકુવર કશાથી સમજ્યા નહિ ને અડગ રહ્યા પરમેશ્વરનું કરવુ એવુ કે એજ વર્ષમા પાર્વતીકુવરને ગર્ભ રહ્યો એમણે બ્રાહ્મણનુ મત્રતુ પાણી

પીધું હોત તો અજ્ઞાન સ્ત્રીઓ એમજ કહેત કે બ્રાહ્મણના મંત્રેલા પાણીથી એમને ગર્ભ રહ્યો ને તેથી એ બ્રાહ્મણ ઉપર અજ્ઞાન સ્ત્રીઓની શ્રદ્ધા વધત અને લોભીઆ હોય ત્યાં ધૂતારા ભૂખે ન મરે એ ઉક્તિ પ્રમાણે બ્રાહ્મણભાઈ સ્ત્રીઓને ઠગી ખાત. જે વસ્તુ ઈશ્વરાધીન છે તેમા બ્રાહ્મણો શું કરી શકે? એ તો લોકોને ઠગીને પોતીનું પેટ ભરવાના ધંધા છે. આવી સ્ત્રીઓની બ્રાહ્મણો ઉપર અંધશ્રદ્ધાને લીધે અનીતિ ઘણી થતી હતી, તેથી એ દિશામા સુધારો ભાષણો આપીને, પુસ્તકો લખીને કે લખાવીને લોકોની આખ ઉઘાડવાનું મહીપતરામને ઉચિત લાગ્યું હતું, એટલુંજ નહિ પણ એ દિશામા એ પોતાની કમ્મર કસીને પ્રવૃત્ત થયા હતા.

ઋતુ ઋતુએ ઉજવવાના ઉત્સવો હિંદુઓમા હોય છે. શરદ ઋતુમા શરદુત્સવ, શિયાળામા મકરના સૂર્ય થાય ત્યારે મકરસંક્રાતિનો કિંવા ઉત્તરાયનનો ઉ.સવ, વસંતઋતુમા વસંતોત્સવ. એમ બીજા ઘણા ઉત્સવો પાળવામાં આવે છે. વસંતોત્સવ એજ હોળીનો તહેવાર. એ ઋતુમા ને ઉત્સવમા ફાગ રમાય છે, હોરી ગવાય છે ને ભુંડા શબ્દો બોલાય છે. હોળીના મહોત્સવમા લોકો રંગે રમે છે, કેસુડાના ફૂલોને ઉકાળી તેનો રગ બનાવી તેની પીચકારીઓ મારે છે, ને કદી રંગ હાથ ન આવે તો પછી રસ્તામાનો કાદવ, અથવા રસ્તા ઉપરની ધૂળ લોકો ઉપર નાખી તેમના કપડા બગાડે છે ને એવા પ્રકારની મસ્તી કરી આબાલવૃદ્ધ આનંદ કરે છે. આ રમત રમનારાને એક પ્રકારનો આનદ છે, પરંતુ એમા એકનો આનદ ને બીજાનો ભોગ એવુ હોય છે. પરંતુ આજથી સો વર્ષ ઉપર એટલે કે મહીપતરામના સમયમા નાના મોટા બધા જ એવા ઉત્સવોની અંદર ભાગ લેતા હતા. હોળીમા ફાગ ગાવાની, અબીલ ગુલાલ ઉડાવવાની, રંગે રમવાની, નાચ મીજ્લસની વ્યવસ્થા કરવાની તથા આવી નિર્લજ્જ રમત રમવાની રૂઢિ હતી, તેથી કોઇને એથી

ખોટું લાગતું નહોતું સુરતી લાલાઓ રાગતાનના ને સંગીતના શોખીન એટલે એવા ઉત્સવો પ્રસંગે એઓ આનંદજ માણતા હતા.

મહીપતરામનું ઘર ગોપીપુરામા સેતાનફળિયામા છે સેતાનફળિયાનો ચકલો નામીચો, મશ્કરો ને બહુ તોફાની હતો એ ચકલાની આસપાસના ઘરો પણ મુત્સદીઓના તથા સરકારી અમલદારોના હતા હોળીના તહેવારોમા એ ચકલાને ચીરીને જવાની કોઈની હિમ્મત ચાલતી નહિ, ને કદી ચીરીને જાય તો તે રંગાયા વિના રહે પણ નહિ ઘાસના કે લાકડાના ગાડા પણ એ રસ્તેથી નીકળતા નહિ, ને કદાપિ ભૂલેચૂકે આવી ચડે તો તેને હોળીઆઓ હેરાન કર્યા વિના રહે પણ નહિ, તેની પાસે હોળીમાતાનો કર —લાકડા કે ઘાસની પૂળીઓ—લીધા વિના તેમને સુખે જવા દે નહિ. એ ચકલાની આસપાસ વૈષ્ણવોના મંદિર આવેલા એટલે વૈષ્ણવોની ને પુરુષો—દર્શને આવેજાય તેઓ રંગાયા વિના કોરામોરા ભાગ્યેજ જઈ શકે. એવી તે સમયની સ્થિતિ હતી. ચકલાનુ નામ જ સેતાનફળિયુ, એટલે ત્યા વસનારા બધા શયતાન જ હોવા જોઈએ એવુ અજાણ્યા માણસોના મનમા આવે. એમની શયતાનીઅતમા તો કંઈક અંશે વજુદ ખરું, નહિ તો એવુ નામ એ ચકલાનું શામાટે પડે ? એ સંબંધમા એવુ બનેલું, કે નવાબ સાહેબના અમલ દરમિયાન દીવાનને ત્યા રાત્રે મિજલસમા નવાબસાહેબ પાલખીમા બેસીને પધારેલા નવાબસાહેબ ઉતર્યા ને ગાનતાન સાભળવામા ગુલતાન થયા. પાલખી ઉચકનારા ભોઈઓ પણ ગાયન સાભળવા રહ્યા ને તેમા મશગૂલ થયા પાલખી બારણા આગળ પડી રહી ને તેને સાચવનારું કોઈ ત્યા રહ્યું નહિ એનો લાભ લઈ, લાગ જોઈ એ મહોલ્લાના છોકરાઓએ ઉચકીને હોળીમાતા પ્રગટ્યા હતા તેની ઝાળમા તેને હોમી દીધી ને બધા પોતપોતાને ઘેર નાસી ગયા. નાચરંગમાથી પરવાર્યા પછી નવાબસાહેબ પોતાને બંગલે પાછા ફરવા નીકળ્યા, પણ

તેમણે પાલખી દીઠી નહિ. તેની તપાસ કરતા હોળામા તે બળતી જોવામા આવી. તોફાની છોકરાઓના પિતા કે સગા નવાબસાહેબના નોકરો ને તેથી તેમને આવા તોફાનથી શું વીતશે તેનો તેમણે વિચાર કીધો નહિ. પરંતુ નવાબસાહેબ ઘણા સમજુ તેથી નોકરોને બીજી સજા નહિ કરતા બીજે દિવસે એમણે એ ચકલાનું નામ સેતાનફળિયું પાડવાનો હુકમ કર્યો, એટલે તે દિવસથી એ ચકલો સેતાનફળિયાને નામે પ્રસિદ્ધ થયો અને છે.

કેળવણીનો જેમ જેમ ફેલાવો થતો ગયો તેમ તેમ બિભત્સ શબ્દો ઉચ્ચારાતા ઓછા થઈ ગયા ને અબીલ, ગુલાલ, ધૂળ વગેરે ઉરાડી લોકોના કપડાં કે મ્હો રંગવાનો તથા એક ચકલાની અને બીજા ચકલા વચ્ચેની મારામારીનો રિવાજ બંધ પડી ગયો પરંતુ મહીપતરામના સમયમા ભૂંડા શબ્દો બોલવાનો રિવાજ વિશેષ હતો ને તેથી તે બધ કરવા પ્રતિ તેમણે લખાણો લખવા માડયા હતા, તથા તે પોતાના શિષ્યોને ઉપદેશ આપવા લાગ્યા હતા. એમણે એવું કહ્યું હતું કે "હુતાશનીનું પર્વ એ વસત ઉત્સવ છે, અને સુધરેલા માણસોને લાજ લગાડે તેવું ભુંડું બોલ્યા વિના તથા ધૂળ, કાદવ અને ખાળકુંડીના પાણીથી રમ્યા વિના એ ઉત્સવ બીજી સારી રીતે થઇ શકે. બાળકો ને તરૂણો એ તહેવારમા સારી રમત-ગમત કરે તે નિર્દોષ છે, અને તેમ કરવાનો બોધ પ્રત્યેક મહેતાજીએ કરવો જોઇએ. આશા રાખવામા આવે છે કે સઘળા મહેતાજીઓ આ સૂચના મન પર લેશે. આપણે તો આપણા નિશાળિયાને ઉપદેશ કરવો કે હોળામા ભૂંડું બોલવુ નહિ, ધૂળ અને કાદવ અને ગંધાતી વસ્તુઓથી રમવું નહિ, માઠી રમતગમતનું વળણ અનીતિ ભણી છે, તેઓ મનને બિગાડે છે. તેઓ મનને ખરાબ કરે છે. આવી શિખામણ દેઇ નિશાળિયાને સન્માર્ગે ચડાવવા એ આપણા શિક્ષકોનું કર્ત્તવ્ય છે, અને નિશાળિયા તેમ વર્તે તેની તપાસ હોળીના પર્વના

સમયમા બહાર ફરવા નીકળી કરવી ઘટે છે જો યત્ન કરીએ તે થોડે દરજ્જે પ્રથમ તે પાર પડે અને પ્રતિવર્ષે તે જારી રાખવાથી તેની સારી અસર થાય "

મહીપતરામ વિનાયનથી પ છા ફર્યા તે પછી થોડા સમયમા એમના પિતાનો સ્વર્ગવાસ થયો તે વખતે દશા, અગિયારમા, બારમા ને તેરમાની ક્રિયા કરવાને સુરત ગયા હતા, એ વાત ખરી, પર શ્રાદ્ધ સ વત્સરી વખતે બ્રાહ્મણોને જમાડી દક્ષિણા આપવાથી પિતૃઓ તૃપ્ત થાય છે એવુ એ માનતા ન હતા, તેમ એ ક્રિયા કરવા બાબત એમને શ્રદ્ધા નહોતી પર તુ એ દિવસે સગાસ બ ધીઓ એકઠાં મળી મિષ્ટાન્ન જમતા, ને બ્રાહ્મણોને સ્થાને પોતાના ભાણેજોને જમાડી એ ભાણેજોને બ્રાહ્મણ વાળતા ને તેમને દક્ષિણા પણ આપતા આથી સગાસબધીઓમા ભાઇચારો વધતો મહીપતરામના મિત્ર નદશકરના ઘરમાથી પણ શ્રાદ્ધ સવત્સરી ઉજવવાનો રિવાજ બધ થયો હતો ખરો, પરતુ એ દિવસે સગાસબધીઓને આમત્રી સાથે બેસી જમવાનો જે રિવાજ અમુક અમુક સુધારકોના ઘરમા દાખલ થયો હતો તથા ભાણેજોને બ્રાહ્મણ તરીકે ગણવામા આવતા હતા ત્યા હું ભાણેજબ્રાહ્મણ તરીકે ઘણી વેળા વર્ત્યો હતો એવુ મને યાદ છે. શ્રાદ્ધપક્ષની અમાવાસ્યા પછી અશ્વિન શુદિ પ્રતિપદને દિવસે આજો સારવાનો રિવાજ ઘણીખરી ન્યાતોમા પ્રચલિત છે એને વિષે એમ કહેવાય છે કે ત્રણ સાજા તો એક આજો, એટલે કે કોઇ પુરુષનુ મૃત્યુ થાય ને તેના દોહિત્રનો પિતા તથા માતા એટલે તે પુરુષનો જમાઇ, તેની દીકરી અને તેનો દોહિત્ર એ ત્રણે સાજા હોય તો આજો સારવો જોઇએ એ દિવસે માતામહનુ શ્રાદ્ધ દોહિત્ર સારે તેને શુકન તરીકે લેખવામા આવે છે અનાદિ કાળથી ચાલી આવેલી આવી રૂઢિની વસ્તવિકતા મહીપતરામની કલ્પનામા આવતી નહોતી શ્રાદ્ધપક્ષનો ખાસ બ્રાહ્મણોએ જ યોજેલો હોવો જોઇએ,

એમ તે કહેતા. એ તો આળસુને ઉત્તેજન આપવાની એક રીત છે એમ તે બોલતા. બ્રાહ્મણો નારાયણહરિ, ધર્મની જય, બ્રાહ્મણનો આશીર્વાદ, આદિ વાકયો બોલી ઘેર ઘેર ફરી ભીક્ષા માગી ખાય ને કશો ઉદ્યમ કરે નહિ એ એમને ગમતું નહોતું. કોઇપણ જાતનો ઉદ્યમ કે ધંધો કર્યા વિના આખો દહાડો ફરતા ફરે ને ભીખ માગી ખાય એવા આળસુ ને નિરુદ્યમી માણસને દાન આપવા કરતા અનાથને, અપંગને, લૂલાલંગડા, આંધળાં કે બહેરાને દાન આપવું એ એક પ્રકારનું પુણ્ય છે, પણ આળસુને ઉત્તેજન આપવામા પુણ્ય નથી એમ તે કહેતા; ભીખારી માગવા આવે તેને મહેનત મજૂરી કરી પેટ ભરવાને માટે તે ઉપદેશ આપતા. પરંતુ જેને બાળપણથી વગર મહેનતે ભીખી ખાવાની ટેવ પડી હોય તેવા લોકોને એવો ઉપદેશ અસર કરતો નહિ. વિલાયત તે ગયેલા ત્યારે ત્યા ગરીબ, અનાથ ને અપંગ માણસોને માટે બંધાવેલા અનાથાશ્રમો તથા તેની અંદર ચાલતી વ્યવસ્થા, તેમની પાસેથી લેવામા આવતુ કામકાજ વગેરે તેમણે જોયેલું. તેવા ધોરણે અનાથોને માટે આશ્રમસ્થાનો બંધાવા જોઇએ ને તેમા તેમને રાખી તેમની પાસે કામ કરાવી તેને વેચી ઉપજ કરી તેમાથી તેમનો નિભાવ થવો જોઇએ એવા એવા વિચારો એમને આવતા હતા બ્રાહ્મણો કે ભીખારીઓ પ્રતિ એમના અનાદરથી એમનો સ્વભાવ કંજુસ હતો એમ સમજવાનું નથી. એ તો માત્ર આળસુને ઉત્તેજન આપવા વિરુદ્ધ હતા. સ્વભાવે તે પરગજુ, દયાળુ ને વિશાળ હૃદયના હતા, તથાપિ બધું કરકસરથી કરવાની તેમની વૃત્તિ હતી.

એ સમયમા રસ્તાઓ પણ સાકડા, ગંદા ને ગલીચ હતા. ઘરના ઓટલાની બાજુએ કે ઓટલા ઉપર છોકરાઓને જાજરૂએ બેસાડવાની લોકોને ટેવ હતી. વળી ઘરની મોરીઓના ને ખાળ કૂવાના ગંદા ને ગંધાતા પાણીનો રેલો તો રસ્તે ચાલતો જ હોય.

એવે સ્થળે વાળીઝાડી, પાણી છાંટી, તેને પવિત્ર કે શુદ્ધ કરી જમવા બેસવાનો રિવાજ હિંદુઓની જ્ઞાતિઓનો હતો. એવા ગંદા ને દુર્ગંધ મારતા રસ્તા ઉપર જમવા બેસવાનો ચાલ ઘણો ખરાબ છે એમાં બે મત હોય નહિ. મહીપતરામ એ રિવાજની બહુ વિરુદ્ધ હતા એ કહેતા કે રસ્તાની બન્ને બાજુએ આવેલા ઘરોના જાજરૂઓ, તેઓની ખાળકુંડીઓ જેની વાસ મારતી ગંદી જગ્યાએ બેસી જમવું તેના કરતાં જમવા ન જવું એજ બેહેતર છે. જે સ્થળે જમવા બેસવાનું હોય તે સ્થળ સ્વચ્છ, દુર્ગંધ વિનાનું ને ત્યાં ચોક્ખી હવા આવજા કરતી હોય તેવું હેવું જોઇએ કે અસ્વચ્છ ને દુર્ગંધ વાળું હોવું જોઇએ ? એવા ખુલ્લા રસ્તા ઉપર ઉઘાડા બેસી જમવા બેસવું ને નાકે રૂમાલ આડો ધરી રાખી કે નાક દાબી ખાવું કે દુર્ગંધ જમવી કે મિષ્ટાન્ન જમવું ! એથી ખોરાક ખાવો ભાવે ! તબીયત સુધરે કે બગડે ? તેટલા માટે એને સારૂ છવાયદું મકાન હોવું જોઇએ ને તેમ ન હોય તો તેની વ્યવસ્થા કરવી જોઇએ અથવા પોતાના ઘરમાં જ જમવા જમાડવાની વ્યવસ્થા કરવી જોઇએ. મહીપતરામના આ વિચારો વાસ્તવિક હતા. આરોગ્યતાના નિયમોને લક્ષીને બોલાતા હતા, ને તેથી તેમનું બોલવું યથાર્થ હતું. મહીપતરામે એ સુધારો પોતાના ઘરમાં દાખલ કર્યો હતો ને બીજા તેવું કરે એ જોવાને તે ઉત્સુક હતા પોતાને ત્યાં તો મોટા વાડાની સગવડ હતી, તેથી એમણે એમ કર્યું હતું, પણ બધાને ઘેર એવી સગવડ ક્યાંથી હોય ? પરંતુ જેમ જેમ લોકો કેળવાતા ગયા ને સારૂનરસું સમજતા થયા તેમ તેમ એ સુધારો દાખલ થઇ ગયો પણ એ અનિષ્ટ રિવાજ સમૂળો નાબુદ થયેલો નથી

હિંદુઓમાં તેમજ ઇતર જ્ઞાતિઓમાં ઓટલે બેસી દાતણ કરવાનો રિવાજ મહીપતરામના સમયમાં હતો ને તે આજે પણ છે એ રિવાજ એમને ગમતો નહોતો ને તેથી તેની વિરુદ્ધ તે હતા.

ઓટલે જ બેસીને દાતણ કરવાનો મહિમા એમને ગળે ઉતરતો નહોતો. બાવળનું, આવળનું, વડનું કે લીમડાનું દાતણ ચાવવું ને પોતાના ઓટલા આગળ કે બારણામાં થુંકવું કે ઓક-ઓક કરીને ગળામાંથી ગળફા કાઢવા ને તેથી ઘરનું આંગણું બગાડવું એ સુજ્ઞને તો ગમે જ નહિ. બધાં માણસ એક સરખા નીરોગી હોતા નથી. કોઇના શરીરના બળખા કેવા હોય ને કોઇના કેવા હોય ! એ બળખાના જંતુઓને લીધે નીરોગી રોગી બને. એ પગ તળે ચંપાય તો તેથી કંટાળો આવે, સુગ ચઢે ને વળી ચેપ લાગે. એ વિચારે બાવળનું કે બીજા ઝાડનું લાકડું ચાવવું ને પોતાના ઘરના આગણામાં થુંકવું એ રિવાજ મહીપતરામને પસંદ નહોતો. એમને એ બાબતનો ઘણો કંટાળો હતો, તેથી એમણે તો પોતાને ત્યા ખાળે એસી દાતણ ચાવવાને બદલે કુચડા ( બ્રશ ) વતી દાતે દંતમંજન ઘસવાનો રિવાજ પાડયો હતો, ને તેથી ઘરના નાના મોટા બધા એ જ પ્રમાણે દંતધાવન કરતાં હતાં. એમાં જ સુઘડતા છે એમ તે માનતા હતા.

હિંદુ સંસારમા ને સમાજમાં લજ્જા વિનાનો ઘણો ખરાબ રિવાજ સીમંત પ્રસંગે ઘેણુને કપાળે પીયળ કાઢી, તેને શરીરે માગીતાગીને લાવેલા ઘરેણા ઘાલી ખૂબ શણગારી, ભારે કીમતી લુગડા પહેરાવી, વાજતે ગાજતે ગામમા ફેરવી સીમંતોનયનની વિધિ કે ક્રિયા કરવાનો છે. એ એક પ્રકારનો સંસ્કાર મનાયેલો છે ને તેથી તે સંસ્કાર પળાય છે. ઘેણુ રાણીને પગથી માથા સુધી શણગારી ઘોડાગાડીમા કે કોઇ વાહનમાં બેસાડી વાજતેગાજતે તથા પાછળ ગીત ગાતેગાતે પોતાના લત્તામા ફેરવવી એ રિવાજ એમને ઘણો અસભ્ય, લજ્જાહીન લાગતો ને તેથી તેમા સુધારો થવાની એમને અગત્ય જણાઇ. એ પ્રસંગ એક પ્રકારનો ઉત્સવ મનાતો અને તેથી એ ઉત્સવ નિમિત્તે જમણવાર પણ કરવામા આવતી.

આ રિવાજ વિરુદ્ધ એ હતા ને તેથી પોતાને ત્યા પુત્રવધૂના સીમંત સમયે સીમંતોનયનની વિધિ તથા તેને અંગે થનો વરો એ બન્ને બંધ કર્યા હતા જેમ જેમ લોકો કેળવણી લેતા થયા ને સારૂં શું ને નરસું શું, લજ્જાસ્પદ કયું ને લજ્જાહીન કયું તે સમજતા થયા તેમ તેમ આવા નિંદ્ય રિવાજો ઓછા થતા ગયા ઓતર્ગને આ સીમંતનો પ્રસંગ એક પ્રકારનો લ્હાવો છે એવી અણુમમણુ લોકની સમજ છે જેમ જેમ વિદ્યાનો પ્રચાર થતો જશે ને એ અણુસમણુ વર્ગ પણ સમજતો થશે તેમ તેમ એ રિવાજ સમૂળગો બંધ થશે

લગ્નાદિ શુભ પ્રસંગે હિંદુઓમા નાચમિજલસનો રિવાજ જૂના સમયમા ઘણો હતો અને આજે પણ એ રિવાજ અમુક અમુક તવગર લેકોની અંદર તેમજ નાગરગના શોખીન ગૃહસ્થોને ત્યા અચલિત છે સુરતના લોકો ગાયનના શોખીન એટલે ગાનતાનનો કે નાયિકાના નચરંગનો રિવાજ સુરતની ઘણી ખરી જ્ઞાતિઓમા હતો નાયકાનું ગાયન સાભળવું ને તેનો હાવભાવ જોવો નાચ કે મુજરો જોવો એ મહીપતરામને પસંદ નહોતું તેના અભિનયમા એ નીતિ જોતા ન હતા અનીતિની ગ્મ્તે લોકોને વહેતા કરવાની તથા તેને વધારવાની રીત એ હતી એમ તે કહેતા. આથી એ નીતિવાન પુરુષે નાયકાના નાચમિજલસમા જવુ નહિ એવી પ્રતિજ્ઞા લીધી હતી ને તે પ્રતિજ્ઞા એમણે પાળી હતી લગ્નનો, ઉપવિતનો કે બીજો ખુશીખુશાલીનો પ્રસંગ એ એક પ્રકારનો ઉત્સવ છે એ તે કબૂલ કરતા, પરંતુ એવે પ્રસંગે નાયકાનો નાચ રાખવાથી તે ઉત્સવ ઉજ-વાયો ગણાય એ તે સ્વીકારતા નહિ એટલા માટે જ્યારે જ્યારે પોતાને ઘેર એવા ઉત્સવો આવતા હતા ત્યારે ત્યારે તેવ સમારંભમા તેમણે ન થવા દેતા નાચને બદલે પુરાણ ગંધર્વના તબુરા સાથેના ગાયનની યોજના કરી હતી નાયકાના નાચમા પૈસાનો વ્યય વધારે થતો હોય છે, તેથી તે જોતા હતા એમ નહોતું, પરંતુ એ પ્રતિ એમને તિરસ્કાર હતો

હિંદુસંસારમાં કે સમાજમાં ઘણો જ નિર્દય અને ઘાતકી રિવાજ મૃત્યુ શય્યાએ પડેલા માંદા માણસ પ્રતિ હતો અને તે હજી પણ કેટલીક જ્ઞાતિમાં પ્રચલિત છે. માંદું માણસ મરવાની અણી ઉપર હોય, તેનો જીવ ઘડી અધઘડીમાં નીકળી જશે એમ લાગે ત્યારે તે માળ ઉપર હોય તો તેને ચાદરમાં ઘાલી નીચે. ઉતારી ભોયે નાખવામા આવે છે તે પછી છેલ્લા આચકા આવતા હોય તે વખતે તેના ઉપર ઠંડું પાણી રેડી નવડાવવામાં આવે છે. એ રિવાજ ઘણો જ જંગલી અને નિર્દય છે. આ દુષ્ટ રિવાજને મહીપતરામ ધિક્કારતા અને કહેતા કે ખોળિયામાં જ્યાંસુધી જીવ હોય ત્યાંસુધી માણસ વ્હાલું લાગે, તેને માટે લાગણી થાય, પણ જ્યા જીવ જવાની તૈયારીમા હોય તે વખતે તેને કષ્ટી જોરજુલમથી કાઢી મૂકવાની જે પદ્ધતિ હિંદુઓમા છે તે તો બંધ થવા યોગ્ય જ છે. માદા માણસના શરીર ઉપર આ બધી વિધિ કરવા કરતાં મરતા માણસને પથારીમા સુખેથી મરવા દીધું હોય તો કેવું સારૂં કહેવાય ? મહીપતરામના પત્ની પાર્વતીકુંવરનું મૃત્યુ થયું તે વખતે તેમના શરીર ઉપર આવી અમાનુષી વિધિ કરી તેમના જીવને કષ્ટ આપવામા આવ્યું નહોતું, પણ એમના ખોળિયામાથી જીવને સુખે જવા દીધો હતો; એનું નામ તે મનુષ્યત્વ. એવા સંસ્કારો પ્રતિ મહીપતરામને તિરસ્કાર હતો, એટલુંજ નહિ પણ તે તેને ઘાતકી, ક્રૂર, નિર્દય, જંગલી એવા વિશેષણોથી સંબોધતા. પોતાનું માણસ જીવતું હોય ત્યાસુધી તેને પોતાનું ગણે ને તેની છેલ્લી ઘડીએ તેને લાકડા સમાન ગણીને આવી નિર્દય વિધિ તેના ઉપર કરે એને નિર્દયતા વિના બીજું શું કહેવું ? અભણ, અણસમજુ ને જંગલી માણસો જ આવા નિર્દય ને ઘાતકી કૃત્ય કરે, પણ સમજુ માણસોએ એ રિવાજ અટકાવવાને મથવું જોઇએ એવો તેમનો અભિપ્રાય હતો.

# સાહિત્યસેવા.

ગુજરાતી ભાષામા પદ્યસાહિત્ય તો પ્રાચીન સમયથી લખાતું આવ્યુ હતુ, પરતુ જેને ગદ્ય સાહિત્ય કહી શકાય તેવુ ગદ્ય સાહિત્ય તો હતું જ નહિ એમ કહેવામા જરા પણ અતિશયોક્તિ થતી નથી તોપણ ગજગમારૂની, સદેવત સાવલિગાની, સુડા બહોતેરીની એવુ એવુ વાર્તારૂપ ગદ્યસાહિત્ય તો પ્રચલિત હતુ. ઉદ્યમી કે નિરુદ્યમી, કામધધાવાળી કે કામધધા વગરની, આખો દિવસ કામ કરીને શ્રમિત થયેલી પ્રજા આવી વાર્તાઓ રાત્રીએ સાભળી પોતાનો થાક ઉતારતી હતી પરતુ જેને વાસ્તવિક ગદ્ય સાહિત્ય કહી શકાય તેનો આરભ તો ઓગણીસમી સદીમા જ થયો હતો એ સૈકામા જેને જેને કેળવણીનું નામ આપી શકાય તેવી કેળવણી અપાવા માડી હતી, ને પ્રજા તેનો લાભ લેવા લાગી હતી પદ્ધતિસર અપાતા શિક્ષણવાળી શાળાઓ સ્થપાવા લાગી હતી, વિદ્યાનો ફેલાવો થવા માડયો હતો, અગ્રેજી ભાષાના સાહિત્યના અધ્યયનનો આરભ થયો હતો, ને એ ભાષાના પુસ્તકોના વાચનથી તેમાના વિચારોનું પાચન થતુ જતુ હતુ, ને તેથી લોકોનું બંધારણ બ ધાતુ જતુ હતુ, ને તેને લીધે નવા નવા વિચારો હૃદયમા સ્ફુરતા હતા. એ સ્ફુરણને નવપલ્લવિત બનાવવાને માટે તથા એ રીને પ્રજાનો ઉત્કર્ષ કરવાને માટે, તેમનુ અજ્ઞાન દૂર કરવાને માટે, વહેમમા ને વહેમમા જ ફુટાય રહેલા ને તેમાજ સડયા કરતા અભણ લોકોનો વહેમ કાઢી નાખવાને તથા તેમને સન્માર્ગે દોરવાને માટે સાધનો તૈયાર કરવાનો પ્રયાસ ચોમેર થવા લાગ્યો હતો. આ બધુ ઉપદેશ દ્વારા કે પુસ્તકો દ્વારા બની શકે એમ શિક્ષિત વર્ગને જણાયુ

અગ્રેજ લોકોના આગમન પછી દેશમા શાન્તિ પ્રસર્યા પછી પ્રજાનુ

અને કેળવણી તરફ વળ્યું. સુરત શહેરમાં એમનું આગમન પ્રથમ હતું, એટલે સુરતની પ્રજાને એમની સાથેના સહવાસને તથા સમાગમને લીધે બુદ્ધિવિકાસનો લાભ પ્રથમ થયો. અહીં કેળવણીની સંસ્થાઓ પ્રથમ સ્થપાઇ ને તેનો લાભ ઉચ્ચ વર્ગના લોકોએ લેવા માડયો. આથી સાહિત્યક્ષેત્રમાં અમુક અમુક નક્ષત્રો દૃષ્ટિગોચર થયા, ને તેમાંના તારલાઓની જ્યોતિ અમુક અમુક દિશામા પ્રસરી. એટલું તો ખરૂં, કે એ જ્યોતિનો પ્રકાશ એક સરખો ન હતો. કેટલાક તારકોનો પ્રકાશ આછો ને કેટલાકનો ધારો હતો, પરંતુ તે આછો હોવા છતાં પણ અક્ષત છે ને ચિરંજીવ છે. એ નક્ષત્રમંડળમા અનેક તારકો હતા; તેમા નંદશંકર, નર્મદાશંકર ને નવલરામ એ ત્રણ નન્ના મુખ્ય હતા. તદુપરાત મહીપતરામ, હરગોવનદાસ કાંટાવાળા, કવિ દલપતરામ ડાહ્યાભાઈ, રણછોડભાઇ ઉદયરામ, મોહનલાલ રણછોડદાસ, ભોગીલાલ પ્રાણવલ્લભદાસ વગેરે નાના મોટા તારલાઓ સાહિત્રક્ષેત્રમા પોતપોતાનો આછો ધારો પ્રકાશ પાડી રહ્યા હતા. આ પ્રમાણે આપણો ચરિત્રનાયક મહીપતરામ પણ એક તારો હતો.

સાહિત્યક્ષેત્રમા મહીપતરામ સારી રીતે ઘુમ્યા છે. ભાષાતરખાતાના ઉપરિ અધિકારી તરીકે સરકાર તરફથી જે જે પુસ્તકો પ્રગટ થયા તેમા ઘણા તો તેમની જ કૃતિના હતા. એ ભાષાતરો વિષે આગળ ઉલ્લેખ કરવામા આવ્યો છે. એ સિવાય બીજાં જે પુસ્તકો એમના તરફથી પ્રસિદ્ધ કરવામા આવ્યા તેની સંખ્યા પણ સારી છે. એ પુસ્તકોમા કેટલાક ચરિત્રના, કેટલાક નવલકથાના, મુસાફરીના ને આખ્યાનોના છે. એ તમામ પુસ્તકોની સમાલોચના કરવાનું આ સ્થાન નથી, તથાપિ મહીપતરામની સાહિત્યસેવા કેવા પ્રકારની હતી, એમા એમણે પોતાના વિચારો કેવા દર્શાવ્યા છે, એમની ભાષાશૈલિ કેવી છે તે ઇત્યાદિ જોવાનું પ્રાપ્ત થાય છે.

મહીપતરામે ચરિત્રના પુસ્તકોમા દુર્ગારામ ચરિત્ર, કરસનદાસ

મૂળજી ચરિત્ર ને અકબરચરિત્ર લખ્યા છે. દુર્ગારામચરિત્રના પુસ્તકમાં તો મહીપતરામે પોતે જ કહ્યું છે કે, એમા મારૂં લખાણ માત્ર વીસેક પાનાનું હશે. પરંતુ દુર્ગારામ મહેતાજીએ માનવસભા સને ૧૮૦૩ મા સુરતમા સ્થાપી હતી તેમા પોતે કરેલા ભાષણોનું દફતર એમણે રાખ્યું હતું. તે દફતરનો પ્રથમ વિભાગ મહીપતરામે પ્રસિદ્ધ કર્યો છે. દુર્ગારામ સને ૧૮૦૯ મા સુરતમા જન્મ્યા હતા. તે વડનગરા નાગર બ્રાહ્મણ હતા; આદ્ય સુધારક હતા; સંસાર સુધારાના ઉપદેશક હતા; ઐકેશ્વરવાદી હતા; હિમ્મતવાન ને નીડર પુરુષ હતા. સંસારસુધારાનો ઝુંડો ધરી ચકલે ચકલે ને મહોલ્લે મહોલ્લે ઉપદેશ કરતા હતા. તે પુનર્વિવાહના હિમાયતી હતા, ને વિધવા સ્ત્રીઓને પુનર્લગ્ન કરવાને ઉપદેશ આપતા હતા. મ્યુનિસિપાલિટિ, કચરાપટ્ટી કે શહેરસુધારામંડળ જે કહો તેની સામે અયોગ્ય કરને માટે બાથોડીઆ ભીડતા હતા. સરકારી અમલદારોથી પણ તે બીતા નહિ. તેમનાથી કંઇ અયોગ્ય થયું હોય તો ઠેઠ રૂબરૂ પહોંચતા ને પોતાની દલીલથી યોગ્ય કરાવતા. ભૂત પ્રેત જેવું કાંઇ માનતા નહિ. જાદુમંત્ર, કહો યંત્રુ હતા ને જાદુગરોની સામે યુદ્ધ મચાવતા. એમના ધર્મના વિચારો પણ તે સમયના ધાર્મિક વિચારોથી ઊંચા હતા. મહીપતરામે એમને મહાપુરુષ કહ્યા છે ને એ મહાપુરુષની અનેક બાબતની પ્રવૃત્તિ પ્રતિ એ બાલવયમાથી જ લક્ષ રાખતા હતા. દુર્ગારામચરિત્રમા એ મહાપુરુષની પ્રવૃત્તિની નોંધ મહીપતરામે પ્રસિદ્ધ કરી છે. એ પુસ્તક વાચતા અને વિચારતા તથા મહીપતરામનો જીવનપ્રતિહાસ આલેખતા એવો વિચાર આવે છે, કે એ બધી પ્રવૃત્તિઓ મહીપતરામનું જીવન ઘડવામા સાધનભૂત થઈ નહિ હોય ? મહીપતરામની અને દુર્ગારામ મહેતાજીની પ્રવૃત્તિઓ અમુક અંશે જુદી જુદી હતી, તથાપિ દુર્ગારામની એ બધી પ્રવૃત્તિઓ અવલોકતા તથા મહીપત-

રામની બધી પ્રવૃત્તિઓ તેની સાથે સરખાવતાં કોઇને પણ એમ લાગે કે મહીપતરામની પ્રવૃત્તિઓનાં બીજ દુર્ગારામની પ્રવૃત્તિઓ હતાં. એમની પ્રવૃત્તિઓનું બીજારોપણ તો દુર્ગારામથી જ થયેલું. મહીપતરામે પોતે એ પુસ્તકમાં પોતાના વિચારો દર્શાવ્યા નથી, તથાપિ દુર્ગારામનાં પહેલી વખતનાં પત્ની મરી ગયા પછી દુર્ગારામે વિધવા સાથે પુનર્લગ્ન કરવા તૈયાર થયા ને ચકલે ચકલે ઊભી એ પ્રતિ ભાષણો આપવા લાગ્યા ને આખરે વિધવાને નહિ પરણતાં કુંવારી કન્યા સાથે પરણ્યા તે બાબત મહીપતરામે પોતાના વિચારો દર્શાવ્યા છે. મહીપતરામ પોતે પુનર્વિવાહના હિમાયતી હતા. પુરુષ રાંડે તો ફરીથી પરણી શકે ને સ્ત્રી રાંડે તો તે આખો જન્મારો વૈધવ્ય પાળે એ તેમને અન્યાય લાગતો હતો. દુર્ગારામે કુંવારી કન્યા સાથે લગ્ન કર્યું તેથી તેણે પોતાના મતને અને નામને હીણપત લગાડી, તથા એ લગ્નથી એનાં લક્ષણ નબળાં ઠર્યાં, એવું મહીપતરામે કહ્યું છે. વિશેષમાં એમણે કહ્યું છે કે "મોટા અન્યાયને અને વિધવા વ્યભિચાર, ગર્ભપાત અને બાળહત્યાને બંધ પાડવાના સાચા ઉપાયનો દાખલો, જોગવાઇ મળ્યા છતાં પડે ન દેખાડ્યો એથી પાપી રસમનો બચાવ થયો અને બાપડી વિધવાઓનો પક્ષ દુર્ગારામે સ્વાર્થે કર્યો હતો એમ મનાયું. આ પુનર્લગ્ન પછી એ બાબતનો દુર્ગારામનો ઉપદેશ મંદ પડી ગયો, તથાપિ વિધવા પુનર્લગ્ન સંબંધી દુર્ગારામનો અભિપ્રાય બદલાયો ન હતો તે હું જાણું છું. દુર્ગારામે વિધવા વેરે લગ્ન કર્યું હોત તો તેને ન્યાતબહાર રહેવું પડત ને ન્યાતબહાર રહ્યા પછી એ વિશાળ બુદ્ધિનો ઉત્સાહી નર ભરતખંડના કોઇ મોટા આચાર્ય કે યૂરોપના લુથર જેવો થાત એમ સંભવે છે આ લાભ આપણા દેશે ખોયો માટે સુધરાવાળા દિલગીર છે." મહીપતરામ પોતે સુધારા પક્ષના હતા, એટલે તે પોતે પણ દુર્ગારામના મનની આ નબળાઇને લીધે દિલગીર થયેલા હોવા જોઇએ

મહીપતરામના સંસારસુધારા વિષે તથા ધર્મ સંબંધી વિચારો કેવા હતા તે ઉપરના ઉલ્લેખથી આપણને પ્રત્યક્ષ થાય છે. મહીપતરામે મહેતાજીની જીવનકથા વિસ્તારપૂર્વક લખી હોત તો આપણને એને વિષે ઘણું જાણવાનું મળત, તથાપિ દુર્ગારામની પ્રવૃત્તિનું દફતર એમણે પ્રગટ કર્યું, એથી પણ એક પ્રકારની સેવા એમણે બજાવી છે.

મહીપતરામનું બીજું ચરિત્રનું પુસ્તક તેમના મિત્ર, સુધારકના સાથી અને વિદેશગમન કરનાર કરસનદાસ મુળજીનું છે. મહીપતરામે એ પુસ્તક સન ૧૮૭૮ માં પ્રસિદ્ધ કર્યું હતું. ગુજરાતમાં એ સમયમાં ચરિત્રનિરુપણો નહોતાં. મહીપતરામે પ્રથમ એવાં ચરિત્રો લખવાનો આરંભ કર્યો, ને તેથી એમને ધન્યવાદ ઘટે છે. મહીપતરામની ભાષા ઘણી સાદી, સરળ, ઘરગથુ ને કોઇ કોઇ સ્થળે મર્માળી છે. એમની આરંભની ભાષાનો નમૂનો ગુજરાતશાળા પત્રમા જોઇએ છીએ તો તે તદ્દન સાદો અને કંઇક અશુદ્ધ પણ ખરો. પરંતુ એમની કલમ જેમ જેમ ખેડાતી ગઇ તેમ તેમ ભાષા શુદ્ધ થતી ગઇ એવું આ ચરિત્રમા વપરાયેલી ભાષા ઉપરથી કહી શકાય છે. કરસનદાસ જાતે સુધારક અને ચરિત્ર-નિરુપક; પણ સુધારકના હિમાયતી એટલું જ નહિ, પણ મુંબાઇની સુધારાની ચળવળમાં એ બન્ને એક સરખા ભાગીદાર તથા રાસ્તગોફતાર અને સત્યપ્રકાશના સહકારી અને વળી વિદેશ ગમનને લીધે ન્યાતજાતની પજવણીના તથા તેના સંકટના બન્ને ભોક્તા, એટલે એમને હાથે ચરિત્રનિરુપણ લખાયું છે તે યોગ્ય જ થયું છે. એથી એમણે અમુક મર્યાદામા રહી પ્રહાર કર્યા છે ને પોતાના વિચાર દર્શાવ્યા છે તે જોવાનું આપણને સાધન મળ્યું છે. મહીપતરામ પોતે સુધારાના અનુભવી, સ્વભાવે ખંતીલા ને દાઝવાળા હતા તથા જે બાબતોનું તથા બનાવોનું વર્ણન એમને કરવાનું હતું તેમાં એમનો પોતાનો અમુક અંશે ભાગ

હતો. વળી કરસનદાસની સાથે એમને મિત્રાચારીનો દાવો હતો. આથી કરીને એમને હાથે ચરિત્ર લખાયું છે તે જ યોગ્ય થયું છે. બીજો કોઇ એમના જેવું ચરિત્ર લખી શકત નહિ એ સિદ્ધ વાત છે. મહીપતરામ પોતે સુધારક હતા; ને એક સમ ઉદ્દેશી સુધારકનું ચરિત્ર લખવામા આવેશમા આવી જઇ પોતાની કલમ રસથી ચલાવે, તેમાં શું આશ્ચર્ય ? તથાપિ આવેશની રસભરી કલમની તાણમાં તણાઇ એમણે મર્યાદાનો ભંગ કર્યો નથી, તેમ જ્યા જ્યાં પોતાના વિચારો ભિન્ન હતા, ત્યા ત્યાં નિર્ભયપણે તે વિચારો એમણે દર્શાવ્યા છે. પુસ્તક એકંદરે ઘણું સારૂં થયું છે. સુધારાની શરૂઆતમા કોણેકોણે ભાગ લીધો હતો, સુધારકોને માથે કેવી કેવી વિપત્તિ પડી હતી, કેવા મેણાંટુણા તેમને સાભળવા પડતા હતા, સમાજ તરફથી તેમની કેવી નિંદા થતી હતી છતા એ રણાગણમા એ નરવીરો કેવા અડગ ઊભા રહ્યા હતા તેનું તાદશ ચિત્ર એ પુસ્તક આપણને આપે છે. મહીપતરામને પોતાના પુસ્તકોની પ્રસિદ્ધિનું અભિમાન ન હતું એવું આ ચરિત્ર નિરુપણમા પ્રત્યક્ષ થાય છે. એમણે પોતે ઇંગ્લાડની મુસાફરી કરી હતી. કરસનદાસે પણ તે મુસાફરી કરી હતી, ને એણે ઇગ્લાડની મુસાફરીના વર્ણનનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતુ. મહીપતરામે પોતે ‘ ઇંગ્લાડની મુસાફરી ’ એ નામનુ પુસ્તક કરસનદાસ રચિત પુસ્તકની પ્રસિદ્ધિ પહેલા પ્રગટ કર્યું હતું તે છતા એ પુસ્તકની સમાલોચના કરતી વખતે એમણે એવું કહ્યું છે, કે એ વિષય ઉપર ગુજરાતી ભાષામા બીજો કોઇ પણ ગ્રંથ એવો નથી. આ લખાણ એની સભ્યતાનું, એના વિવેકનું તથા એના નિરભિમાનીપણાનું સુંદર દૃષ્ટાંત છે.

ગુજરાતના સમર્થ અવલોકનકાર ને ટીકાકાર તથા વિદ્વાન લેખક નવલરામે એ પુસ્તકનું અવલોકન કર્યું છે, એટલે એ વિષે

વિશેષ કહેવાનું પ્રયોજન નથી તેમ તે કહેવાને માર્ગ પણ નથી. એણે મહીપતરામની ભાષાને રસભરી કહી છે " એક સુધારકના આવેશની નિર્મળ અને વિવેકયુક્ત ધારા આખા પુસ્તકમા અખડ ચાલી જાય છે, અને પ્રસંગોપાત સાસુવહુની લડાઇના લખાનાગનો હાસ્યરસ મર્યાદામા રહીને ઠીક રમુજ આપે છે એમ કહ્યું છે. તદુપરાત એણે કહ્યું છે કે ચરિત્રનિરૂપકમા શોધ, સત્યતા, વિવેક અને વર્ણનશક્તિ એ ચાર ગુણ અવશ્ય જોઇએ. એમાના છેલ્લા ત્રણ ગુણો તો આ ગ્રથકારે ઉત્તમ રીતે પ્રગટ કર્યા છે આ પુસ્તકમા સર્વ સ્થળે કરસનદાસને સુધારક જ જોઇએ છીએ, પણ કરસનદાસ માણસ રૂપે દેખાતા નથી સુધારાની પાઘડી હેઠે મુકી કરસનદાસ કેવા દેખાય છે તે જોવાનો અવસર જ આવતો નથી " આ ખામી એમણે બતાવી છે ખરી, તોપણ પુસ્તકની પ્રશસા કરી છે, ને તે યોગ્ય જ છે એમા મહીપતરામે સસારસુધારા ઉપર તથા સમાજની અનાદિ કાળથી ચાલતી આવેલી રૂઢિ ઉપર વિવેચન કર્યું છે તથા તે વિષયો ઉપર પોતાના અગત અભિપ્રાય બતાવ્યા છે, પરતુ એ વિષય સસારસુધારાને તથા સમાજસુધારાને લગતો હોઇ તે તે વિષયોમા તે વિષે વિવેચન કરવામા આવેલુ છે

મહીપતરામનુ ચરિત્રનિરૂપણનુ ત્રીજુ પુસ્તક અકબર ચરિત્ર છે ને તે માત્ર ઇતિહાસને લગતુ જ છે, એટલે એમા વિશેષ કહેવા જેવુ નથી એમા વપરાયેલી ભાષ સાદી, સહેલી ને રસભરી છે

એમણે સાસુવહુની લડાઇ એ નામનુ પુસ્તક લખ્યુ ને તેમા ઉપલી બધી વસ્તુસ્થિતિને એક બીજા સાથે ખૂબીથી ગુથી, ને વાચકોના કાન ઉઘાડ્યા. એમણે એ સમયની સમાજમા સાસુવહુ સબધી તથા સ્ત્રીઓની અવસ્થાને લગતી બાબતોનો અસરકારક ચિતાર આપ્યો છે હિદુસસારમા ન્યાતજાત ઘણી તે બાર મૈયા ને તેર ચોકા જેવી તેથી કોઇ ન્યાતનુ દષ્ટાત લેવાથી કોઇને ખોટુ લાગે

તેથી એમણે નાગર બ્રાહ્મણ જ્ઞાતિનુ જ દષ્ટાંત લીધુ છે પહેલા પ્રકરણમા એમણે નાગર બ્રાહ્મણ સ્ત્રીઓને કેવા પ્રકારની કેળવણી મળતી હતી, તથા તેમની પ્રકૃતિ તથા તેમના કામ કેવા હતા તેનુ સંક્ષિપ્ત વર્ણન કર્યું છે, તથા તેમા સુધારો દાખલ કરવાની યુક્તિસર સૂચના કરી છે.

• સાસુવહુની લડાઈની નાયિકાના માતાપિતાને વામમાર્ગી કલ્પ્યા છે, કારણ એ સમયમા ઉચ્ચ વર્ણના કેટલાક લોકો વામમાર્ગી હતા આરંભના ચાર પ્રકરણોમા સાસુ, વહુ, નણદ, ધણી વચ્ચેનો કલેષ ને તેને અંગે ગૃહસંસારની ઊભી થતી માઠી સ્થિતિ આબેહૂબ ને અસરકારક ચીતરી છે, ને તે સાથે બ્રાહ્મણોની ન્યાતની સુંદર છબી પાડી છે એ પછીના પ્રકરણોમા હાસ્યરસ આલેખ્યો છે. સીમંતનું વર્ણન કર્યું છે તથા નાગરોની તથા નાગર બ્રાહ્મણોની ન્યાતમા સ્ત્રીઓને વાઘ કરવાનો ચાલ છે તેની ખૂબ મશ્કરી કરી છે, તેમજ સીમંત વખતે ગવાતાં ગીતો આપી તે વિષે પુષ્કળ ચર્ચા કરી છે

આગળ ચાલતા પાનીદારોની અને અનાવળા કે ભાઠેલાની ન્યાતોની ઠેકડી કરી છે એ ન્યાતમા દીકરીને દૂધ પીતી કરવાનો રિવાજ પ્રચલિત હતો કારણ તે મોટી થાય ને પરણવા યોગ્ય થાય ત્યારે જમાઇને મ્હો માગ્યો વાંકડો આપવો પડે તે ગરીબ માબાપોને આપવાનો આશરો નહિ આ બળહત્યાની રૂઢિ આવા કારણોને લીધે ઊભી થઇ હશે ! એ જ્ઞાતિમા સાસુ વહુને કેવી હલકી ગણે છે, તેની ઘરમા સ્થિતિ કેવી અનિષ્ટ છે તે બતાવ્યુ છે તથા પોતાની કુમારી કન્યાને બળતી આગમા હોમવાને એટલે કે ઉચા કુળમા દેવાને કણબીઓ ને ભાઠેલાઓ કેવા ઉત્સુક હોય છે તેનો ટુંકો પણ સચોટ હેવાલ આપી ન્યાતના કુરિવાજો ઉઘાડા પાડયા છે

હિંદુ લોકો કેવા ધર્માંધ હોય છે ને તેમા એ સ્ત્રીજાતિ કેવી સુસ્ત હોય છે તે બતાવવાને ગણપતિ ચોથના ઉત્સવની વિધિ તથા તેને લગતી પ્રચલિત કહાણીઓ લખી લોકોને એણે બનાવ્યા છે. એમાં લખેલા ચમત્કાર વાંચીને દયા આવ્યા વિના રહેતી નથી. "એક હુંકારે અણકલી ને બીજે હુંકારે ઠણકલી ત્રીજે હુંકારે સોળ વરસની સુંદરી" એ હુંકારો દેનાર કોઇ વૃદ્ધ ડોશી હોવી જોઇએ. એ ગણપતિ ચોથના ઉત્સવનો ચાલ વિશેષે કરીને દક્ષણી બ્રાહ્મણોમાં ને મરાઠાઓની અંદર હોય છે. ગુજરાતમા એનો ચાલ હોતો નથી, તો પણ સુરતમા છે ને તે વિશેષ હતો. એનું કારણ એવું જણાય છે, કે ગુજરાતનો છેક દક્ષિણનો છેડો અને મહારાષ્ટ્રનો છેક ઉત્તર છેડો સુરત, એટલે મહારાષ્ટ્રમા ઉજવાનો એ ઉત્સવ સુરત સુધી આવેલો ને ત્યાજ અટકેલો; પરંતુ વડોદરામા તે ચાલ છે તે એના રાજા મરાઠા હોવાને લીધે જ. આ ગણપતિ ચોથનો ઉત્સવ સુરતના નાગરોમાં ઉજવાતો હતો. તેને માટેની કહાણીઓ મારા સાભળવામા પણ આવેલી. એ જૂનું સાહિત્ય મહીપતરામે ભેગું કર્યું તે ઠીક કર્યું છે; ખરૂં છે કે એ સાહિત્ય નિર્માલ્ય છે, તથાપિ આવું સાહિત્ય એક સમયે ચાલતું હતું ને તેની પાછળ લોકો ગાડા હતા તથા તેનો પગ્તો શ્રદ્ધાપૂર્વક માનતા હતા તે દેખાડવાને પૂરતું છે.

આખરે માણસના મૃત્યુ પછી ન્યાત જમાડવાના અનિષ્ટ રિવાજ તરફ મહીપતરામે ઝાટકણી કાઢી છે ને મૂવેલા પાછળ રડવા કુટવાના દુષ્ટ રિવાજ પ્રતિ પોતાનો અણગમો દેખાડી એ કુટણામા કેટલું પોલાણુ છે તે બતાવ્યું છે. ઘરના કોઇ માણસનું મૃત્યુ થાય તો ઘરના અંગના માણસોને દિલગીરી થાય એ સ્વાભાવિક છે, પરંતુ તેથી નિર્લજ્જપણે ચકલે ઉભા રહી છાતી કુટીને રોવું ને છાજ્યા લેવા એ કોઈ રીતે ઇષ્ટ નથી એવો મહીપતરામનો અભિપ્રાય હોય એવું એના લખાણની ઝપાટથી સ્પષ્ટ થાય છે. મરણા પાછળ

ઓએ રાગડા કાઢીને રાજવી ગાય છે તે રીતિ ઘણી દુષ્ટ ને અયોગ્ય છે બૈરાંઓમા કેટલાક તો વ્યવહાર જાળવવાને માટે જ આવતા હોય છે. તેમના મ્હોડા ઉપર જરા પણ ગ્લાની જણાતી નથી ઉલટું ઘરની કુથલીઓ માહોમાહે કરતી હોય છે આવી હલકી રીતિમાં અવશ્ય સુધારો થવો જોઇએ ને તે માટે મહીપતરામે એ રિવાજનું હલકાપણું બતાવ્યુ છે.

આ પ્રકારનુ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો મહીપતરામનો આશય હિંદુ સંસારમા ચાલતા દુષ્ટ ને નિંદનીય રિવાજો બંધ કરવા અથવા જેમ બને તેમ ઓછા કરવાનો હતો આવા પુસ્તકો વાચ્યાથી સમજુ લોકોનું વલણ આવા કુરિવાજો બંધ કરવા તરફ થાય ને તેથી સુધારાની પ્રગતિ થાય એજ મુદ્દો મહીપતરામનો આવુ પુસ્તક પ્રસિદ્ધ કરવામા જણાય છે. એથી એમને કંઇક સફળતા મળી છે એવુ પણ એવા રિવાજો આજના જમાનામા બંધ થયેલા જોઇ કહી શકાય છે.

મહીપતરામના ભવાઇસંગ્રહ નામના પુસ્તકમા ભવાઇઓના સાહિત્યનો સંગ્રહ કરવામા આવેલો જણાય છે પ્રાચીન સમયમા ભવાઇઓનો પ્રચાર ઘણો હતો મે પોતે પણ ગામડાઓમા તેમજ નાના મોટા શહેરોમા ભવાઇ રમાતી જોઇ છે ભવાઇમાથી નાટક ઉભા થયા ભવાઇમા વેશ લેવાતા, ને મોટું મેદાન હોય તેમા તે ખેલો ભજવાતા. એ ભવાઇ ખેલાતી આજે ઘણી ઓછી થઇ છે. ભવાયાઓ નાટકોમા નોકરો રહે છે, ને ભવાઇના હલકા ને બિભત્સ પ્રવેશો હવે લગભગ નબૂદ થયા છે, એ સારૂ થયુ છે. મોટા મોટા શહેરોમા નાટકોને માટેની નાટકશાળા બંધાયેલી હોય છે, એટલે ત્યા નાટકો ભજવવાને સ્થન હોય છે પરંતુ ગામડાઓમા એવુ સાધન હોતુ નથી, એટલે ત્યા એવી ભવાઇઓ તથા રામલીના ભજવાતી હોય છે તોપણ જેમ જેમ સમાજમા સુધારો થતો જશે

તેમ તેમ એ હલકા પ્રકારની ભવાઇઓ ખેલાતી બંધ થશે એમ માની શકાય. તેથી એ પ્રકારના સાહિત્યનો સંગ્રહ મહીપતરામે કર્યો છે તે જૂનું પ્રચલિત સાહિત્ય લુપ્ત ન થાય ને તે જળવાઇ રહે તેવા ઉદ્દેશથી કર્યું હશે એમ આપણે કહી શકીએ, કારણ એ વિના ભવાઇસંગ્રહ જેવું પુસ્તક પ્રસિદ્ધ કરવાને મહીપતરામ દોરાયા શા માટે ? એથી ગુજરાતી વાઙ્મયમા કેવી કેવી જાતનું સાહિત્ય હતું ને તેનો પ્રચાર તથા ઉપયોગ કયે કયે વખતે થતો હતો તે અવલોકવાનું આપણને સાધન પ્રાપ્ત થયું છે. મહીપતરામે આ સંગ્રહ એકઠો કરી ગુજરાતી સાહિત્યની સેવા કરી છે એમ કહું તો એથી મહીપતરામને અન્યાય થતો નથી.

મહીપતરામનું શાળોપયોગી તેમજ લોકોપયોગી પુસ્તક વનરાજ ચાવડો છે. તે ઐતિહાસિક નવલકથા છે. નવલકથા કોને કહેવી તથા તેના કયા લક્ષણો હોય છે તે આ નવલકથા પરત્વે જોવું આવશ્યક જણાય છે. સામાન્ય રીતે નવલકથાના મુખ્ય છ લક્ષણો ગણવામા આવે છે ને તે વસ્તુ, પાત્રો, સવ દ, સ્થળ, સમય ને વાતાવરણ, શૈલી અને મનુષ્યજીવનનું દષ્ટિબિંદુ છે એ છએ અંગો આ નવલકથામા થોડે ઘણે અંશે ગોચર થાય છે, માટે એને નવલકથા એવું નામ આપી શકાય. એનો મુખ્ય આધાર ઇતિહાસ ઉપર છે, તેથી તે ઐતિહાસિક નવલકથા છે. આ પ્રમાણે વસ્તુ ઐતિહાસિક રાખીને તેમા સમય ને સંજોગ પ્રમાણે કલ્પિત કથાઓ ઉમેરી તેને શણગારી છે. જ્યા વર્ણન કરવા બેઠા છે ત્યા વર્ણનની તાણમાં તે તણાયા છે ખરા, તથાપિ વસ્તુ પ્રતિ દૃષ્ટિ રાખી તેમણે સુંદર વર્ણન કર્યું છે. યુદ્ધનું વર્ણન કરતા એમણે વીરરસ આલેખ્યો છે. આ પુસ્તકનો ઘણો ખરો ભાગ વીરરસવાળોજ છે, તોપણ તેમા સ્વદેશાભિમાનની ઝાંખી આપણને સ્થળે સ્થળે થાય છે. આવી ઐતિહાસિક નવલકથામા પણ મહીપતરામે લીધેલો સુધારાનો

ઝુંડો ઠેકાણે ઠેકાણે ઉડતો જોવામા આવે છે. એક ઉપર બીજી સ્ત્રી કરવાના, રડવા કૂટવાના, ફટાણાં ગાવાના, ને હોળાના રિવાજે તે વખતે પ્રચલિત હતા તે ઉપર મહીપતરામે પોતાની કટાર એવી સચોટ ચલાવી છે ને તે પ્રતિ એવા ધિક્કારથી પોતાના વિચાર દર્શાવ્યા છે કે તે વાંચતા જ આપણી હિંદુ સમાજમા આવા દુષ્ટ, નિંદ્ય ને ધિક્કારને પાત્ર કુરિવાજો એકદમ બંધ થવા યોગ્ય છે એવું વાચકના દિલમાં આવ્યા વિના રહે નહિ. સુરપાળ ને સુરપાળની સ્ત્રી એ બે પાત્રોની હિમ્મત ખરેખર પ્રશંસનીય છે. મહીપતરામે એ વખતનું જે વર્ણન કર્યું છે તે આજની રાજપૂત સ્ત્રીઓને તથા રાજ્યના કાર્યભારીઓને દૃષ્ટાંત લેવાને માટે જ લખ્યું ન હોય એવું લાગે છે. સુરપાળે મીરના કાગળનો જે ઉત્તર આપ્યો છે તે ખરા રાજપુત્રને દૃષ્ટાંત યોગ્ય છે. એમા લાચીઆઓ પ્રતિ ધિક્કાર ગોચર થાય છે. વીમળા શત્રુઓના પંજામા સપડાઇ તે વખતે તેણે પોતાનું પાતિવ્રત કેવી સુંદર રીતે પાળ્યું તેનું સુંદર વર્ણન મહીપતરામે કર્યું છે. વનરાજે વાણીઆના મુખમા દેડકું મૂક્યું એ પ્રસંગ નવલકથાના અંગનો નથી, તથાપિ વાર્તાનો રસ ચાલુ વહેતો રહેવાને માટે મહીપતરામે એ ફકરો હાસ્ય રસવાળો મૂક્યો છે.

વિદેશગમનના હિમાયતી મહીપતરામ સમુદ્રગમનની બાબત આ પુસ્તકમા લાવવા ચૂક્યા નથી. એણે વિદેશગમનનો નિર્ણય વનરાજ પાસે શાસ્ત્રીઓની સભા બોલાવરાવી તેનાથી કરાવ્યો છે. એમાં શાસ્ત્રીઓ ભણેલા નહિ, પરંતુ બાપદાદાથી શાસ્ત્રીપદ ઉતરી આવેલું તેથી જ શાસ્ત્રી કહેવાતા. શાસ્ત્રીઓની સભામા હાજરી વગેરે બાબત ઠીક ગમ્મત સાથે તેમની મશ્કરી કરી છે. સંસ્કૃતનો વાર્તાલાપ તેમની વચ્ચે કરાવ્યો છે. એમા શુદ્ધાશુદ્ધ સંસ્કૃત વાક્યો વાપરી બ્રાહ્મણોનો માત્ર મિથ્યાડંબર તથા તેમનું ખોટું પાંડિત્ય

બનાવ્યું છે, ને તેમનું અજ્ઞાન ઉઘાડું પાડ્યું છે. જ્યા જ્યાં શાસ્ત્રીઓની સભા મળે ત્યા ત્યાં શોરબકોર ને સામસામા વાદાવાદ ને અંતે કોઇ પણ બાબત ઉપર નિર્ણય ઉપર આવ્યા વિના ઘર પલાયન. મારામારી ન થાય તો જ નશીબદાર, બાકી ગાલિપ્રદાન વગેરે તો હોય જ. આ બધું પોતાના અનુભવથી કે સાભળ્યા ઉપરથી મહીપતરામે વર્ણવ્યું છે. આખરે સમુદ્રગમન કરવાનો શાસ્ત્રમા આધાર છે, એમ કહી મહાપંડિતો પાસે શાસ્ત્રાર્થ લખાવ્યો છે.

ગુજરાતની સ્રીઓ સ્હવાર સાંજ કૂવે કે નદીએ પાણી ભરવા જાય ત્યારે પોતપોતાની બેનપણીઓ સાથે પોતપોતાના સુખદુઃખની વાતો કરે તથા ગામની કુથલી કરે. બાળલગ્નના માઠા પરિણામ કેવા અનિષ્ટ આવે છે તે બાબત મહીપતરામે બોધના વચનો વાચકોને સંભળાવ્યા છે ને સંસારસુધારાની તીવ્ર ઇચ્છાવાળા મહીપતરામે સમાજમા સુધારો કરી બાળલગ્ન અટકાવવાનો હૃદયપૂર્વક આગ્રહ કર્યો છે. ' છૈયા નિશાળમા મહેતાજીઓની સોટીઓ ખાશે, રસ્તામા લંગોટીઆ જોડે રમશે, ને ઘેર આવી મેડીએ જઇ પોતાના બાળકને ખોળે લઇ રમાડશે કે બાઇબંધના કે માબેનના શીખવ્યાથી અણસમજે મૂર્ખ માટી બાયડીને મારશે ' કહી તે સમયના સંસારનું તથા સમાજની રૂઢિનું સુંદર ચિત્ર દોર્યું છે. તદુપરાંત દુષ્ટ જમાઇની તથા ભુડા વહેવાઇની વાર્તા પણ એમણે ઠીક જોડી કાઢી સંસારની અવનતી રીતિ દર્શાવી છે.

આ ઉપરાત ભૂત, પ્રેત, ડાકણ, શાકણ, ચૂડેલ વગેરેની ભૂતાવળ સંબધી વહેમો વિષે પણ મહીપતરામે એ પુસ્તકમા યોજના કરી છે જંગલી અને અભણ લોકોમા એ બાબતનો વહેમ હૃદયમા સજ્જડ બેઠેલો હોય છે તેનો લાભ રૂપસુંદરીને નિર્ભય સ્થાને પહોચાડવાને માટે જ કર્યો છે, પરંતુ નાના બાલકોના મન ઉપર એવી વાતો વાચ્યાથી અસર નહિ થાય ? જે વસ્તુ કરણઘેલામાં આપવામા

આવેલી અને બાબરા ભૂતની જે વાત અયોગ્ય જણાએલી તેજ વસ્તુ બીજે રૂપે પોતે શા માટે પોતાના પુસ્તકમા દાખલ કરી એ પ્રશ્ન સ્વાભાવિક ઉઠે છે.

છેવટે નાગરો જેવી ઉચ્ચ વર્ણમા તેમજ હલકી વર્ણમા લગ્ન પ્રસંગે ગવાતા ગીતોનો સંગ્રહ કરી એ નિર્લજ્જ ચાલ બધ થવાને અરજી બતાવી છે. જૂના સમયમા લગ્ન પ્રસંગે કેવા અર્થહીન ગીતો ગવાતાં હતા તેનો સંગ્રહ કર્યાથી ભવિષ્યના જમાનાના લોકોને, જૂના સમયમા કેવાં ગીતો ગવાતા હતા તે માલુમ પડે એ આશયથી એ સંગ્રહ થયો હોય તો પ્રાચીન સાહિત્યસંગ્રહ એકત્રિત કરવાને માટે મહીપતરામને ધન્યવાદ ઘટે છે. આ પ્રમાણે થયાથી મૃત્યુપ્રાય થતું પ્રાચીન સાહિત્ય જીવતું રહેશે. પરંતુ મહીપતરામનો આશય બીજે જ જણાય છે. સમાજને તથા સંસારને આવા દષ્ટાંતો આપી સુધારવાનો જ તેનો પ્રયાસ મુખ્ય છે.

મહીપતરામને પોતાના દેશને માટે તીવ્ર લાગણી હતી, સ્વદેશનું અભિમાન હતું તથા પોતાની માતૃભૂમિ ગુજરાતનો વિજય થાય એવી તીવ્ર ઇચ્છા હતી, ને તે એના ગ્રંથાવલોકન ઉપરથી સહેજ સમજી શકાય છે. વનરાજ ચાવડાની ભાષા સાદી ને સરળ તથા રસિક છે. એટલું અત્રે કહેવુ યોગ્ય જણાય છે, કે વનરાજ ચાવડાની ભાષા એમના રચિત અન્ય પુસ્તકોની ભાષા કરતા સંસ્કારી અને ઉચ્ચ છે. એ પુસ્તક એકંદરે સારૂં લખાયેલું છે ને તે વાચવા તથા મનન કરવા યોગ્ય છે તથાપિ જેને નવલકથા નામ આપી શકાય એવી એ સમયમા લખાયેલી નવલકથાઓ બે જ હતી; એક વનરાજ ચાવડો ને બીજી કરણઘેલો. એ બે નવલકથાની સરખામણી કરી જોતા અલબત્ત એટલું કહેવું પડશે કે કરણઘેલાની ભાષા, તેમાનું સુંદર ને આબેહૂબ વર્ણન, તેની વસ્તુઘટના, તેમાનો રસ તથા તેમાના અલંકારો વગેરે સર્વ વનરાજ ચાવડાના કરતાં

શ્રેષ્ઠ છે. એથી જ આ નવલકથાને લોકો તેનાથી ઉતરતી ગણે છે. બુદ્ધિ અને વસ્તુ ઘટાવવાની તથા તેને શણગારવાની શકિત સર્વમાં એક સરખી હોતી નથી.

સધરાજેસંગ અથવા સિદ્ધરાજ જયસિંહની ઐતિહાસિક વાર્તા મહીપતરામનું બીજું પુસ્તક છે. એ પુસ્તક વીરરસ પ્રધાન છે. એમા સિદ્ધરાજની કારકીર્દિ, તેણે લડેલા યુદ્ધ, ને મેળવેલો વિજય વગેરેનું વર્ણન કરવામાં આવ્યું છે. એ વાર્તાનો મુખ્ય આધાર રાસમાળાનો છે, તેમા પોતાની શકિત પ્રમાણે કલ્પિત વાનો ઉમેરી વાર્તા રસ પડે એવી રીતે લખી કાઢી છે. એ ઉપગત પ્રબંધ ચતુર્વિંશતિમાથી તેમજ કીર્તિકૌમુદી કાવ્યમાથી, વસ્તુપાલ ચરિત્રમાથી, કુમારપળ ગ્રંથ ઉપરથી પણ એમને કેટલોક પ્રાચીન ઐતિહાસિક ભાગ મળી આવ્યો છે, તેનો પણ એમણે ઉપયોગ કર્યો છે મહીપતરામને કહાણીઓ કહેવાનો શોખ લાગે છે. વનરાજ ચાવડાના પુસ્તકમા પણ એમણે અદ્દભુત કહાણી યોજી છે, તેમ આ પુસ્તકમાં પણ કુકડાની કહાણીનો પ્રયોગ કર્યો છે. જસમા ઓડણની સુપ્રસિદ્ધ વાત એમા ઉમેરી વાર્તાના રસમા ઉમેરો કર્યો છે. રુદ્રમહાલયનો પુનરુદ્ધાર કયારે કરવામા આવ્યો તેની પ્રાચીન ઉકિત ઉમેરી એમણે સાહિત્યની સેવા કરી છે. એક કાવ્ય આવું છે;—

છપય છંદ.

ચરસે ચૌદ સુવાલ ( ૧૪૪૪ ) સોલસે ( ૧૬૦૦ ) થંભ નિરંતર<br>
પુતલી સહસ્ર અટાર ( ૧૮૦૦૦ ), જડિત માણિકય મનોહરઃ<br>
તીસ સહસ્ર (૩૦૦૦) ધ્વજદંડ, છપ્પનલખ બસે (૫૬૦૦૨૦૦) ગજપુરી<br>
સત્તરસે એકવીસ ( ૧૭૨૧ , કનક કલસો તેં પૂરી.<br>
સવાલક્ષ (૧૨૫૦૦૦) જાલી જડિત, બોહોતેરસેં (૭૨૦૦) બારી બડી<br>
રુદ્રમહાલય ઉપરે ચૌદ કરોડ (૧૪૦૦૦૦૦૦) મોહર કાગદ ચડી.

એને જ લગતું બીજું કાવ્ય મનહર છંદનું છે:—

ચૌદસેં સુવાલો થર થંભ સત સોળ જામે,
પુતલી અઢાર સહસ્ર માણિક્ય મોતી જડી.
તીસહિ હજાર જરી ઉડત પતાકે ધ્વજ,
હેમકે કલશ સેહે સત્તર એકી સડી
છપન લખ ઘોડે ગજ હરીક તાર બની
જાલી લખ સવા બારી બોહોતેર સેં બડી હૈ
સિદ્ધરાજ જયસિંહ રુદ્રમહાલય પર
ચૌદ ક્રોડ મોહોર ખર્ચ કાગદપે ચડી હૈ. ( ૧ )
મોહોર તણો માપો કહે સોળ રૂપૈયે એક.

મહીપતરામનું ગદ્યલખાણુ તો ઘણું છે, ને તેમાનુ કેટલુંક તો આપણે જોયું, પરંતુ તેનું પદ્યલખાણુ જોવાનો પ્રસંગ આપણને આ પુસ્તકમા મળે છે. એમા કેટલીક કવિતાઓ પ્રસંગાનુસાર રચાએલી જોવામા આવે છે. પ્રાર્થનાસમાજના સુરત હિમાયતીએ આરતી ગાઇ છે, તથા બીજા છંદવૃત્તોની અંદર કાવ્યો રચ્યા છે, અને સંકટ દૂર થવાને માટે પરમેશ્વરની પ્રાર્થના કરી છે. કવિતા સંબંધી મહીપતરામે ઉદ્‌ગાર કાઢ્યા છે. એમણે કહ્યુ છે કે “ કવિતા જોડવાનો મહાવરો કરવાનો વખત મને મળતો નથી. વળી જુવાનીમા કવિતા રચવાનો છંદ હાનિકારક છે. પિંગળના નિયમ ગોખી તે પ્રમાણે જેવી તેવી પોતાની નવી કે બીજાનીમા થોડા ઘણા શબ્દોનો ફેરફાર કરી બનાવી શકાય, પણ તેમા સુરસ હોતો નથી. તેમા અસલની ખૂબી હોતી નથી. તેની જોડે કવિતા જોડવામા મન લાગ્યાથી બીજાં કર્તવ્ય કરવા ગમતા નથી, મનમા ગર્વ ઉત્પન્ન થાય છે, અને વિદ્યાભ્યાસ અને ઉદ્યમ કરવાનો જે વખત તે નકામા ટાયલા લખવામા મિથ્યા જાય છે કવિતા રચવાને વિશેષ બુદ્ધિનો ખપ છે ને તે કોઇક માણસમા હોય છે. એ વિશેષ શક્તિની જોડે, અ-

લોકન શક્તિ, વિદ્યભ્યાસ, અને વિધવિધ વિષયોમા પુષ્કળ અનુભવ હોય તેઓજ ઉત્તમ કવિતા રચી શકે છે. સ્વભાવિક ઉમગે કરીને મહાબુદ્ધિવાન કવિઓ કવિતા રચે છે તેજ વખણાય છે ને અમર રહે છે." મહીપતરામ યુવાનીમા મુંબાઇ રહેતા હતા તે વખતે એમણે નવરાશના વખતમા કાવ્ય રચવાનો પ્રયાસ તો કરેલો, પરંતુ એ પ્રસાદી જન્મસિદ્ધ નહિ હોવાથી એ દિશા તેમણે છોડી દીધેલી લગે છે ને ગદ્ય પ્રતિ પોતાનો સતત પ્રયાસ કરેલો જણાય છે. પાર્વતીકુંવર આખ્યાનમા મહીપતરામે સ્પષ્ટ જાહેર કર્યું છે કે "ગ્રંથ રચવામા મને તેની (પોતાની સ્ત્રીની) તરફની મદદ હતી. ઘણીક સાસારિક વાતો, કહેવતો, ગીતો વગેરેનું જ્ઞાન મે તેનાથી મેળવી મારા પુસ્તકોમા દાખલ કર્યું. સમાજ ખાતે સમાજને અનુસરતા ગરબા અને દેશીઓ જોઇએ એવુ એકવાર અમારા મનમા આવ્યું. દયારામના ગરબા અને પ્રેમાનંદની દેશીઓ વાચી તે ઘાટના ગરબા અને દેશીઓ રચવાનો અમે વિચાર કર્યો. હું જોડું ને તે ઢાળમા બેસાડે. જ્યા બગામર ન જણાય ત્યા સુધારીએ; એમ આ સુબોધના ચાર અંકની ગરબીઓ અને બોધવચન બન્યા. અમારામા કવિતા રચવાની શક્તિ ન હોવાથી સરસ કવિતા ન જ બની શકે. પણ તેથી અમે હિમ્મત હાર્યા નહિ. કાઇ ઉપયોગમા આવી તો ઠીક ને ન આવી તો અમારા જ્ઞાનમા વધારો થશે તથા અમારો કાળ ઉત્તમ રીતે રોકાઇ નિર્દોષ આનદ પામીશું." મહીપતરામના આ સત્યકથનથી એમના પ્રતિ આપણને ભાવ થાય છે. એમની કવિતા ઉત્તમ તો નહિ, પરંતુ બોધ આપવાના જ આશયથી લખાયેલી હોવાથી એમનો ઉદ્દેશ પાર પડયો છે.

મહીપતરામના પદ્યસાહિત્યમા થોડીએક ગરબીઓ તથા 'બોધવચન' નામનું પુસ્તક છે. આ બોધવચનના પુસ્તકમા લોકોને બોધ જ આપવાનો પ્રયાસ થયેલો છે. કવિતા એટલી બધી ઉંચા પ્રકા-

રની નથી, તોપણ સસારી જનોને જે બોધ આપવામા આવ્યો છે તથા નિવૃત્તિ ને પ્રવૃત્તિ સ બધી જે વિચાર દર્શાવ્યા છે તે મનનીય છે એમા જે રાગ, ઢાળ આપવામા આવ્યા છે તે પ્રાચીનકાળમા પ્રેમાનદાદિ કવિઓ વાપરતા હતા તે જ છે એમા મહીપતરામ બહુધા પ્રેમાન દ કવિના કાવ્યોને જ અનુસર્યા છે મહીપતરામને તથા એમના ધર્મપત્નીને ઓખાહરણનો અભ્યાસ સારો હશે એમ આ પુસ્તકમા આપવામા આવેલા રાગઢાળથી કહી શકાય છે ખરૂ કહીએ તો એ પુસ્તક એ દ પતિના પ્રયાસનુ ફળ છે એમા બ નેનો હિસ્સો છે

મહીપતરામે આર ભમા તો પ્રાચીન કવિઓની માફક સ્તુતિ ગાઇ છે, તથાપિ એમણે ગણપતિ, સરસ્વતી વગેરે દેવદેવીઓને આરાધ્યા નથી, પર તુ એકેશ્વરવાદીએ માત્ર પ્રભુપ્રાર્થના જ કરી છે, ને કાવ્ય રચવાને માટે બુદ્ધિ પ્રેરવા તથા એમના આ પ્રયાસમા સહાય થવા વિજ્ઞપ્તિ કરી છે એમણે રાગ રામકળીમા ગ યુ છે કે,

વિશ્વનાથ વદન કરૂ, આરાધુ અવિનાશ,
કરજોડીને યાચના કરૂ, માગુ સાહે પિતાની પાસ
ચાલ- વિશ્વાધારને શરણે જાઉ, છો જગતનિયતા નાથ,
મતિ સારી પ્રેરો પ્રભુજી, દીનદાસનો સાહો હાથ
કોટિ બ્રહ્માડો કર્યાં જેણે, જેનો પાર ન જાણે પ્રાણી,
મહિમા તેનો કેઇ પેરે ગાઉ, જેને વર્ણી ન શકે વાણી
કૃતિ જેની કો શકે ન કળી જેની શકિત છે અગાધ,
અજરામર અનાદિ દેવ, એક શુદ્ધ છે અબાધ.
રવિશશી આકાશે શોભે, ગ્રહમ ડળ બહુ તારા
પ્રતાપ તારો બોધે સર્વે, છે અગમ્ય તારા ધારા
જગદુદ્ધાર ને જુગતાત, નમુ સાષ્ટાગે ભગવાન,
નમ્ર વચને નમીને બોલુ, કરો સાહે છુ નાદાન
ભકિત મુકિત દાતા વિભુ, ભકતવત્સલ પૂર્ણાન દ,

પામર પ્રાણી સ્તુતિ શું કરૂં, છઉં અજ્ઞાન મતિમંદ.
નરક નિવારણ ઉપાસું તને, નમું નિર્મળ સત્ય નામ,
પાવન થાવા પ્રણમું પ્રીતે, જાણી પરમારથનું કામ.
અકળ મહાબળ દયાસિંધુ, સદાચિદાનંદ બ્રહ્મ;
શુદ્ધ મને સેવું તેને, દેહમા રહેશે જ્યાસુધી દમ.
પ્રીતે વિનતી કરૂં પિતા, માગુ કૃપા તારી પાસ,
બોધવચન જોડું જુગતે, પામું પ્રેમ તારો એ આશ.
દિનાનાથ દયા કરીને, મુજ શ્રમ કરો સફલ
પ્રેરો બુદ્ધિ તો ગ્રંથ રચું, વાણી કરો સ્વામી ચપલ.

મુક્તિની ઇચ્છાવાળા જીવરામ મનસાપુરીમા ગુરુ આવે છે તેને મુક્તિના સાધન બતલાવવાને પૂછે છે. ગુરુ શુદ્ધ મનથી ઇશ્વરની ભક્તિ કરવાથી મોક્ષપદ પ્રાપ્ત થાય છે એમ કહે છે. તે પછી જીવરામ પ્રવૃત્તિ, નિવૃત્તિ ને સમવૃત્તિ એવી ત્રણ સ્ત્રીને પરણે છે. પ્રવૃત્તિથી એને પરિવાર થાય છે ને તે લોભ, મોહ, મત્સર, કામ ને ક્રોધ છે. આખરે

અંગે અંગે દુર્ગુણ ભરિયા, ધર્મ સાચા નહિં સાંભરિયા;
ઉગો એક રહ્યો નહિ દોષ, થયો વહેમ અધર્મનો કોષ.
બનિયો પાપી પુરો અંતે, એવે દીઠો મને એક સંતે,

સંતના ઉપદેશથી

વામી સઘળી વેદના, સુણી સંતની વાણી રે;
પ્રવૃત્તિને મે પારખી, વાત સાચી જ્યારે જાણી રે

જીવરામનો રાગ પ્રવૃત્તિ ઉપરથી ઉતરેલો જાણીને નિવૃત્તિ એની પાસે જઇ ભગવા ધારણ કરવાની ભલામણ કરે છે. તે કહે છે કે,

માથું મુછ ને દાઢી બોડાવી, થાઓ વેરાગી મુજ સાથ.
ભગવા પહેરો કે ભિભુત ચોળો, વાળો લંગોટી મુજપતિ.
દિક્ષા લો જઇ સાધુ પાસે, પામો બ્રહ્માનંદ થઈ જતી.

નિવૃત્તિ જીવરામને બોધે છે, કે સંસાર દુઃખથી ભરેલો છે. એમા કોઇ સુખ માનતું હોય તો તે સુખ ક્ષણિક છે. તે ચાર દિવસનું ચાદરણુંજ છે. પછવાડે અંધારી રાત હોય છે. માટે મુકિતની ઇચ્છાવાળાએ સંસારનો ત્યાગ કરવાનો હોય છે.

મહીપતરામ નિવૃત્તિ પાસે કહેવડાવે છે કે,

ન્યાયી ગયા અન્યાયી ગયા, ગયા જુલમી જાલમ જોર,
યવનરૂપી મુગલ ગયા, ગયા લુચ્ચા શાહ ને ચોર.
ઋષિ ગયા ને મુનિ ગયા, ગયા ગ્રંથના કરનારા,
ગુણી દુર્ગુણી સર્વે ગયા, ગયા સારા ને નઠારા.
અંગે બળિયા ને ઘણું ભણિયા, ગયા મૂર્ખને અજ્ઞાન,
મુજ દીનની શીખ માનો, હવે આવ્યું છે તમને ભાન.

જીવરામના મનની મુંઝવણમા મહીપતરામ સમવૃત્તિને આગળ કરે છે ને તેની પાસે કહેવડાવે છે કે,

સન્યાસી થયે સ્વર્ગ ન મળે, ન મળે પ્રભુનો પ્રેમ,
નથી મુકિત જોગી થવામા, નથી દેવની ઇચ્છા એમ.
સદ્ગુણી જન સાધુ કહેવાય, કરે ઉદ્યમ રહી સંસાર,
મનુષ્યે ધર્મ દીધા હરિએ, વર્તી સધર્મે પાડવા પાર.

પ્રવૃત્તિ, નિવૃત્તિ ને સમવૃત્તિ એ ત્રણ નારીઓની જુદી જુદી શીખામણોથી જીવરામ મુઝાવા લાગ્યાથી સાધુજન પ્રવેશે છે ને તે એવો બોધ આપે છે કે,

રાણા જીવાજી અધિપતિ, ચડો વાહન કરવા ગતિ,
જાણો પગને પૈડા ઠામ, ઠાઠું રથની સમાન.

મોટા થોડા મનોભાવ, જોડી પ્રવાસ જાઓ ગાવ,
પાંચ ઇંદ્રિ ભોમિયા કીજે, મારગ દાખવા જોડે લીજે.
કરો સારથી વિવેક રામ, રથ હાંકે કરી હરામ.
સજો હરિભક્તિ હથિયાર, સાથે લેજો અમવૃત્તિ નાર.
હિંડે નિવૃત્તિ પુંઠે નાર, નવ કરશો તેને હાર.
વિવેક લેશે તેનો સાર, છે સત્યનો લેનાર.
કરો પ્રવૃત્તિને કેદ, વદે વદન એમ વેદ.
જાણો મુખ્ય મોક્ષ ધામ, સદ્ભક્તિ વડે પામો રે
કરવા સફળ સંસારને, કરો સુનીતિના કામો રે.

આવા જ્ઞાનના ગ્રંથમાં મહીપતરામે ભોજનની સામગ્રીની પણ વ્યવસ્થા કરી છે.

વડા પાપડ શાક સ્વાદુ, મેલ્યા જીરૂં મીઠું મરી આદું,
કેળાં કેરીએ દીધી રાઇ, ભાતભાતની વાની છે તાહી.
ભાજી ભજીયા ગાંઇતા મેવ, મેલ્યા આરોગવા ભૂદેવ.
ભીંડા, કારેલા ચોળાસીંગ, ચણા ચોળા વધારેલા હીંગ.
દુધી સુરણ ચણાદાળ, મૂકયા વાલ વટાણા રસાળ.
ઢીલી દાળ રગડને કઢી, નાખી સ્વાદિષ્ટ માંહે વડી,
દહીં દૂધ ને શીરો પુરી, મેલી મલાઇ ઘણી મધુરી.
ખાજાં જલેબી સુરમા હારી. પાસે મૂકી વળી ઘીની વહાડી,
પેંડા બાસુંદી ને બરફી, ઘણી મીઠાઇ મુનીને અર્પી,

મહીપતરામ આગળ ચાલતાં કહે છે કે,

અંતે કરૂં મનોનિગ્રહ, ધર્માચરણે ચાલી રે
ભાવે ભજું ભગવાનને, દુરાચારને બાળી રે.

આ બોધવચન અધૂરૂં લખાયેલું છે, કારણ ઓગણીસમું કડવું પૂરૂં થયેલું નથી. આ કારણથી તે અધૂરૂં રહ્યું હશે તે કહી

શકાતુ નથી. તોપણ જેટલુ પ્રસિદ્ધ થયુ છે તેટલા ઉપરથી આપણે મહીપતરામ વિશે એટલુ કહી શકીએ કે એમણે પ્રજાને જ્ઞાનનો બોધ દષ્ટાંતો આપીને કર્યો છે, કામ, ક્રોધ, મોહ, લોભ, મત્સર, અહંકાર વગેરે ષડ્રિપુથી મનુષ્ય માયાજાળમા ફસાઇ કુકર્મ કરે છે તેમથી તેને બચાવવાને એનો આ પ્રયાસ છે એ બોધ વચનં પૂરૂ લખાયેલુ હોત તો મહીપતરામનો આશય શો હતો તે પૂરેપૂરો સમજાત, તથાપિ જેટલુ લખાયુ છે તેટલા ઉપરથી મહીપતરામની વૃત્તિ કેવી હતી તે સહજ સમજી શકાય એમ છે મહીપતરામ આખરે

> સંસારમા બે કૂવા છે મોટા, તેના સુખ દુખ જાણો નામ,
> પડે છે નિશ્ચે સર્વે તેમા, નથી બચી જવાનો ઠામ
> ૦ નાની ભકતો જાણે છે એવુ, હરિ ઇચ્છાએ થાયે છે સર્વ,
> વૃત્તિ સમાન રાખીને સદા, પાળે સદ્ધર્મ અડી ગર્વ
> પ્રવૃત્તિને, પારખી પકડો, ગખો કારાગૃહમા પુરી,
> પહોરો મુકો નિવૃત્તિનો, ચોકી રાખે નહિ અધુરી
> સમવૃત્તિએ સદા ચાલીને, હરિ ઉપાસો શુદ્ધ મને,

ગાઇ બોધવચન અપૂર્ણ મૂકે છે

મહીપતરામનુ મુસાફરીના વર્ણનનુ પુસ્તક "ઇંગ્લાંડની મુસાફરીનુ વર્ણન" એ નામનુ છે. એ ઇંગ્લાંડ ગયા તે વખતે એમની મુસાફરી દરમિયાન એમના જોવામા જે જે નવીન બાબતો આવી તથા જેના જેનાથી એ સાનંદાશ્ચર્ય પામ્યા તે તે બાબતોનુ એમા સંક્ષિપ્ત વર્ણન કરવામા આવ્યુ છે એમણે તારીખવાર નોધ કરેલી ને તે નોધ આખરે પુસ્તક રૂપે સને ૧૮૭૪ મા પ્રસિદ્ધ કરવામા આવી સંવત ૧૯૧૬ ના ચૈત્ર શુદિ ૫ ને મંગળવાર તા ૨૭ મી માર્ચ સન ૧૮૬૦ ની રાત્રીના સાડાનવ વાગે એમના વહાણનુ લંગર ઉપડયુ

ત્યારથી સને ૧૮૬૧ના અપ્રિલ માસની ૧૩ મી તારીખે તે મુંબાઈ પાછા ઉતર્યા ત્યાં સુધીનો પોતાની મુસાફરીનો હેવાલ એમની સરસ, આકર્ષક ને સાદી શૈલીમાં એમણે પ્રજા સમક્ષ રજુ કર્યો છે. મહીપતરામને સમુદ્ર શું ને સમુદ્રની મુસાફરી શું એનો ખ્યાલ પ્રથમ જ આવ્યો. એથી એમના ચક્ષુ ઉઘડયા. એ પોતે કહે છે કે "ચોતરફ મહાસાગરનો બહોળો ફેલાવો પહેલો જ તે દિવસે મારા જોવામાં આવ્યો. રત્નાગર હર્ષમાં થોડો થોડો ઉછળી ઉછળી ધીમા ધીમા ફુફાડા મારતો હતો, અને વહાણનો વરાળીઓ થોડો ખુમારી ગયો હતો. ચોમેર જળ દેખાતું હતું. ઉપર આભ ને નીચે પાણી સિવાય બીજું કાંઇ નજરે પડતું ન હતું" આવા દશ્યો સ્નેહ આપ્ત જનોથી થોડા સમયને માટે પણ વિખુટા પડવાને લીધે તેમના વિયોગને લીધે હૃદયમાં થતી લાગણીને વિસારે પાડતા હતા.

મહીપતરામને વૈશાખ શુદિ ૯ ને રવિવાર તા. ૨૯ મી અપ્રેલની સવારે ઇંગ્લાંડનો કિનારો દેખાયો જે વખતે એમણે ઇંગ્લાંડના કિનારા ઉપર પગ મૂકયો તે વખતે એમને એટલો બધો હર્ષ થયો હતો કે તેનું યથાસ્થિત વર્ણન થઇ શકે નહિ. એ તે સ્વપ્નું કે સાચું ? જે વસ્તુ સ્વપ્નમાં પણ બનવી મુશ્કેલ તે ખરેખરી બની તેથી હર્ષ થાય એમાં તો કાંઇ આશ્ચર્ય નથી જ મહીપતરામના સબધમાં એ સ્વપ્નું નહોતું પણ સાચું જ હતું લંડનમાં જોવા લાયક ચીજો, પરંતુ રાજ્યરચના, તેની બાંધણી, સગ્રહસ્થાનો વગેરે જોઇ એમની ઉંઘ ઉડી ગઇ ને એમને જાગૃતિ આવી બધું નવું નવું જોઇ એ આશ્ચર્યચકિત થયા

ઇંગ્લાંડ ગયાથી મહીપતરામને ઇંગ્લાંડની રાજનીતિનો અનુભવ મળ્યો રાજાના અખતિયાર વિષે માહિતી મળી અમીરોની સભા, મ્યુનિસિપાલ ખાતું, વગેરે જુદાં જુદાં રાજ્યના ખાતાઓના કર્તવ્યો

થાં ને કેવા છે તે જાણ્યું. એમને તો ઇંગ્લાડની ટ્રેનિંગ કૉલેજમાં અપાતા શિક્ષણનો અનુભવ લેવાનો હતો, પણ તે અનુભવ ઉપરાત એમને ત્યાની દુનિયાદારીનો, ત્યાંના રીતરિવાજનો, ત્યાની સ્ત્રી કેળવણીનો, વિદ્યાના ફેલાવાનો એવો જાતજાતનો અનુભવ થયો એટલુંજ નહિ, પણ અંગ્રેજ લોકોની ચાલચલણ, તેમની લગ્નની રૂઢિ તથા લગ્નની ક્રિયા, જ્ઞાતિભેદ, સ્ત્રીઓના અખ્તિયાર વગેરે સાંસારિક બાબનોનો પણ પ્રત્યક્ષ અનુભવ મળ્યો. એથી એ સર્વ બાબત વિષે ઇંગ્લાડથી પાછા ફર્યા પછી સુધારા દાખલ કરવાને મથન કરવાનો, તથા તે સંબંધો જાહેર ભાષણો કે ઉપદેશો આપી આગ્રહપૂર્વક લડત ચલાવવાનો એમણે મનસૂબો કર્યો. ઇંગ્લાડની મુસાફરીથી મહીપતરામનું હૃદયકમળ ખીલ્યું ને એ હૃદયના પાખડીઓ ઉઘડી સર્વ દિશાએ પ્રસરી. ઇંગ્લાડમા પ્રાપ્ત થયેલા જ્ઞાનનો લાભ એમણે આપ્યો. ઇંગ્લાડની મોટાઇ અવલોકી એમના દિલનો દિમાગ ઉતર્યો, ને દેશનું, સમાજનું ને પ્રજાનું ભલું જે રીતે થતું હોય તે રીતે કરવામા એમણે પાછી પાની કરી નહિ. એમણે પોતાના પંડને દેશહિતના કાર્યમાજ સોંપી દીધું ને યથાશક્તિ સેવા બજાવી.

ઇંગ્લાડની મુસાફરીનું પુસ્તક ૧૮૭૪ મા પ્રસિદ્ધ થયું હતું. એમણે એ પ્રસિદ્ધ કર્યું હતુ તે છતા પણ એમના મિત્ર કરસનદાસ મૂળજીએ સને ૧૮૭૬ મા " ઇંગ્લાડની મુસાફરીનું " પુસ્તક પ્રસિદ્ધ કર્યું ને મહીપતરામના અભિપ્રાયને માટે એને તે મોકલવામા આવ્યું ત્યારે એમણે આના જેવું બીજું કોઇ પુસ્તક નથી એવું કહી કરસનદાસના પુસ્તકને અગળ કર્યું. આજ મહીપતરામનું સૌજન્ય. આ એકજ દૃષ્ટાત મહીપતરામનું ચારિત્ર્ય આલેખવાને પુરતું છે.

મહીપતરામનું ઘણું અગત્યનું પુસ્તક 'પાર્વતીકુંવર આખ્યાન' એ નામનુ છે. પાર્વતીકુંવર મહીપતરામના ધર્મપત્ની. પત્નીનું

આખ્યાન પતિ લખે એમા કાઇ વિશેષતા હોવી જોઇએ. મહીપતરામે પાર્વતીકુંવરની પ્રશંસા જ કરી છે. એ પ્રશંસાને તે યોગ્ય જ હતા. પણ જ્યા સુધી મહીપતરામ બાળક હતા ને જ્યાં સુધી એમને પોતાની સ્રીની યોગ્યતા જણાઇ નહોતી ત્યાં સુધી એ તેમના પ્રતિ ક્રોધથી વર્તતા, પણ જ્યારથી એમણે પત્નીના ગુણ પારખ્યા ત્યારથી એમનું ખોળિયુંજ બદલાઇ ગયું. એ બાઇ ખરેખર સાદા, ધર્મિષ્ઠ, પતિપરાયણ, દયાળુ ને નિરભિમાની હતા તે ભણેલા નહોતા. પરંતુ જેટલી કેળવણી ઘરમા લઇ શકાય તેટલી કેળવણી તેમણે લીધેલી હતી એ કેળવણીમા તથા જ્ઞાનમા મહીપતરામના સહવાસથી વૃદ્ધિ થયેલી. એમના સમયમા પુરુષકેળવણીનો જ આરંભ થયો હતો ને તે પણ થોડા લોકોજ તેનો લાભ લેતા થયા હતા તો પછી સ્રીકેળવણીની તો આશાજ શી રીતે રાખી શકાય ? તથાપિ એ બાઇએ ગૃહકેળવણી લીધેલી હતી. એમની વૃત્તિ નાનપણથી જ ધાર્મિક હોવાથી મહિમ્ન, શિવકવચ તથા શ્લોકો એમને મુખપાઠે હતા. એ ઉપરાંત ધ્રુવાખ્યાન, નરસિંહ મહેતાનું મામેરૂં, ઓખાહરણ, નળદમયંતી, દશમસ્કંધાદિક કવિનાના ગ્રંથો ઢાળ પ્રમાણે વાચતાં તથા ગાતા એમને આવડતા હતા. કાળીદાસ કૃત ધ્રુવાખ્યાન, મામેરૂં વગેરે કવિતા તથા લગ્ન જનોઇ પ્રસંગે ગવાતા ગીતો તો સુરતની નાગર સ્રીઓનો મુખપાઠ હોય છે એટલે પાર્વતીકુંવર તેનો અપવાદ નહોતા. એ બલી બાઇ સ્વભાવે ઘણા ગરીબ હતા. નાનપણમાથી સાસરાનો ઘરધંધો માથે પડેલો એટલે ગૃહ કેવી રીતે ચલાવવું તે અનુભવથી તે શીખ્યા હતા. મહીપતરામની પ્રકૃતિ નાનપણમા તામસી ખરી. જેમ જેમ એમને માથે વીનતી ગઇ તેમ તેમ એ તામસ દબાતો ગયો અને એમણે શાંતિ પકડી હતી, તથાપિ કોઇ પ્રસંગે:એ તામસનું સ્વરૂપ દેખાવ દેતું ખરૂં. પાર્વતીકુંવરે મહીપતરામને અનેક બાબતમા સહાયતા આપી છે. સ્રી કેળવણીની બાબતમા એમણે આગળ

પડતો ભાગ લીધો હતો. મહીપતરામના વિદેશગમન પ્રસંગે એમને સમાવહાલાએ ઘણાં ગભરાવ્યા હતા પરંતુ એ ગભરાયા નહોતા ને અડગ રહ્યા હતા. એ ધર્મિષ્ઠ હતા ને સેવા પૂજા કરતાં હતા, પરંતુ ઉત્તરાવસ્થામા તે પ્રાર્થનાસમાજના સભ્ય થયા હતા. ટુંકાણમા એ પુસ્તક વિષે એટલુજ કહું તો બસ છે કે એ પુસ્તકની પ્રસિદ્ધિ મહીપતરામનું એક પ્રકારનું પ્રાયશ્ચિત છે. એમા એમની આત્મકથા છે. એ સ્ત્રીએ મહીપતરામને કેવી કેવી જાતની કેવે કેવે પ્રસંગે સહાયતા આપી હતી તેનું સવિસ્તર વર્ણન છે, એટલે એ સંબંધમા વિશેષ કહેવા જેવું નથી. પરંતુ એ પુસ્તકથી, એમનો ગૃહસંસાર કેવો હતો તે તથા એ દંપતિએ કેટલું કેટલું ભોગવ્યું હતું તે જાણવાનું સાધન આપણને પ્રાપ્ત થાય છે. મહીપતરામે એ પુસ્તક પ્રસિદ્ધ કરી એ રીતે પોતાની ધર્મપત્નીનું શ્રાદ્ધ સાર્યું છે

---

# સાર્વજનિક પ્રવૃત્તિ.

મહીપતરામની વૃત્તિ સાંસારિક અને ધાર્મિક સુધારણા પ્રતિ વિશેષ હતી, તથાપિ એમણે સાર્વજનિક કાર્યોમા પણ જાતિભેદ રાખ્યા વિના પૂર્ણ ઉત્સાહથી તથા હૃદયથી ભાગ લીધો* હતો. અમદાવાદમા ફાર્બસ ફૉર્બ્સ સાહેબ સ્થાપિત સુપ્રસિદ્ધ 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ' અસ્તિત્વ ધરાવતી હતી. એ મંડળે ગુજરાતી સાહિત્યની કે વાઙ્મયની અપ્રતીમ સેવા બજાવી છે. એ સંસ્થા, મહીપતરામ અમદાવાદમા ટ્રેનિંગ કૉલેજના મુખ્ય શિક્ષાગુરુ નિમાયા તે વખતે, બાળવયમા હતી, તથાપિ અમદાવાદના નગરશેઠોના, રાજારજવાડાઓના અને સાહિત્યરસિક પુરુષોના સહકારથી સારૂં કામ કરતી હતી. એ સંસ્થાના કેટલાક આજીવન સભાસદો હતા. મહીપતરામ પણ એના આજીવન સભાસદ થયા ને તેની કાર્યવાહક સમિતિના સભ્ય પણ બન્યા. મહીપતરામને સાહિત્યનો શોખ હતો. એ સંસ્થામા મુખ્યત્વે ક રીતે સાહિત્યોત્કર્ષ માટે અનેક વિધ પ્રયાસ કરવામા આવતા હતા તથા ગ્રંથો લેવામા આવતા હતા. ફાર્બસ, કર્ટિસ જેવા ઉમંગી ને ઉત્સાહી પુરુષોના મંત્રીપદ તળે એ સંસ્થાએ પુષ્કળ પ્રગતિ કરી હતી. મહીપતરામ એની કાર્યવાહક સમિતિના સભાસદ હતા તે વખતે એમણે પણ ઉત્સાહપૂર્વક તથા ખંતથી ભાગ લીધો હતો. એ સંસ્થાના સ્થાપક કે જનક આત્મા ફૉર્બસ સાહેબ, પોષક ને ચાલક આત્મા કવિ દલપતરામ ડાહ્યાભાઈ ને સંવર્ધક આત્મા મહીપતરામ હતા. એ વિષે એમ કહેવામા આવેલું છે કે " રા. સા. મહીપતરામ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ત્રણ મહાન હિતચિંતક—એને જન્મ આપનાર ઑનરેબલ ફાર્બસ સાહેબ, એના બાલ્યના પોષક

અને હજુ પણ બનતી સંભાળ લેનાર કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ અને એના તારૂણ્યના સંવર્ધક રા. સા. મહીપતરામ પોને—ની ત્રિપુટીમાના હતા."

સને ૧૮૭૬મા મહીપતરામ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મંત્રી નિમાયા, ને એમનું અવસાન સને ૧૮૯૧ મા થયું ત્યા સુધી લગભગ સાડાચૌદ વર્ષ સુધી એમણે બુદ્ધિકૌશલ્યથી, દીર્ઘદષ્ટિથી, ખંતથી, ઉત્સાહથી, નિ:સ્પૃહ પ્રમાણિકપણાથી ખાતાનું હિતજ વિચાર્યું હતું. આ એમની પ્રકૃતિ એકલી સોસાયટીને અંગે જ નહોતી, પરંતુ જે જે ખાતાઓનું નેતૃત્વ એમના હસ્તકમા હતું તે સર્વ ખાતામા પણ એવીજ ખંત, એવોજ ઉત્સાહ તથા એવુ જ નિષ્પક્ષપાતપણું જોવામા આવતા હતા. આ પ્રમાણે અનેક ખાતાઓ એમના નેતૃત્વતળે તથા સલાહ પ્રમાણે કાર્ય કરતા હતા તો પછી એમને આપણે કેવા કહેવા ? અષ્ટાવિધાની કે બહુવિધાની ? એમને ગમે તે નામ આપીએ, તોપણ તે નામને એ લાયક જ હતા. એક સમયે એમને વિષે અમદાવાદમા એમ કહેવાતું કે જે સસ્થામા કે ખાતામા મહીપતરામનુ નામ અગ્રસ્થાને ન હોય તે સસ્થા નિર્જીવ કે તે ખાતું નિર્માલ્ય. એટલુ પણ ખરૂં કે અમદાવાદની સામાજિક, સાંસારિક, સાર્વજનિક કે રાજકીય પ્રવૃત્તિમા મહીપતરામનું અગ્રેસગપણુ ખરૂંજ. એની આગેવાની વિનાની સંસ્થા કે સમાજ સજીવ નહોતી, પણ નિર્જીવ જ હતી. એ સાથે એટલુ પણ ખરૂં કે જે જે સંસ્થાની આગેવાની એમણે સ્વીકારી હતી તે તે સંસ્થા હમેશા પ્રગતિ કરતી હતી. દૃષ્ટાંત તરીકે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનુ મંત્રીપદ એમને સને ૧૮૭૬ મા મળ્યુ તે સમયે એ સસ્થાનું ભંડોળ માત્ર ૨૭૫૦૮-૧૨-૪ નુ હતું. એમા સ્થાવર મીલકત વગેરે ઉમેરીએ તો તે ભંડોળ ૩૮૬૮૩-૦-૩ નું કહેવાય. મહીપતરામ સાડા ચૌદ વર્ષ સુધી એ સંસ્થાના મંત્રી રહ્યા તે દરમિયાન એ સંસ્થાએ

પ્રતિવર્ષ પ્રગતિ જ કરી હતી ને એમનું અવસાન સને ૧૮૯૧ મા થયું તે સમયે એ સંસ્થાનું પોતાનું અને એને સોપાયેલા અનેક ફંડોના નાણાનું ભંડોળ મળીને ૧૦૩૦૩૬–૪–૮રૂપિયાનુ હતું. આ આકડા ઉપરથી સહજ સમજી શકાય એમ છે, કે મહીપતરામે પોતાની લાગવગથી, કાર્યદક્ષતાથી, પોતાના બુદ્ધિકૌશલ્યથી એ સંસ્થાની અત્યુત્તમ ને અનુપમ સેવા બજાવી છે. એ સંસ્થાના બાલ્યકાળમા કવિ દલપતરામે સંસ્થા તરફથી પ્રસિદ્ધ થતા બુદ્ધિપ્રકાશને પોતાના તેમજ ઇતર સાહિત્યથી પોષી એની કીર્તિ ગુજરાત કાઠિયાવાડમા ફેલાવી હતી. પરંતુ જ્યારે મહીપતરામ યોદ્ધો કવિ દલપતરામની સાથે જોડાયો ત્યારથી એ બે યુદ્ધવીરોએ મળી સંસ્થાને તેમજ તેના માસિકને ઘણી ઉંચી પદીએ આણ્યા. મહીપતરામે એ સંસ્થાની સરદારી લીધી તે વખતે નામના ખાનગી ફંડો એ સંસ્થાના દસ્તકમા હતા, પરંતુ તે પછી એ સંસ્થાની ઉપયોગિતા તથા લોકપ્રિયતા એટલી બધી વિસ્તૃત થઇ કે અનેક સદ્‌ગૃહસ્થોએ સાહિત્યના ઉત્કર્ષને માટે નાણા એ સંસ્થાને આપવા માંડયા ને તેના વ્યાજમાથી અનેક ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ થવા લાગ્યા, અનેક ભાષણો અપાયા ને અનેક ઇનામોની તથા શિષ્ય વૃત્તિઓની વ્યવસ્થા કરવામા આવી. આ પ્રમાણે મહીપતરામની કારકીર્દિ દરમિયાન એક ખાનગી ફંડમાથી વીસ ખાનગી ફંડો સંસ્થાને સ્વાધીન થયા હતા. આ સેવાને કોણ નિર્માલ્ય કહી શકે ? આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે મહીપતરામના ઉપર જનસમાજનો અત્યંત વિશ્વાસ હતો. સોસાયટીને સોપવામા આવેલા નાણા વેડફાઇ નહિ જાય, તેનો દુરુપયોગ નહિ થાય, ને જે આશયથી નાણા આપવામાં આવેલા તે આશય પ્રમાણે કાર્ય થશે તથા તેમા કોઇ પણ પ્રકારની પ્રક્ષાપક્ષી નહિ થાય એવી લોકોની એમના પ્રતિ શ્રદ્ધા તથા ખાતરી, એ વિના બીજું શું કહેવું ? મહીપતરામ સોસાયટીના ખરેખરા હિતચિંતક હતા. એમની

નિયમસર ને પદ્ધતિસર કામ કરવાની ટેવ, તે સાથે એમનો ઉદ્યમ તથા એમનું નિસ્પૃહીપણું એજ એના ઉત્કર્ષનું મૂળ હતું. મહીપતરામની જનસમાજ ઉપર એવી સરસ છાપ પડી હતી કે એના નામથી જ નવસારી ભારે થતું ને રામને નામે પત્થર તરતા હતા જન સમાજના મત ઉપર આવો વિશ્વાસ બેસાડવો એ કાંઈ રમતની વાત ન હતી. મહીપતરામમા મહીપતરામપણું હતું તો એને નામે પત્થર તરવા લાગ્યા હતા. એમના અવસાન પછી એને વિષે સોસાયટીના પ્રમુખ સાહેબ રણછોડલાલે સોસાયટીની વાર્ષિક સમગ્ર સભામા જે હૃદયના ઉદ્દગાર કહાડયા છે તે વાસ્તવિક છે. તેમણે કહ્યું હતું કે “ એ રીપોર્ટમા રા. સા મહીપતરામે કરેલી લાબી મુદ્દતની અને ઉત્સાહપૂર્વક સેવાની નોંધ લઇ તેમના મૃત્યુ માટે દીલગીરી દર્શાવી છે તે વાસ્તવિક કીધું છે. રા. સા. મહીપતરામના ખેદકારક મૃત્યુ વિષે સોસાયટીની મેનેજીંગ કમિટિએ નોંધ લઇ પોતાની દીલગીરી પ્રદર્શિત કરી હતી અને રા સા મહીપતરામના પુત્રોને દિલાસા પત્ર લખી મોકલાવ્યો હતો તે છતા આ સમગ્ર સોસાયટીની સભા તરફથી તેમના શોકજનક મૃત્યુ વિષે દીલગીરી બતાવવાની અને તેમણે બજાવેલી સોસાયટીની મોટી સેવા માટે ઉપકાર માનવાની તક ચૂકવી જોઇતી નથી. રિપોર્ટમા દર્શાવ્યા પ્રમાણે રા. સા મહીપતરામે સોસાયટીની ભારી સેવા બજાવી છે, અને સોસાયટી હાલ જે ઉન્નતિએ પહોચેલી છે તે તેમનાજ અથાક ઉત્સાહ અને શ્રમનું ઘણે અંશે પરિણામ છે એમ કહીએ તો ખોટું નથી. ”

પ્રમુખ સાહેબનો ઉપલો ઉદ્દગાર એમના અંતઃકરણનો હતો, પરંતુ વ્યવહારને કે સભ્યતાને લગતો નહતો. કારણ આપણે જોયું છે કે મહીપતરામે સોસાયટીની ખરેખરી સેવા બજાવી છે, ને એ સેવા એમના ખરા અંતઃકરણની ને નિઃસ્વાથી હતી, ને તેથી જ એ સંસ્થાની અભિવૃદ્ધિ પ્રતિવર્ષ થતી ગઇ હતી.

મહીપતરામનુ બીજુ સાર્વજનિક કાર્ય ભોળાનાથે પોતાના બીજા પુત્ર આપારાવના સ્મરણાર્થે અમદાવાદમા રાયપુર નામના લત્તામા સ્થાપેલી પુસ્તકશાળાના પ્રમુખપણાનુ હતુ એ પુસ્તક શાળામા નવરી વિના મૂલ્યે વાચવા જવાની તથા તેનો લાભ લેવાની છૂટ મૂકવામા આવી હતી. એ ફડના રૂ ૭૦૦૦) ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને સોપવામા આવ્યા હતા ને સોસાયટી તેનું વ્યાજ ઉત્પન્ન કરી તે વ્યાજ એ પુસ્તકશાળાની ચાલુ વ્યવસ્થાને માટે તેના વ્યવસ્થાપકને સ્વાધીન કરતી હતી મહીપતરામ એ પુસ્તક શાળાના પ્રમુખ હતા એમના સરદારીપણા નીચે એ પુસ્તકશાળા સારી વ્યવસ્થાવાળી કહેવાતી ને તેનો ઉપયોગ આસપાસના તથા દૂરના નાગરિકો કરતા હતા

મહીપતરામની સાર્વજનિક પ્રવૃત્તિ અનેક પ્રકારે હતી ઘણી ખરી સાર્વજનિક સસ્થાઓ એમના ક્યા તો પ્રમુખપદે કિવા મત્રીપદે કાર્ય કરતી હતી ભોળાનાથ સારાભાઈનુ અવસાન સને ૧૮૮૪મા થયુ તે પછી એમના સ્મારક માટે એમના મિત્રોએ ઉઘરાણુ કર્યુ હતુ તેમા રૂપિયા શુમારે આઠ હજાર ભરાયા હતા અમદાવાદમા સ્ત્રી કેળવણીનો પ્રચાર દીનપ્રતિદીન વૃદ્ધિ પામતો ગયો હતો સ્ત્રીઓની ઉન્નતિ વિશેષ કેવી રીતે થાય તેનો વિચાર અમદાવાદના ગૃહસ્થો કરી રહ્યા હતા કન્યાશાળામા ભણીગણીને ઉઠી ગયા પછી ને સસારવ્યવહારમા પડ્યા પછી તેમણે લીધેલા જ્ઞાનમા કે મેળવેલી કેળવણીમા વૃદ્ધિ થાય એવો રસ્તો શોધવાને તથા લેવાને તેઓ ઉત્સુક હતા એથી સ્ત્રીઓને માટે એક વિશ્રામ મંદિર બાધવુ એવા નિશ્ચય ઉપર ગૃહસ્થો આવ્યા. સ્ત્રીઓને નવરાશના વખતમા સારા સારા બોધદાયક પુસ્તકો વાચવાનુ એક બીજી સ્ત્રીઓ સાથે હળવામળવાનુ તથા તેમના જ્ઞાનનો લાભ લેવાનુ ને એ રીતે તેમની નીતિરીતિ સુધારવાનુ સાધન એ વિશ્રામમંદિર હતુ સ્ત્રીએ સ્વાદિ

પ્રસંગે, મંદિરોમાં દેવદર્શને, તથા એવા સામાજિક કાર્ય વેળા પુરુષ સાથે ભળે છે, પરંતુ પુસ્તકાલયોમાં પુરુષ ભેગી ભળવાનો તેમનો સ્વભાવ નથી. તેથી સ્ત્રીઓને માટે હળવામળવાનું, પુસ્તકો વાંચવાનું, સ્વતંત્ર સ્થાન હોવું આવશ્યક છે એવું નેશનલ ઇંડીયન એસોસિએશન ' ની ગુજરાતની શાખાના સભાસદોના મનમાં આવ્યું, ને તેથી એ વિશ્રામમંદિર સ્થપાયું. એવામાં ભોળાનાથના સ્મારકને માટે ભેગું થયેલું નાણું ઉપલી સંસ્થાને સુપ્રત કરવાથી એ મંદિરનું નામ ' ભોળાનાથ સારાભાઇ લિટરરી ઇન્સ્ટિટયુટ ફોર વીમેન " એવું પાડી મકાન બંધાવવાનો ઠરાવ થયો. મહીપતરામ નેશનલ ઇંડિયન એસોસિએશનના મંત્રી હતા ને ભોળાનાથના મિત્ર હતા એટલે એ કાર્યમાં એમણે કેટલો ને કેવો ભાગ લીધો હશે તે તો વાચક સહજ સમજી શકશે. મિત્રે મિત્રની યાદગિરી રાખવાને માટે ઘણી સારી યોજના કરી એમ કહેવામા અતિશયોક્તિ નથી. મહીપતરામ આ સંસ્થાના મંત્રી નીમાયા હતા.

મહીપતરામની સાર્વજનિક પ્રવૃત્તિ એક દેશીય નહોતી, પરંતુ અનેક દેશીય હતી. ન્યાતજાતનો તફાવત એ રાખતા નહોતા. નેશનલ ઇંડિયન એસોસિએશન અંગ્રેજોનું મંડળ હતું તેમા એ મંત્રીપદ ભોગવતા હતા તેમ 'અંજુમને ઇસ્લામ' નામની મુસલમાની સંસ્થાનું પ્રમુખપદ પણ તે ભોગવતા હતા. એ ઉપરાત સ્ત્રીઓ માટેજ બાંધવામા આવેલી 'જ્યુબીલી હોસ્પિટલ'ની કાર્યવાહક સમિતિના પ્રમુખ પણ એ હતા.

માલસામાન વહેનારા ગાડાના માલીકો બળદોના ગજા ઉપરાત ગાડામાં ભાર ભરતા ને તેમના શરીરમા પરોણાની આર ઘોચી લોહી કાઢી જાનવરો પ્રત્યે ક્રૂરતા તથા નિર્દયતાથી વર્તતા તેથી પ્રાણીઓ પ્રતિ ક્રૂરતા અટકાવનારી સભા સ્થાપવામા આવી હતી તેના પણ મ.

મહીપતરામ પ્રમુખ નીમાયા હતા. તદુપરાત લેડી ડફરીન ફંડના પણ એ મંત્રી હતા. આ બધાં સાર્વજનિક કાર્યો એક હાથે સર્વ સભાસદોને સંતોષ થાય એવી રીતે ચલાવવાની એમનામા અપૂર્વ શકિત હતી, ને એ શકિતનો લાભ સર્વ કોઇ વિના સંકોચે લેતું હતું

ભોળાનાથ પ્રાર્થનાસમાજના આદ્ય સ્થાપક ને મહીપતરામ તેના કાર્યવાહક હતા, પરંતુ ભોળાનાથના અવસાન પછી મહીપતરામ એ સમાજના પ્રમુખ નીમાયા હતા, ને એ પદ પણ એમણે શોભાવ્યું હતું. આ ઉપરાંત હિન્દુસંસાર સુધારાસમાજના તેમજ વિધવા-વિવાહ સભાના એ પ્રમુખ હતા. આ બધી એમની પ્રવૃત્તિ અવલો-કતાં કહેવું પડે છે કે એમને બધી કોમો પ્રત્યે ભિન્નભાવ નહોતો પરંતુ બંધુભાવ હતો. એમની કામ કરવાની કુનેહથી એમણે હિન્દુ, પારસી, અગ્રેજ, મુસલમાન વગેરે સર્વે કોમોની પ્રીતિ સંપાદન કરી હતી. આટલાં બધા કામો એક નિષ્ઠાથી કરવાને લીધેજ મેં એમને 'બહુવિધાની કહ્યા છે તે યોગ્યજ જણાય છે. એથીજ એમના મિત્રોએ તથા પ્રશંસકોએ એમને મહાપુરુષ કહ્યા તેમાં જરા પણ ખોટું નહોતું.

---

# રાજકીય પ્રવૃત્તિ.

મહીપતરામની ઉપર ગણાવવામાં આવેલી અનેક પ્રકારની સાર્વજનિક પ્રવૃત્તિમા અમદાવાદની મ્યુનિસિપાલિટિના કે શહેર સુધરાઇના એક સભ્ય તરીકેની એમની પ્રવૃત્તિ પણ ગણાવી શકાય, કારણ એ પ્રવૃત્તિ અમુક અંશે સામાજિક હતી. પરંતુ એમની એ પ્રવૃત્તિને સાર્વજનિક પ્રવૃત્તિથી છૂટી પાડી તેને રાજકીય પ્રવૃત્તિ કહી છે તેના પણ કારણ છે. શહેર સુધારાની સભા પ્રજાહિતના કાર્યો કરે છે, તેમ તેમા અમુક અંશે રાજકીય અંશ પણ રહેલો છે. શહેર સુધરાઇ એ એક પ્રકારનું સ્થાનિક સ્વરાજ છે મહીપતરામ વિલાયત ગયા ત્યા તેમણે મ્યુનિસિપાલિટિનું તથા પાર્લામેંટનું બંધારણ અવલોકયું હતું તથા તેમા ચાલતા કામકાજની માહિતી પણ મેળવી હતી. એમને મળેલા એ અનુભવનો લાભ શહેર સુધરાઇના એક સભ્ય બન્યાથી જ પ્રજાને આપી શકાય, દેશહિતના કાર્ય કરી શકાય, પ્રજાની ઉન્નતિના રસ્તા લઇ શકાય, ને એ રીતે સ્થાનિક સ્વરાજની અંદર ભાગ પણ લઇ શકાય. મહીપતરામનું લક્ષ્યબિંદુ શહેર સુધારણાનું ને સંસારસુધારાનું ને સમાજસેવાનું હતું. એ લક્ષ્યબિંદુ સાગોપાગ ઉતારવા માટે તથા ધારેલા ઉદ્દેશો સર્વાંશે નહિ તો અમુક અંશે પાર પાડવાને માટે શહેર સુધરાઇના સભ્ય થવાની એમને જરૂર જણાયેલી, ને તેથી એ સંસ્થામા દાખલ થઇ એમણે આગળ પડતો ભાગ લેવા માડયો. મહીપતરામની બચપણથી જ પ્રકૃતિ ઉત્સાહી ને ઉમંગી હતી તથા જે કામ કરવાનું માથે લીધું તે કામમા વિઘ્નો આવે તે વિઘ્નોની પરવા કર્યા સિવાય, તેની સામે ટક્કર ઝીલી, તેમા પાર ઉતરવું એવો આગ્રહી સ્વભાવ એમનો હતો.

બચપણમા એમની પ્રકૃતિ તામસી હશે પણ એ તામસ જ્યારથી એનું હૃદય ભક્તિમય થયુ, જ્યારથી પ્રાર્થનાસમાજી તે થયા ત્યારથી એ તામસ શરીરમાથી ન્હાસી ગયો હતો અને એમણે શાંતિ પકડી હતી, ને તે સમયસાધક બન્યા હતા નિયમસર કામ કરવાની એમની પદ્ધતિને લીધે તથા કાર્યકુશળતાને લીધે સુધરાઇના અન્ય સભાસદો ઉપર તે પોતાની છાપ પાડી શકયા હતા ને તેથી એ સસ્થામા ચાલતી હોસાતોસી, વાદાવાદ, પક્ષાપક્ષી, દલાગ્રહ વગેરે સર્વને તે જીતી શકતા હતા ને પોતે ધારેલુ કામ નિર્વિઘ્ને પાર ઉતારતા આવા એમના ગુણોને લીધે થોડા સમયમા એમણે સમાજને તેમજ સુધરાઇને લગતા પ્રશસનીય કાર્યો કર્યાં.

મહીપતરામના બુદ્ધિકૌશલ્ય, દીર્ઘદૃષ્ટિ, પ્રત્યેક કામમા હોસ તથા ખત, નિયમિત હાજરી, ને મુત્સદ્દી કલમ એ સર્વને લઇ એ સુધરાઇના સભાસદોમા ઘણા પ્રીય થઇ પડયા તે સત્યવાદી હતા પોતાના અતઃકરણમા જે બાબત એમને સાચી લાગતી તે બાબત પર પોતાના વિચાર દર્શાવતા વિરુદ્ધ પક્ષને તેથી ખોટુ લાગશે એવી બીક રાખતા નહિ ને પોતાનો મત ઉઘાડે ચોક બોલી દેતા તેમના હૃદયનુ આ નિખાલસપણુ સભાસદો સમજતા ને તેથી કોઇપણ માઠુ લગાડતા નહિ આ ગુણોને લીધે જે સમયે મહીપતરામ કાર્યવાહક સમિતિના સરનશીન થયા, તે સમયે શહેર સુધરાઇના પ્રમુખ એમના મિત્ર રણછોડલાલ હતા અમદાવાદ શહેર મુસલમાની રાજ્યના અમલ દરમિયાન પાટનગર હતુ, પરતુ એને ખરેખર પાટનગર બનાવ નાર તો રણછોડલાલ જ અમદાવાદમા આટલી બધી મીલો આજે થઇ છે ને તે આબાદ થયુ છે તે રણછોડલાલના જ પ્રતાપે. એજ મીલઉદ્યોગના પિતા એથી જ લોકો એને રેટીયાના ઉપનામે બોલાવતા એણે અમદાવાદ શહેરને નળ વાટે મીઠુ પાણી પુરુ પાડવાની તથા શહેરમા ગટરો નાખવાની યોજના ઘડી એ

સમયે આખું અમદાવાદ એમની વિરુદ્ધ થયું હતું. એના પ્રતિ લોકો ઘણા ગુસ્સે થયા હતા. લાગ આવે તો એના હાડકા રગે કે ભાગે. એ વખતે જે જાહેર સભા બોલાવવામા આવી હતી તેમા લોકો તોફાને ચઢયા ને એની તરફ એટલા બધા ઉશ્કેરાઇ ગયા કે એનો જાન બચાવવાને એને ગાડીમા ઘાલી ઘેર પહોચાડી દેવામા આવ્યા હતા. રણછોડલાલના આ બધા લોકહિતના કાર્યમા મહીપતરામ સામીલ હતા ને એ રણછોડલાલના જ પક્ષમા રહ્યા હતા. એ કહેતા કે લોકો અજ્ઞાન છે. પોતાનું શેમા શ્રેય છે તે સમજી નહિ શકવાથી બીજાના ચઢાવેલા ચઢે છે ને તોફાન કરે છે, પણ એ તોફાનોની પરવા કર્યા વગર એ બે મહારથીઓએ અમદાવાદમા પાણીના નળ આણ્યા, સાબરમતીમા કૂવા ખોદાવ્યા ને શહેરને મીઠું પાણી આપ્યું. તે સમયે એ બન્નેની વિરુદ્ધ લોકો હતા, પરંતુ આજે એ બન્નેની પ્રશંસા ઘેરેઘેર થતી સંભળાય છે. મહીપતરામે દેશહિતના ઘણા કાર્યો કર્યા છે ને અમદાવાદને ઘણી રીતે સુધાર્યું છે.

મહીપતરામમા સ્વદેશાભિમાન હતું. એને માતૃભૂમિ પ્રતિ અત્યંત લાગણી હતી. દેશનો ઉત્કર્ષ થયેલો જોવાની એમને તીવ્ર ઇચ્છા હતી, ને તે ઉત્કર્ષના કાર્યમા ભાગ લેવાને તે હમેશા તૈયાર ને હોસીલા હતા લોકોને દેશવિદેશ જઇ તે સ્થાનના હુન્નર ઉદ્યોગ જોઇ શીખી લાવી તે હુન્નર ઉદ્યોગો દેશમા દાખલ કરી જન્મભૂમિને તેની અધમ સ્થિતિથી ઉચ્ચ સ્થિતિએ લાવવાને ઉપદેશતા હતા દેશવિદેશ ફર્યાથી ઘણા ઘણા ફાયદા થાય છે. દેશનો કાચો માલ વિલાયત મોકલી ત્યા પાકો થયેલો માલ અત્રે આવે ને તે આપણે વાપરીએ તેના કરતા એ કાચા માલનો ઉપયોગ દેશમા જ કરવામા આવે તો દેશમાથી ઘસડાઇ જતી લક્ષ્મી દેશમાજ રહે એવુ એ કહેતા. તેમજ સમાજની સ્થિતિ ઉન્નત બનાવવાનો હરેક પ્રયાસ એ કરતા હતા એ

સરકારી નોકર હતા, રાજ્યનિષ્ઠ હતા, રાજ્યના ખેરખા હતા, ને રાજ્યની વફાદારીથી નોકરી કરતા હતા અંગ્રેજ અમલદારો સાથે એમને મિત્રાચારી હતી છતા પણ એમણે અંગ્રેજ અમલદારોની કદી પણ ખુશામત કરી નહોતી. અમલદારોને સારૂ લગાડવાનેજ બોલવુ એવુ એમણે કદી પણ કર્યું નથી જ્યા અંગ્રેજ અમલદારોના અભિપ્રાયથી પોતાનો અભિપ્રાય વિરુદ્ધ હોય, ત્યા તે ખુલ્લા દિલથી, જરા પણ ડર્યા વિના પોતાનો અભિપ્રાય દર્શાવતા હતા એ સ્પષ્ટવક્તા હતા એમનુ હૃદય નિખાલસ હતુ, ને એ નિખાલસપણાને લીધેજ અંગ્રેજ અમલદારો એને ચાહતા હતા તથા ચર્ચાસ્પદ બાબતમા એમના વિચારો જાણી લેતા અને એમની સલાહ પ્રમાણે વર્તતા હતા એમના જીવનમા એવા અનેક પ્રસગો બન્યા હતા. હૅાર્નસ સાહેબની છબી ખુલ્લી મૂકતી વેળા એમણે જે ભાષણ કર્યું હતુ તેમા એમણે સ્પષ્ટપણે પોતાના હૃદયના ઉદ્ગારો કાઢયા હતા એમને ખુશામત એજ ત જે રોજગાર એમ નહતુ. આના પુરાવા તરીકે એક વાત કહેવી યોગ્ય છે કે એક સમયે પોતાના અંગ્રેજ ઉપરિ અધિકારીને પણ તમાચો મારવાની એમણે હિમ્મત કરી હતી પરમેશ્વરની ભકિત પણ એક પ્રકારની ખુશામત છે તથા પરમેશ્વરને ખુશામત વહાલી છે એ સૂત્ર એમણે કદી પણ સ્વીકાર્યું નથી મનમા જેવુ આવે તે કહી દેવુ એજ તેજ એ સમજતા હતા. મહીપતરામને રાવસાહેબનો ઇલ્કાબ સરકારે બક્ષેલો હતો, પણ તે ઉપરાત સરકારે એમને એમના અનેક ગુણોને તથા હોશિયારી વગેરેને લીધે "કમ્પેનિયન આફ ધી સ્ટાર ઑફ ઇંડિયા–' સી આઇ ઇ નો માનવંતો ચાદ આપ્યો હતો ને એ રીતે એમના કામની સરકારે કદર કરી હતી

સને ૧૮૮૩ મા હિંદુસ્તાનના વાઇસરૉય અને ગવર્નર જનરલ લૉર્ડ રિપન હતા એમણે હિંદુસ્તાનના લોકોને સ્થાનિક સ્વરાજનો

હક્ક બક્ષવાનો કાયદો પસાર કર્યો આ હક્કથી પ્રજા ઘણી રાજી થઇ ને એને અંગે રિપનજયંતિ ઉજવવાનો ઠરાવ પ્રજાએ કર્યો. એ વખતે અમદાવાદ ને સુરત એ બે મોટાં શહેરોમાં રિપનજયંતિ ઉજવવાની વ્યવસ્થા કરવામાં આવી. અમદાવાદમાં જે ગંજાવર સભા ભરાઇ હતી તેમાં રાવસાહેબ મહીપતરામ મુખ્ય વક્તા હતા. મહીપતરામે એ વખતે ઘણું સરસ ભાષણ કર્યું હતું. સરકારે લોકોને સ્થાનિક સ્વરાજનો હક્ક આપી રાજકાજમાં અમુક દરજ્જે પ્રજાને ભાગ લેવાનો માર્ગ કરી આપ્યો તેને માટે તેનો સહૃદય આભાર માન્યો હતો. આપણા લોકોએ એવા લોકોપયોગી કાર્ય કરવાને માટે કટિબદ્ધ થઈ આપણી સ્વરાજને માટેની યોગ્યતા સિદ્ધ કરી આપવાને માટે પ્રજાને આગ્રહ પૂર્વક કહ્યું હતું. આ પ્રમાણે મહીપતરામે અમદાવાદની સભા ગજવી મૂકી. તેમ સુરતમા એમના ઘરનો વાડો પણ એજ કાર્યને અંગે મળેલી સભા વખતે ગાજી ઉઠયો હતો. સુરતમા એ સભા હરિલાલ હર્ષદરાય ધ્રુવના પ્રમુખપદે મળી હતી, ને તેમા સરકારનો આભાર માનવામા આવ્યો હતો. મહીપતરામ પરોપકારી કે સમાજના હિતના કાર્યો કરવાને માટે તૈયાર હોય તો પછી એમના ઘરનો વાડો કઈ પાછળ રહે ? એમનો વાડો સાસારિક, સામાજિક કે સાર્વજનિક કાર્યોને માટે હમેશા ઉઘાડોજ રહેતો. ન્યાતના કે સગાવહાલાના લગ્નના કે ઉપવિતના સમારંભો, સાસારિક મેળાવડાઓ તથા રમતગમતો બહુધા એ વાડામા જ થતા હતા ને હજી સુધી થાય છે.

સુરતની જ્ઞાનપ્રસારકમંડળીએ પુસ્તકો છાપવાને માટે શિલા-યંત્ર સને ૧૮૪૨ મા આણ્યું ને તેને સરકારી અધિકારીઓએ હરકત કરી ત્યારે મહીપતરામે સરકારની આ રીતિ વિરુદ્ધ જે ઉદ્-ગાર કાઢયા હતા તેજ એમની નીડરતાનું સુંદર દૃષ્ટાંત છે. એ સમયે એમની બાલ્યાવસ્થા હતી. એમણે કહ્યું હતું કે "હિંદમા છાપખાન

સ્થાપવાની છૂટનો કાયદો ગવર્નર જનરલે સને ૧૮૩૫ મા મજૂર કર્યો હતો, તથાપિ સને ૧૮૪૨ મા આ મડળીને સુરત શહેરમા મુખ્ય માજીસ્ટ્રેટનુ કામ ચલાવનાર અમલદારે આ છાપખાનુ કાઢવ દીધુ નહિ આ અટકાવ કાયદા વિરુદ્ધ હતો ઇગ્રેજી રાજ્યમા છાપખાનાના માલિ ની નજરમા આવે ત્યા છાપવાના યત્રો રાખે અને છાપે. તેણે માત્ર વાત માજીસ્ટ્રેટને જાહેર કરવી અને સ્થળનુ નામ ઠામ લખી આપવુ, એવો એ કાયદો હતો પરતુ કેટલીક બાબતમા હાલ બને છ તેમ તે કાળે બનતુ કાયદામા ઠરાવ્યુ હોય તે કાયદામા રહે, અમલમા ન આવે, કે અમલદારની ઇચ્છા પ્રમાણે તેનો અર્થ કરે એ વેળા સુરત શહેરમા મુખ્ય માજીસ્ટ્રેટનુ કામ સેશન્સ જડજને હાથ હતુ અને શહેર બહાર પરગણાઓમા મુખ્ય માજીસ્ટ્રેટનો અધિકાર કલેક્ટરને હાથ હતો સને ૧૮૪૨ મા જડજના વિચાર દેશીઓ વિષે કેવા હતા, એનુ મન કેવુ નાનુ હતુ તે સૂચવે એવી એક બીના મારા સાભળવામા છે સુરતની નવી ઇગ્રેજી સ્કૂલની પરીક્ષા એની રૂબરૂ અદાલતમા થઇ છોકરાને વચાવ્યા પછી માસ્તર દાદોબાએ વ્યાકરણ તથા ભૂગોળ વિદ્યાના પ્રશ્નો પૂછવાને વિનતિ કરી એટલે સાહેબ તિરસ્કારથી બોલ્યો કે 'What! Grammer and Geography to the blacks'!! (વ્યાકરણ અને ભૂગોળ વિદ્યા કાળા લોકને શા!) સરકારી ઓફિસોને માટે ઇગ્રેજી લખનારા કારકુનો મળે માટે સ્કૂલ કરી છે એવી તેની સમજ હશે. એવો મૂર્ખ માણસ શહેરમા છાપખાનુ કરવા ન દે તેમા શી નવાઇ! છાપખાનુ થાય તો વર્તમાનપત્ર અને ચોપનિયા છપાય અને તેમા તેના અને બીજા અમલદારોના કૃત્યોની ચર્ચા થાય તેઓ જે સરકારમા એક તરફી પોતાને અનુકૂળ પડે તેમ લખે તેનુ પોકળ, તેમા ખોડ અન્યાય હોય તે છપાઇ પ્રસિદ્ધ થાય અને પોતાની મુરજી પ્રમાણે કરવામા હરકત થાય વગેરે કારણોથી આજે પણ

પોલિટિકલ એજન્ટો અને દેશી રાજ્યના અધિકારીઓ છાપખાનાંને છૂટ આપતા નથી. દુર્ગારામને અને તેના સાથીઓને શહેરમાં છાપખાનું લાવવાની રજા ન મળી તેથી તેઓ નાઉમેદ થયા નહિ. અધિકારી કાયદા વિરુદ્ધ હરકત કરે છે તે જોઇ તેમણે શહેરના કોટની બહાર કતારગામના દરવાજા પાસે મકાન ભાડે લીધું અને તેમાં છાપાયંત્રો આણ્યાં. કલેકટરે મના કરી નહિ અને કાયદા પ્રમાણે છાપખાનાને નોંધ્યું. કેટલોક વખત ગયા પછી છાપખાનું શહેરમાં લાવી શકયા. ”

---

# અસ્ત.

મહીપતરામ હવે વૃદ્ધ થયા હતા. તેમનુ શરીર પણ અનેક પ્રકારની કામગીરીની ઉપાધિને લીધે તથા ચિંતાને લીધે ક્ષીણ થતું જતું હતુ, ને તેથી એમનો વિચાર સરકારી નોકરીમાથી નિવૃત્ત થવાનો થયો હતો પરન્તુ આવા કેળવણીકાર, શિક્ષણશાસ્ત્રી, ભાષાન્તરકાર ને પ્રવૃત્તિમય જીવન ગાળનારા આદર્શ પુરુષ જેવો અન્ય પુરુષ કેળવણીખાતામા મળવો કઠિન છે એમ ધારી સરકારે એમને નિવૃત્ત થવા દીધા નહિ ને એમની નોકરીની મુદ્દત વર્ષોવર્ષ વધાર્યા કીધી અને સન ૧૮૯૧ ની આખરે એમને નોકરીમાથી નિવૃત્ત કરવાનુ ઠર્યું હતુ.

પરન્તુ પોતાની તબીયત નબળી થતી જણાયાથી જુલાઇ માસમા નિવૃત્ત થવાને માટે એમણે ખાતામાથી મંજુરી મેળવી લીધી હતી પરન્તુ એ માસ સુધી વિદ્યમાન રહેવાનુ વિધિ તરફથી નિર્માણ થયેલુ નહિ હોય તેથી એ નિશ્ચિત થયેલા સમય સુધી એ નોકરી ઉપર રહી શકયા ન હોતા. એજ વર્ષના વૈશાખ માસની ઉનાળાની ગરમીની રજા દરમિયાન દરિયા કાંઠાની શીતળ હવા ખાઇ શરીર સુધારવાને અર્થે મહીપતરામ પોતાના કુટુમ્બકબીલા સહિત કાઠિયાવાડમા આવેલા પોરબંદરના દરિયા કિનારાની હવા ખાવાને ત્યા ગયા સમુદ્રની ખારી હવાથી એમને તથા બીજા બધાને સારો લાભ થયો હતો અને એમની તબીયત ઘણી સુધરી ગયેલી એમને જણાતી હતી પરન્તુ અવસાનકાળે શરીર જેમ તેજ મારે તેના જેવુ તેજ એ હતુ પોરબંદરથી મહીપતરામ અમદાવાદ જવાને તા ૨૮ મી મેને દિવસે નીકળ્યા તેજ વખતે એમના જ્યેષ્ઠ

પુત્ર અનુભાઇને ચકરી આવવાથી તે બારીએથી નીચે પડી ગયા. શુકન અપશુકનને કોઇ માનતું હોય તો આ બનાવ એમને અપશુકનનો જ હતો અનુભાઇને થયેલા આ અકસ્માતથી મુસાફરી કરવામા અડચણ કે આડ રૂપ થાય એવી ઇજા તેમને થયેલી નહિ હોવાથી મહીપતરામે પ્રયાણ કર્યું ચાલવાને દિવસે પુત્રને આવો અકસ્માત થયાથી એમના મનને વિક્ષોભ થયેલો, પરંતુ તે એમણે કોઇને જણાવા દીધેલો નહિ રસ્તામા કાચું પાકુ ખાધામા આવેલું તેથી એમને અપચો જણાયેલો તેમ ગાડીમા આચકા ઉચકોને લીધે તથા ચિતાને લીધે આખી રાત્રો ઉઘ પણ નહિ આવેલી એ બધા કારણોને લીધે એમનુ શરીર વહવાણ આવતા બગડયુ ને એમને ઝાડા તથા ઉલટી ઉપરા ઉપરી થવા લાગ્યા સાથે અનુ ભાઇ દાકતર હતા છતા એમની નાદુરસ્ત તબીયતને લીધે એમને પણ એમણે પોતાની સ્થિતિથી વાકેફ કર્યો નહિ ને વીરમગામ આવતા સુધી ધૈર્ય ધરી રાખ્યુ વીરમગામ છોડયા પછી એમને શરીરમા સુસ્તી જણાવા લાગી એટલે એમની ધીરજ હવે રહી શકી નહિ ને પોતાની બીમારીની હકીકત જણાવવાની એમને જરૂર જણાઈ. અમદાવાદ પહોચતાજ દાકતરોની સારવારના તથા ઉપચારોના ઉપાયો શરૂ કરી દીધા, પરતુ દવાની ટીકડી લાગી નહિ વહાણુ ભરી દરિયે ચઢયુ જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ વ્યાધિ વધતોજ ગયો. છેવટ સુધી એને શુદ્ધિ હતી તે બેભાન થયા નહોતા, પરતુ સુસ્તીમા પડી રહેતા હતા ને પૂછે તેનો ઉત્તર દેતા હતા. આખરે ૩૦ મી મેની સ્હવારમા એમણે દેહ છોડી ને એમના આત્માએ આ ભૌતિક દેહ છોડીને પરમ કૃપાળુ પિતાને શરણે અલૌકિક સિદ્ધિ સાધી.

મહીપતરામના અવસાનથી આખુ ગુજરાત તથા કાઠિયાવાડ રડી ઉઠયુ એમના હાથ નીચે શીખેલા શિષ્યો, એમના મિત્રો વગેરે

તમામ લોકો એમના મૃત્યુથી દિલગીર થયા ઘણાએ દિલસોજીના પત્રો એમના પુત્રોને લખી મોકલ્યા. એ બધા પત્રો અત્રે લઇ સંભાળુ કરવાનો આશય નથી, તથાપિ મહીપતરામ પ્રતિ લોકોની કેટલી લાગણી હતી તે જોવાને કેટલાક કાવ્યોને અત્રે લેવા યોગ્ય ધારૂં છું.

કવિ દલપતરામે મહીપતરામની નીચે પ્રમાણે પ્રશસ્તિ ગાઇ છે—

મોટા કામ મહિપતરામે રે, કર્યાં કરીને બહુ હામે. એ ટેક.
જાણીતા સુરત શહેરમા જન્મ્યો, ગમતા નિશ્ચળ નામ;
નાનર વડનગરા તણી નાતે, તાત તેનો રૂપરામ. મોટા કામ
બાળપણે ગુજરાતી ભણ્યો, કર્યો ઇંગ્રેજીનો અભ્યાસ;
પરહેજગાર સભાનો પ્રમુખ થઇ, પત્ર રચ્યું પ્રતિમાસ—મોટા કામ
કૉલેજમા વળી અભ્યાસ કરવા, મુંબાઇમા કર્યો વાસ;
અઠવાડિયાનું પત્ર પ્રગટ કર્યું, ત્યા પણ સત્યપ્રકાશ મોટા.
સારી હિંદુની બુદ્ધિવર્ધક સભા, એનો થયો આગેવાન;
ભાષણ તેમા ભલા ભાખી, દેતો બહુ જ્ઞાનદાન. મોટા.
આદેશ હોપે નિશાળો માટે, પુસ્તક રચિયા રસાળ;
તે કામમા પણ મહિપતરામે, કીધી મદદ તેહ કાળ. મોટા.
વિદ્યા અભ્યાસ વિલાયતમા, કેમ ચાલે તે જોવાને ગીન,
કીધો પ્રવાસ વિલાયતમા, નિજ દેશનુ કરવાને હિત મોટા.
સંકટ સાખ્યા સ્વદેશને અર્થે, ધીરજ ધરી અપાર,
વગર હજાર જતા નહિ વીસરે, એવો એનો ઉપકાર મોટ.
ટ્રેનિંગ કૉલેજનું કામ કીધું, પુસ્તક રચિયા પવિત્ર;
સર્વનું મરૂં સદા ઇચ્છનારો, મખુસ મત્રનો. મિત્ર મોટા.

સોસાયટિ ગુજરાતી ભાષાની, તેનો કીધો કારભાર;
વરસ થોડામાં વિશેષ વધાર્યો, તેનો ભલો ભંડાર. મોટાં.
પુસ્તક શાળા, કન્યાશાળાઓ, એવી શાળાઓ અનેક;
કામ સુધારા તણાં તે કરતો, હાથમાં લઇને હરેક. મોટાં
શહેરતણી સુધરાઇ ખાતામાં એ ગણાયો આગેવાન;
સાહેબ લોક સલાહ પૂછે, બહુ જાણીને બુદ્ધિમાન. મોટાં.
સ્નેહ સહીત વળી જેણે થાપ્યો, પ્રાર્થનાનો સમાજ;
હું ગણીને કેટલા ગણાવું, એવાં એવા શુભ આજ. મોટા.
ઇસવી અઢારસેં એકાણુંવામા, તારીખ ત્રીસ મે માસ;
ઓગળસાઠ વરસ વયે થાતાં, તે પહોચ્યો પ્રભુ પાસ. મોટા.
થઇ ગયા કંઇક ને થાશે ઘણા, પણ નહિં થાય મહીપતરામ;
તેણે કર્યાં એવી રીતેથી કરશે, કોણ એવા ભલા કામ. મોટા.
ઓ પ્રભુ સૌ થકી ઉત્તમ આપજે, ઠરવાને એને ઠામ;
આ દુનિયામાંથી એના જવાથી, છે દીલગીર દલપતરામ. મોટા.

મહીપતરામનો સ્વર્ગવાસ સાભળતા બેલગામથી તારાપોરવાળા નામના પારસી ગૃહસ્થે એમની પ્રશસ્તિનું જે કાવ્ય મોકલ્યું હતું તે નીચે પ્રમાણે છે;

### દોહરા

ગયો વીરો ગુર્જર તણો, નિર્મળ મૂકી નામ,
સફળ કર્યો સંસાર આ, ધન ધન મહીપતરામ.
માયા મેલી મૂળગી, તજી કુટુંબને બેશ;
સ્વારી કીધી સ્વર્ગની, દુખે રડે આ દેશ.
દયાધરી 'દિલજાન'મા, મસ મમ કર્યાં પ્રયત્ન;
ઘુમાવિયો ગુજરાત તેં, નકી ખરો નરરત્ન

## સવૈયા–એકત્રીશા

નર નામીચો ગયો નીકળી, ગર્ક થઇ ગમમાં ગુજરાત;
જે ગુર્જરની ગર્જ ટાળવા, પળ નહિ પડતો કદી પછાત;
સરસ સ્વર્ગમાં સેજ બિછાવા, ગયો કરી સૌ તણે સલામ;
દેશ–બેશને અરે ડોલતાં મુકી ગયો ક્યાં મહીપતરામ ? ૧

પરહિતકારી, પરદુઃખભંજન, હતો પ્રજાનો હક્ક રક્ષક,
સાદો પણ સુધરેલ હતો તું, હતું હીતમા તારૂં ધક્ક.
દેશ-સુધારા કાજે જેનું વખણાયું ગુર્જરમાં નામ,
દેશ–બેશને અરે ડોલતાં મુકી ગયો ક્યા મહીપતરામ. ૨

વિદ્યામા વિદ્વાન હતો ને આંકો ને પાકો લખનાર,
સાચ સુધારા કેરો સાથી, નવ ખાવી બકબક કરનાર;
રક્ષક રંક તણો તેં થૈને, લાયક કીધા બહુધા કામ:
દેશ બેશને અરે ડોલના મુકી ગયો ક્યા મહીપનરામ. ૩

નિર્મળ નેમ ધરી તેં નિત્યે, સૌને દઇ સરખો ઇનસાફ,
સભા ઘણી તેં જશથી જીતી, મગ્મનને મૂકી બસ માફ;
જુલ્મ કર્યો નાતે બહુ તુજપર, પણુ છોડી નહિ તારી હામ,
દેશબેશને અરે ડોલતા, મુકી ગયો ક્યા મહીપનરામ. ૪

જાતીબંધન તોડી કીધો વિલાયતે જઇ ભલો પ્રવાસ;
સાચસુધારા કાજે તારી ઉમેદથી નહિ થયો નિરાશ,
દિનદુનિયામાં મરતે દહાડે, વાહવા કેરૂં પામ્યો હામ;
દેશ બેશને અરે ડોલના મુકી ગયો ક્યાં મહીપનરામ. ૫

વર્નાક્યુલર સોસૈટીનો સેક્રેટરી હતો મઘવાન,
અનેક બીજાં ખાતા કેરા પ્રમુખનું પામ્યો તો માન.

ધન જીવન તુજ આ સંસારે, સફળ થયું જયકાર તમામ;
દેશ બેશને અરે ડોલતા મુકી ગયો ક્યાં મહીપતરામ. ૬

અમદાવાદ હતું અલબેલું, તુજ કાજે મોટું મગરૂર,
અગ્રેસર મંડળમાં તૂં તો, કાયમ એક હતું કોહિનૂર.
કાયમ તારી કીર્તિ રહી આ એજ સમજ તારૂં ઇનામ
*દેશ બેશને અરે ડોલતાં મુકી ગયો ક્યાં મહીપતરામ. ૭

હોય હથોટી તારી ક્યાથી, રળી ગયો બસ તું રણધીર,
ખોટ ખરેખરી મોટી પડી, નેત્રોથી વહે છે આ નીર
કેળવણી ખાતામા તારી લૂલી પડશે હવે લગામ;
દેશ બેશને અરે ડોલતા મુકી ગયો ક્યા મહીપતરામ. ૮

ગ્રંથ રચ્યા કંઇ ગુજરાતીમા, થોક બંધ લઇ ખત ઉદાર,
ઇગ્લંડનો ઇતિહાસ રચીને, અમર કરી કીર્તિ અપાર.
નાતીલા પણ નીતિ નીરખી, બની ગયા હા સૌ બેફામ
દેશ બેશને અરે ડોલતા મુકી ગયો ક્યા મહીપતરામ. ૯

હોપ તણો તો હાથ હતો તુ, દુર્ગારામ તણો તું મિત્ર;
કાયા કરશનદાશ તણી તું, ચર્યું શા શા તારા ચિત્ર;
બાહોશીથી પામ્યો તારી સી. આઇ, ઇનો ચાદ સુદામ.
દેશ બેશને અરે ડોલતા મુકી ગયો ક્યા મહીપતરામ. ૧૦

સંવત અઢારસેં ને છયાસી, શુદિ સાતમ ને માર્ગશિર્ષ માસ,
જન્મ થયો જશવંતો તારો, રૂગ્વેદી નાગર ઘર ખાસ.
અનૂભાઇ ને ગુણાભાઇ ને રમણભાઇનો થયો વિરામ '
દેશ બેશને અરે ડોલતા મુકી ગયો ક્યા મહીપતરામ. ૧૧

પાર્વતી નિજ પતીવ્રતા પત્નીનો આ બોજો ભરથાર,
ગોળો અમને જેમ ચઢે છે, તેમ ચઢયો જઈ કીર્તિ દ્વાર;

ગુજરાતી ભાષા તો જાણે મહીપત કેરી હતી ગુલામ,
દેશ ખેશને અરે ડોલતા મુકી ગયો ક્યા મહીપતરામ. ૧૨

માનવ દૈ ષિત છે હા મુલગા, પણ મહિપતના ગુણ અનેક,
હતો ખરો વિદ્વાન વિષે, આ ભવ્ય હતુ બસ ભેળુ એક;
કાના તુજ 'દિલજાન' તણી થઇ થશે વખાણો ગામે ગામ,
દેશ ખેશને અરે ડોલતા મુકી ગયો ક્યા મહીપતરામ ૧૩

સરકારી નોકરીમાથી નિવૃત્ત થયા પછી મહીપતરામનો વિચાર ભાષણો તથા ઉપદેશો દ્વારા લોકહિતના કાર્યો કરવાનો તથા મુસાફરીએ નીકળવાનો હતો, આ વિચાર એમણે મહુવાના શેઠ વલ્લભદાસ પોપટને જણાવ્યો હતો તેથી એમના અવસાન પછી જે કાવ્ય વલ્લભદાસે લખ્યુ હતુ તેમા એમણે

સરકારી કામે જોડાઇ જાતા ન હતી પૂરણ નવરાશ
પૂર્ણ હવે અવકાશે ગુજરાની, પેનશને હતી આશ

વલ્લભદાસને વાત કરેલી, નોકરીનો કરી ત્યાગ,
જાહેર ઉપદેશક થઇ ફરવુ, લેવો મુસાફરી લાભ.

આ પ્રમાણે મહીપતરામના મનમાની મનમા જ રહી. મનુષ્ય મનની અદ્ર ઘોડા કઇક દોડાવે છે, પરતુ પરમેશ્વરની મરજી કઇક હોય છે એવુ જ એમના સબધમા બન્યુ મહીપતરામનુ જીવન જ પ્રવૃત્તિમય હતુ એટલે એ કદાપી વહેલા સરકારી નોકરીમાથી નિવૃત્ત થયા હોત તોપણ નવરા ઘેર બેસી રહેત નહિ અને એમનો ધાધલીયો સ્વભાવ અનેક ધાધન કરત. પરતુ પેનશન કે નિવૃત્તિવેતન ઘેર બેઠા બેઠાં ખાવાનુ નથીજમા લખેલુ ન હોય તે ક્યાથી ખવાય ?

મહીપતરામે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની અનુપમ સેવા બજાવી હતી, તેથી એ સંસ્થાના પ્રમુખ રણછોડલાલ છોટાલાલે સંસ્થાની કાર્યવાહક સમિતિ તરફથી જે દિલાસા પત્ર એમના પુત્રોને મોકલ્યું હતું તે નીચે પ્રમાણે હતું—

જન—નં- ૧૯૫

અમદાવાદ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ઓફીસ

તા—૨ જી જુન ૧૮૯૧

રા. રા. ડાકતર અનુભાઇ, રા. રા. ગુણાભાઇ તથા રા. રા રમણભાઇ, મુકામ અમદાવાદ

આપના મર્હુમ પિતા રાવ સાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠ સી આઇ. ઇ, એ ગયા માસની તા. ૩૦ મીએ ઘણી ટુકી માંદગી ભોગવી આ ક્ષણભંગુર દુનિયા છોડી પરલોક નિવાસ કર્યો છે, તેના સંબંધમા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની મેનેજીંગ કમિટિએ આજ રોજ ભરાઇ ઠરાવ કર્યો છે કે આપના પિતાના અતિશય ખેદકારક અને શોકજનક મૃત્યુથી આ મેનેજીંગ કમિટિ અતિ ઘણી દીલગીર થઇ છે. આપના પિતાએ સોસાયટીના ઓનરરી સેક્રેટરી તરીકે ગયા ચૌદ વર્ષની કારકીર્દિના દરમિયાનમા સોસાયટીની જે અસાધારણ અને અનુપમ સેવા બજાવી છે, તે સોસાયટીને પરમ ઉન્નતિએ પહોચાડી છે તે બાબત આ સોસાયટી ઘણીજ આભારી છે. આપના પુન્ય પિતાના શોકજનક મૃત્યુથી આપના સર્વ કુટુંબને અતિશય શોક ઉત્પન્ન થયો હશે એમા કાંઇ સંશય નથી પરંતુ એ બાબત માણસોનો કંઇ ઉપાય નથી આપ સર્વ સુજ્ઞ છો, વાસ્તે ચિત્તને સમાધાન રાખશો.

( સહી ) Ranchhodlal Chhotalal
પ્રેસિડંટ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી

મહીપતરામનાં ખેદકારક મૃત્યુથી એમનું મિત્રમંડળ, ઘણું દિલગીર થયેલું. પ્રજાની ઉન્નતિ જ વિચારી તેની અનુપમ સેવા બજાવનારના સ્મારકની વ્યવસ્થા થવી જોઇએ એવું સર્વને લાગ્યાથી ઉઘરાણું કરવામાં આવ્યું ને તેમાં લાલશંકર ઉમિયાશંકરે અગ્રેસર બની ઘણી મહેનત કરી સારી રકમ ઉઘરાવી. મહીપતરામ પરમદયાળુ હતા. એમને લુલા, લંગડા, આંધળા વગેરે અપંગો ને અનાથો પ્રતિ ઘણી દયા હતી. તેમ વિધવાઓના અત્યાચારનાં રખડતાં મુકાયલાં બાળકોને ઉછેરી મોટાં કરી તેમને હુન્નરો શીખવી ધંધે વળગાડવાં જેવું કાયમનું સ્થાન હોવાની એમને અગત્ય જણાઇ હતી; એટલુંજ નહિ પણ દુષ્કાળનાં સમયમાં ગરીબ નિરાધાર લોકો પાદરીઓને આશ્રયે જઇ વિશ્વાસી બનતા હતા તેમને બચાવવાના ઉપાયો યોજવાનો વિચાર એમના હૃદયમાં રમી રહ્યો હતો. આથી એમનું સ્મારક રાખવાને માટે જે નાણું ભેગું કરવામાં આવ્યું હતું તેમાંથી એક અનાથાશ્રમ સ્થાપી તેનું નામ મહીપતરામ અનાથાશ્રમ આપી એ રીતે મહીપતરામની યાદગીરી જાળવી રાખવામાં આવી છે.

---

# શ્રી સયાજી સાહિત્યમાળા.

[ કૌંસમાં આપેલા આંકડા પુસ્તકની પહેલી કે પછીની આવૃત્તિનો સાલ દર્શાવે છે. ]



( સ્થાપના ઇ. સ ૧૯૧૭ )

૧ संस्कृत वाङ्मयाचा इतिहास. (ઇતિહાસ—ગુચ્છ૭) લેખક રા. રા. સીતારામ વાસુદેવ પેંડસે, બી. એ., એમ. સી. પી., એફ. આર. સી. આઇ. Macdonel's History of Sanskrit Literature નામક પુસ્તક ઉપરથી મરાઠી અનુવાદ. વેદકાળ, વેદોની કવિતા, તત્ત્વવિચાર, સામાજિક સ્થિતિ, બ્રાહ્મણગ્રંથ, સૂત્ર, પુરાણ કાવ્ય, નાટક, તત્ત્વજ્ઞાન, ઇત્યાદિ વિષયોનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. ( ૧૯૧૫ ) ૨–૮–૦

૨ ભૂપૃષ્ઠવિચાર. ( વિજ્ઞાન—ગુચ્છ૭ ). ( બીજી આવૃત્તિ ) લેખક રા. રા. કલ્યાણરાય નથુભાઇ જોશી. બી. એ Herbertson's Physiography નો ગુજરાતી અનુવાદ. કુદરતનુ જ્ઞાન આપવાનું પહેલું પગથિયું. એમાં પૃથ્વી, દિવસ, રાત, ઋતુ, વરસાદ, નદીઓ, પર્વતો, વનસ્પતિ, પ્રાણી, કટિબંધ, મનુષ્ય જીવન-પદ્ધતિ શહેર, હવાપાણી, વગેરેનું યથ્ય વર્ણન કરવામાં આવ્યું છે ( ૧૯૧૭; ૧૯૨૪) ૦–૧૨–૦

૩ અંગ્રેજ—બાલજીવન અથવા આપણા લઘુબંધુ અંગ્રેજ. ( વાર્તા—ગુચ્છ ). ( બીજી આવૃત્તિ ). લેખક રા. રા. જયસુખરાય પુરુષોત્તમરાય જોષીપુરા, એમ. એ. Our Little English Cousins નામક ગ્રંથનો ગુજરાતી અનુવાદ. અંગ્રેજ પ્રજાનુ ગૃહજીવન, અને તે સાથે ઇંગ્લાંડને લગતી કેટલીક જાણવા જોગ યોગ્ય બાબતો અને ત્યાંનાં સ્થળોનું વર્ણન. ( ૧૯૧૭, ૧૯૨૨ ) ૦–૧૫–૦

અલકાનો અદ્‌ભુત પ્રવાસ. ( વાર્તા—ગુચ્છ ). ( સચિત્ર , બીજી આવૃત્તિ ) લેખક રા. રા. જયસુખરાય પુરુષોત્તમરાય જોશીપુરા, એમ. એ. Alice's Adventures in Wonderland નામક ગ્રંથનો ગુજરાતી અનુવાદ. અલકા નામની છોકરીએ પોતાના પ્રવાસમાં જે કંઇ અદ્‌ભુત પરાક્રમો જોએલાં અને કરેલાં તેની રમુજી વાર્તા. ( ૧૯૧૭; ૧૯૨૨ ) ૧–૬–૦

૫ માબાપને બે બોલ. ( નીતિ—ગુચ્છ ). ( ત્રીજી આવૃત્તિ ) લેખક રા. રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા, બી. ટી. સી. " आई बापांस चार शब्द " નામક મરાઠી ગ્રંથનું ગુજરાતી ભાષાંતર. બાળકોને ઉછેરતાં માબાપોએ જે જે બાબતો વિચારવી જોઇએ તેનો ઉલ્લેખ આ પુસ્તકમાં કરેલો છે. ( ૧૯૧૭; ૧૯૧૯ ) ૦–૬–૦

૬ હિંદુસ્તાનના દેવો. ( ધર્મ—ગુચ્છ ) ( સચિત્ર ). લેખક રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ. E. O. Martin કૃત " Gods of India " નામક પુસ્તકનો ગુજરાતી અનુવાદ. વેદમાં વર્ણવેલા કુદરતના દેવો, પુરાણના દેવો, અર્વાચીન હિંદુધર્મના દેવો, ઉતરતી પંક્તિના દેવો અને નાના દેવો, વગેરેનું વર્ણન આ ગ્રંથમાં આપેલું છે. ( ૧૯૧૭ ) ૪–૦–૦

૭ નીતિશાસ્ત્ર. ( નીતિ—ગુચ્છ ). લેખક રા. રા. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી, એમ. એ., એલએલ. બી. Reshdall's "Ethics" નામક ગ્રંથનું ગુજરાતી ભાષાંતર. યોગ્ય વસ્તુ, શ્રેય વસ્તુ અને પ્રેય વસ્તુઓ ભેદ, નૈતિક ચેતન, નીતિની કસોટી, નીતિ અને ધર્મ વિષે ચર્ચા—વગેરેનો સમાવેશ આ ગ્રંથમાં કરવામાં આવેલો છે. ( ૧૯૧૮ ) ૦–૧૪–૦

૮ પ્રેમાનંદ. ( ચરિત્ર—ગુચ્છ ) લેખક રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા. સ્વતંત્ર ગુજરાતી ગ્રંથ. ગુર્જર મહાકવિ પ્રેમાનંદના જીવન અને કવન સંબંધી વિવેચન આ ગ્રંથમાં કરેલું છે. ( ૧૯૧૮ ) ૧–૦–૦

જગતનો વાર્તારૂપ ઇતિહાસ, ગ્રંથ પહેલો ( ઇતિહાસ—ગુચ્છ ) લેખક રા. રા. ગોકળદાસ મથુરાંદાસ શાહ, બી. એ. એલએલ. બી. M. B. Synge કૃત "Story of the World" નો ગુજરાતી અનુવાદ. સમુદ્રકિનારે વસતિની શરૂઆત, નવીન દેશોની શોધ અને યુરોપની જાગૃતિ, એ મુખ્ય મથાળા હેઠે જગતના દેશવિદેશની નાની મોટી ૧૫૭ વાતો આ ગ્રંથમાં આપવામાં આવેલી છે. ( ૧૯૧૮; ૧૯૨૧ ) ૩—૮—૦

• बालोद्यानपद्धतीचें गृहशिक्षण ( શિક્ષણ—ગુચ્છ ). ( સચિત્ર ) લેખક રા. રા. વાસુદેવ ગોવિંદ આપટે, બી. એ. Kindergarten Teaching At Home નો મરાઠી અનુવાદ. પાઠ કેમ આપવો, શિક્ષણના સાધનની દૃષ્ટિએ રમતનો વિચાર, વાચનનું અને લેખનનું શિક્ષણ, પ્રાથમિક ગણિત, હાથકામ, શાળાના અન્ય વિષયોમાંના પ્રાથમિક પાઠ, એક અઠવાડિયાનો અભ્યાસક્રમ, એ વિષયો આ ગ્રંથમાં ચર્ચેલા છે અને તેથી ઘેર બેઠાં બાળકોને શરૂઆતનું શિક્ષણ આપી શકાય તેમ છે. ( ૧૯૧૮ ) ૦—૧૦—૦

૧૧ દેહધર્મ વિદ્યાનાં તત્ત્વો ( વિજ્ઞાન—ગુચ્છ ). લેખક રા. રા. લલિતાપ્રસાદ ધીમપ્રસાદ દવે, બી. એ, બી. એસ સી, એલએલ બી. Principles of Physiology ગુજરાતી ભાષાંતર. આમાં આખા શરીરવિજ્ઞાનનો વિચાર કરવામાં આવેલો છે. વ્યક્તિની ઉત્પત્તિ અને તેનો વિકાસ, સજીવ શરીરનું દ્રવ્ય અને શક્તિ, ખોરાકના પદાર્થોનું શોષણ, લોહી, નિરુપયોગી પદાર્થોનો બહિષ્કાર, ગ્રન્થિના ગુપ્ત કાર્યો અને અંતિમ દશ્યો, મજ્જાતંત્ર, આંતર સૃષ્ટિ અને બાહ્ય સૃષ્ટિનો સંબંધ, કંઠધ્વનિ, મરણ વગેરેનો સમાવેશ આ ગ્રંથમાં કરેલો છે ( ૧૯૧૮ ) ૧—૦—૦

૧૨ વિજ્ઞાનપ્રવેશિકા. ( વિજ્ઞાન—ગુચ્છ ). લેખક પ્રો. છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી, એમ. એ. The Foundations of Science નો ગુજરાતી અનુવાદ, ભૌતિકવિદ્યાના, જીવવિદ્યાના અને મનોધર્મવિદ્યાના અગત્યના સિદ્ધાંતનું વિવેચન આમાં કરેલું છે. ( ૧૯૧૮ ) ૦—૧૧—૦

૧૩ જીંદગીનો વીમો. ( વિજ્ઞાન—ગુચ્છ ) ( બીજી આવૃત્તિ ). લેખક રા. રા. ભોગીલાલ જયશંકર ઓઝા. Robertson કૃત "Insurance as Investment and other works" ઉપરથી ગુજરાતી અનુવાદ. જીંદગીના વીમા વિષે હકીકત. તેના લાભાલાભ, તેના દરની ગણત્રી, નફો, વહેંચણી, વગેરે, જુદા જુદા પ્રકારના વીમા ઉતરાવવાની રીત, કેવી રીતે, ક્યારે અને ક્યાં વીમો ઉતરાવવો, વીમા ખાતની શરતો અને હક, વીમાના દાવા, જીંદગીના વીમામાં નાણાં રોકવા બાબત. ( ૧૯૧૮ ) ૦-૧૧-૦

૧૪ દયારામ ( ચરિત્ર—ગુચ્છ ) લેખક રા. રા. જગજીવનદાસ દયાળજી મોદી. સ્વતંત્ર ગુજરાતી ગ્રંથ. ડભોઇના પ્રખ્યાત કવિ દયારામનું જીવન અને કવન ( ૧૯૧૮ ) ૦-૧૧-૦

૧૫ સુધારણા આણિ પ્રગતિ ( મરાઠી—ગુચ્છ ) ( બીજી આવૃત્તિ ). લેખક રા. રા. દાજી નાગેશ આપટે, બી. એ; એલએલ બી. Crozier કૃત Civilization and Progress નો અનુવાદ. પ્રમાણચિકિત્સા, સાધ્યમીમાંસા, વિષયવિવેચન, અને ઉપસંહાર, એ ચાર પરિચ્છેદોમાં ઇતિહાસ, સુધારણાનો માર્ગ, પરિસ્થિતિનું સમીકરણ, સમાજરચના, જનતાધર્મ ધર્મસાધન, રાજકીય અનુશાસન, વગેરે વગેરે વિષયોની ચર્ચા કરેલી છે. ( ૧૯૧૮; ૧૯૨૧ ) ૩-૦-૦

૧૬. વીર પુરુષો ( વાર્તા—ગુચ્છ ). લેખક રા. રા. લહેરરામ ભાનુસુખરામ મહેતા, બી. એ. એલ. ટી. એ Charles Kingsley કૃત The Heroes ઉપરથી Mary Macgregor એમણે લખેલા અંગ્રેજી પુસ્તકનું ગુજરાતી ભાષાંતર. પર્સિયસ, આર્ગોનોટસ અને થીસિયસ એ વીર પુરુષોના પરાક્રમની વાતો. ( ૧૯૧૮ ). ૦-૧૨-૦

૧૭. વનસ્પતિવિદ્યાનું રેખાદર્શન. ( વિજ્ઞાન-ગુચ્છ ), ( સચિત્ર ) લેખક રા. રા. લલિતાપ્રસાદ ... દવે, બી. એ; બી. એસસી, એલએલ. બી. Stone કૃત 'Botany—the modern study of plants' નો ગુજરાતી અનુવાદ. તેમાં વનસ્પતિના સંબંધમાં આહાર આનયન, રૂપ, રેસ્પર્શ, વિકાસ, ... વગેરે વિષયનું ... ( ૧૯૧૮ ) ૧-૦-૦

૧૮. કરોળિયા. ( વિજ્ઞાન—ગુચ્છ ) ( સચિત્ર ). લેખક રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા, Warburton કૃત The Spiders નો ગુજરાતી અનુવાદ. મગદાનું અવલોકન, કરોળિયાની ચક્રાળ, તેની માનસિક શક્તિ, ગુફાવાસી કરોળિયા, જળ—કરોળિયા વગેરે વગેરે જુદા જુદા પ્રકારના કરોળિયાની રસભરી કથા આમાં આપવામાં આવી છે. ( ૧૯૧૯ ) ૦–૧૪–૦

૧૯ બ્રિટિશ રાષ્ટ્રીય સંસ્થાઓ-( ઇતિહાસ-ગુચ્છ ) લેખક રા. રા. હરિલાલ માધવજી ભટ્ટ, એ., એ. Buckland કૃત "Our National Institutions" નો ગુજરાતી અનુવાદ. અંગ્રેજી રાજ્યબંધારણ, પાર્લામેન્ટની મહાસભા, અમીરેની સભા, આમની સભા, પ્રીવી કાઉન્સિલ અને પ્રધાનમંડળ, રાષ્ટ્રીય અંદાજપત્ર, લશ્કર અને નૈકાબળ, ન્યાય, ધર્માલય રાષ્ટ્રીય કેળવણી, સ્થાનિક વ્યવસ્થા વગેરે માહિતીપૂર્વક રાજ્યબંધારણનું યોગ્ય વર્ણન આમાં કરેલું છે (૧૯૧૮) ૦–૧૩–૦

૨૦. મીરાંબાઇ-( ચરિત્ર-ગુચ્છ ). લેખક રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા. સ્વતંત્ર ગુજરાતી લેખ. જાણીતી ગુર્જર કવયિત્રી મીરાંબાઇનું જીવન અને કવન. ( ૧૯૧૮ ) ૦–૧૨–૦

૨૧ શિસ્ત ( પ્રકીર્ણ-ગુચ્છ ) લેખક કર્નલ નાનાસાહેબ જી. શિંદે અને મેજર કે. એન. સાવંત સ્વતંત્ર મરાઠી લેખ. લશ્કરી દૃષ્ટિએ શિષ્ટિ, ગૃહશિક્ષણ, શાળાશિક્ષણ, ખેલ, વ્યવહાર વગેરેમાં શિસ્તની ઉપયોગિતા, નીતિવિષયક, ધાર્મિક અને ઐતિહાસિક રીતિએ શિસ્તનો વિચાર, એ વિષયો એમાં ચર્ચ્યા છે. ( ૧૯૧૮ ) ૧–૦–૦

૨૨. પ્રાણીવિદ્યાનું રેખાદર્શન-( વિજ્ઞાન-ગુચ્છ ) ( સચિત્ર ) લેખક રા રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા. Macbride કૃત "Zoology" નો ગુજરાતી અનુવાદ, એમાં પ્રાણીવિદ્યાનું ક્ષેત્ર, તેની વ્યાવહારિક ઉપયોગિતા, સત્ત્વ પદાર્થ, કોષોની વિવિધ જાતો, પ્રાણીઓનું વર્ગીકરણ, ડાર્વિનના સિદ્ધાંતનું પરિણામ, મનુષ્યનું મૂળ અને જાતિનું ભાવિ વગેરે વિષયોને લગતું સરળ વિવેચન કરવામાં આવેલું છે. ( ૧૯૧૮ ) ૧–૦–૦

૨૩ ગોધાનિષાદ. ભા. ૧ લો ( ધર્મ-ગુચ્છ ) લેખક રા. ચિંતામણ વૈજનાથ [illegible]

ગ્રંથનુ મરાઠી ભાષાંતર બૌદ્ધ પંથના મળ ગ્રંથ 'ત્રિપિટક' ના ત્રણ ભેદ પૈકીના 'સુત્તપિટક' માં બુદ્ધ ભગવાને જુદા જુદા વખતે કરેલા ઉપદેશનો સંગ્રહ કરેલો છે તેના પાંચ ભાગ પૈકી આ નામના, મોટાં સૂત્રોના સંગ્રહનું આ મરાઠી ભાષાંતર છે. ( ૧૯૧૮ ) ૧-૮-

૨૪. પૅલેસ્ટાઈનની સંસ્કૃતિ—( ઇતિહાસ ગુચ્છ ) લેખક રા. રા. સુરેંદ્રનાથ રંગનાથ ધારેખાન, બી. એ. એલ એલ. બી. Macalister કૃત "History of Civilisation in Palestine" નું ગુજરાતી ભાષાંતર. પૅલેસ્ટાઇન અને તેના વતનીઓ, પૂર્વપશ્ચિમનો પ્રથમ કલહ, હીબ્રુ, સૉલોમનશાહન, ઇઝરાયલમાં ધાર્મિક ચૈતન્યની વૃદ્ધિ, અને પૂર્વ-પશ્ચિમનો છેલ્લો કલહ, વગેરે વિષયો આ ગ્રંથમાં ચર્ચવામાં આવ્યા છે ( ૧૯૧૮ ) ૦-૧૨-૦

૨૫. મનુષ્યવિદ્યાનાં તત્ત્વો—( વિજ્ઞાન-ગુચ્છ ) લેખક રા. રા. મધુકુમાર શિવરાય દેસાઇ, એમ. એ., એલ. ટી. સી. ડી. Marrett કૃત 'Anthropology' નો ગુજરાતી અનુવાદ. એમા મનુષ્યની ઓલાદ, મનુષ્યનો પુરાતન કાળ, તેમની પરિસ્થિતિ અને ભાષા, સમાજવ્યવસ્થા કાયદો, ધર્મ અને નીતિ, મનુષ્યવ્યક્તિ, પરદેશી દૃષ્ટિએ ચર્ચવામાં આવ્યાં છે. ( ૧૯૧૮ ) ૧-૦-૦

૨૬. જગતનો વાર્તારૂપ ઇતિહાસ, ગ્રંથ બીજો—(ઇતિહાસ-ગુચ્છ). (બીજી આવૃત્તિ) રા. રા. ગોકળદાસ મથુરાદાસ શાહ, બી. એ., એલએલ. બી. M. B. Synge કૃત "The Story of the World" નો ગુજરાતી અનુવાદ. એમા સમુદ્ર ઉપરની સત્તા માટે સ્પર્ધા, બ્રિટિશ મહારાજ્યનો વિકાસ એ વિષયના સમ્બન્ધમા સારી વાર્તાઓ સાદી ભાષામા આપી, ઐતિહાસિક વર્ણન કરવામા આવેલુ છે. ( ૧૯૧૯-૧૯૨૬ ) ૧-૦-૦

૨૭ નીતિવિવેચન—( નીતિ-ગુચ્છ ) (બીજી આવૃત્તિ) લેખકો મેસર્સ એ. જી. વિદ્રી, અતિસુખરાય કર ક. ત્રિવેદી અને મણિલાલ મો. ઝાલા. સ્વતંત્ર ગુજરાતી લેખ. એમા નીતિશાસ્ત્રનુ સામાન્ય સ્વરૂપ, પાશ્ચાત્ય અને હિંદુ નીતિશાસ્ત્ર, નૈતિક જીવન, આસક્તિતા, સત્યવક્તૃત્વ, માયાળુ-

પણું, ઉદ્યમ, મૈત્રિ, કર્તવ્યનિષ્ઠતા, પવિત્રતા, પ્રામાણિકતા, ન્યાય, ધૈર્ય, દાનવૃત્તિ, આનંદીપણું, સહિષ્ણુતા, આત્મભોગ, વિરક્તતા, ક્ષમા, ચારિત્ર્ય અને સદ્ગુણોનું સાહચર્ય વગેરે નીતિવિષયો ચર્ચવામાં આવેલા છે (૧૯૧૮-૧૯૨૬) ૧-૨-૦

૮. આરોગ્યાનપદ્ધતિનું ગૃહશિક્ષણ-(શિક્ષણ ગુચ્છ) લેખક રા. રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા, બી. ટી. સી, ઇ. અનુક્રમ અંક ૧૦ વાળા મરાઠી ગ્રંથનો આ ગુજરાતી અનુવાદ છે એમાં ભાષાંતર અને "મૂળાક્ષર"નું પ્રકરણ સ્વતંત્ર રીતે ઉમેર્યું છે (૧૯૧૮) ૦-૧૪-૦

૯. કૉબેટનો ઉપદેશ-(નીતિ-ગુચ્છ) રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ. Cobbett's Advice to the Young men નો ગુજરાતી અનુવાદ એમાં વ્યસનાદિકનો નિષેધ, રમતનું સ્વરૂપ, બહાર ફરવા જવાના લાભ, વાચન, લેખન, દ્રવ્યનો સદુપયોગ, ચારિત્ર્યની કસોટી, ખોટા ઊંઘથી ખર્ચ અને હાનિ, સટ્ટો, અવકાશના વખતનો ઉપયોગ, શુદ્ધ પ્રેમ, વિશુદ્ધ ચારિત્ર્યના સદ્ગુણો, પતિ પત્નીના ધર્મ, બાળઉછેર, મંદવાડમાં માવજત, બાળકો પ્રતિ માબાપના ધર્મ અને માબાપ પ્રત્યે બાળકોના ધર્મ, સ્નાન, કેળવણી, આનંદમય જીવન, પુસ્તકોનું વાચન, વગેરે પ્રસંગો વિષે સારી અને સાદી ભાષામાં ચર્ચા કરવામાં આવેલી છે (૧૯૧૯-૧૯૨૪) ૦-૧૫-૦

૧૦. ગિરધર-(ચરિત્ર-ગુચ્છ) લેખક રા. રા. જગજીવનદાસ દયાળજી મોદી સ્વતંત્ર ગુજરાતી લેખ એમાં ગુર્જર કવિ ગિરધરનું જીવનચરિત્ર, તેના ગ્રંથો, ગ્રંથક્રમમાં તેનું સ્થાન, વગેરે બાબતોનો ઊહાપોહ કરવામાં આવેલો છે (૧૯૧૮) ૦-૧૪-૦

૧૧. પાર્લમેંટ-(ઇતિહાસ ગુચ્છ) લેખક રા. રા. હરિરાય ભગવંતરાય બુચ Ilbert કૃત 'Parliament' નો ગુજરાતી અનુવાદ. એમાં સભાની ઉત્પત્તિ અને વૃદ્ધિ, તેનું બંધારણ, ધારાઘટના, મહેસુલ અને રાજ્યવહિવટ, અધિવેશન અને કાર્યપદ્ધતિ, રાજસભાની કાર્યવ્યવસ્થા, સભાસદ અને મતદારસંઘ, સભાનું દફતર, છાપખાનું અને લોકસભા, ઉમરાવોની સભા, અને લોકસત્તાક રાજસભાઓની તુલ

નાત્મક સમીક્ષા, વ ઃ વિષયો ઉપરી બ્રીટિશ રાજસત્તાનો વિગતવાર વિચાર આપવામાં આવેલો છે (૧૯૧૯) ૧૪

૩૨ તુલનાત્મક ધર્મવિચાર—(ધર્મ ગુચ્છ) લેખક રા. રા. ભવાનીશંકર માણેકલાલ યાજ્ઞિક બી. એ. Jevons કૃત "Comparative Religion" નો ગુજરાતી અનુવાદ એમાં યજ્ઞ જાદુ, પિતૃપૂજા ભાવી જીવન, નીતિ, એકેશ્વરતા, વગેરે વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે (૧૯૧૯) ૦ ૧૩ ૦

૩૩ ભાલણ (ચરિત્ર ગુચ્છ) (સચિત્ર)—લેખક રા. રા. રામલાલ ચુનીલાલ મોદી સ્વતંત્ર ગુજરાતી લેખ એમાં ગુર્જર કવિ ભાલણનું જીવન આપવામાં આવ્યું છે તથા તેના કાવ્યોનું વિવેચન કરવામાં આવેલું છે (૧૯૧૯) ૧ ૦ ૦

૩૪ ઇતિહાસનું પ્રભાત—(ઇતિહાસ ગુચ્છ) લેખક રા. રા. વૈકુંઠરાય જીવણજી અવાસીયા એમ. એ., એલ એલ. બી. Myers કૃત "Dawn of History" નો ગુજરાતી અનુવાદ. એમાં ઇતિહાસ વિનાના લોકો, ઇતિહાસનું નાટ્ય, તેની રંગભૂમિ તથા પાત્રો, મીસર બાબીલોનિયા, પૂર્વરૂપ પ્રદેશ, પૂર્વનો ભૂમધ્ય સમુદ્ર ઉપરના પ્રદેશ ઇટાલી, મધ્ય અને ઉત્તર યુરોપ દ્વારાનું ઇતિહાસનું પ્રભાત વર્ણવવામાં આવેલું છે (૧૯૧૯) ૧-૪ ૦

૩૫ જીવવિદ્યા—(વિજ્ઞાન ગુચ્છ) લેખક રા. રા. મોતીલાલ બાળકૃષ્ણ મુનશી એમ. એ. Henderson કૃત "Biology" નો ગુજરાતી અનુવાદ એમાં જીવની ઉત્પત્તિ, શરીર ઘટના જીવનાં લક્ષણ, કાર્યવિભાગ અને અંગરચના વનસ્પતિ તથા પ્રાણીઓની સંવેદના, પોષણ ગતિ તથા ચલન જાતીયતા, પ્રજનન વ્યક્તિકથા, જીવન પ્રયાસ, ભૂતકાળનો ઇતિહાસ, અન્વય વૃદ્ધાવસ્થા અને મરણ વગેરે વિષયો ઉપર સારી સમજણી આપવામાં આવેલી છે (૧૯૨૦) ૧ ૦ ૦

૩૬ ધર્મનાં મૂળતત્ત્વો—(ધર્મ ગુચ્છ) લેખક રા. રા. રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઇ બી. એ., Stanley Cooke કૃત "Foundations of Religion" નો ગુજરાતી અનુવાદ. એમાં ધર્મ અને જીવન

વિચાર અને તેની પ્રગતિ, મનુષ્ય અને તેનો વિકાસ, મનુષ્ય અને વિશ્વ, મનુષ્ય અને અમાનુષત્વ, માનવજાતિમાં ચાલી રહેલી પ્રક્રિયા, માનવ જાતિનો આધ્યાત્મિક વિકાસ વગેરે વિષયોની રસિક ચર્ચા કરવામા આવેલી છે. ( ૧૯૧૯ ) ૦-૧૦-

૩૭. નૈતિક જીવન તથા નૈતિક ઉત્કર્ષ, ( નીતિ ગુચ્છ ) લેખક રા. રા કાંતિલાલ દેશવનાથ નાણાવટી, એમ. એ સાલીંકૃત The Moral life and Moral worth નો ગુજરાતી અનુવાદ એમા નૈતિક જીવન, સયમ, પૌરૂષ, નિર્ભયતા, વિવેક, કેટલાકએક બીજા વ્યક્તિ નિર્દિષ્ટ ગુણો, પરોપકારવૃત્તિ,, ધર્મજીવન, વગેરેનુ યોગ્ય વર્ણન કરવામા આવેલુ છે ( ૧૯૧૯ ) ૦-૬૫-

૩૮. તુલનાત્મક ભાષાશાસ્ત્ર ( વિજ્ઞાન-ગુચ્છ ) લેખક રા રા પ્રીતમલાલ નરસિહલાલ કચ્છી બી એ સ્વતત્ર ગુજરાતી લેખ, એમા ભાષાની ઉત્પત્તિ તથા તેનો વિકાસ સંસ્કૃત, ગ્રીક અને લેટીન ભાષાના તુલનાત્મક રૂપો, પ્રાકૃતના નિયમો, અપભ્રશના નિયમો, ગુજરાતી, મરાઠી, હિદી, બગાલી અને પજાબી આદિ આધુનિક ભાષાઓનુ તુલનાત્મક અધ્યયન, ગુજરાતી ભાષાના વ્યાકરણ ધારણની પરીક્ષા, વગેરે વિષયો આવે છે ( ૧૯૨૦ ) ૧-૪-

૩૯. हिंदुस्तानचा लष्करी इतिहास व दास्तराष्ट्राच्या फौजा (પ્રકીર્ણ ગુચ્છ) લેખક કર્નલ નાનાસાહેબ શિંદે. સ્વતત્ર મરાઠી લેખ એમાં વેદકાળથી આરભીને હાલના સમય સુધીનો લશ્કરી ઇતિહાસ રજુ કર્યો છે દેશી સરદારો, અગ્રેજ, ફ્રેચ, રશિયન, ઇટાલિયન, જર્મન વગેરે ફોજોની વિગતવાર હકીકત પણ અપાઇ છે. પુસ્તક ઘણુ સારૂ અને મહત્વનુ છે ( ૧૯૨૧ ) ૨-૮-

૪૦. તુકારામ. ( ચરિત-ગુચ્છ ) લેખક રા ન ભરતરામ ભાનુસુખરામ મહેતા બી એ ટી સી ઇ સ્વતત્ર ગુજરાતી લેખ સુપ્રસિદ્ધ મહારાષ્ટ્ર કવિ તુકારામનુ જીવન તથા કવન આમાં આપવામાં આવેલુ છે ( ૧૯૨૨ ) ૧-૦-

૪૧. महाराजा शिवाजी ( ચરિત્ર-ગુચ્છ ). લેખક રા રા સીતારામ વાસુદેવ પેંડસે બી એ, એલ્. આર. ની આઇ. એમ. સી. પી. સ્વતત્ર

મરાઠી લેખ. એમા મહારાષ્ટ્રવીર શિવાજીનું જીવનચરિત્ર આપવામા આવેલું છે. ( ૧૯૧૯ ) ૧-૬-૦

૪૨. વિવિધ ધર્મોનું દિગ્દર્શન ( ધર્મ-ગુચ્છ ). લેખક રા. રા. રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઇ. બી. એ. મેક્સુલોક કૃત Religion નો ગુજરાતી અનુવાદ. એમા ધર્મની ઉત્પત્તિ, આરંભમાં મનુષ્યની માનસિક સ્થિતિ, પ્રકૃતિ, પશુ અને ભૂત ધર્મ, આત્મા અને પુનર્જન્મ, બાબીલોન, મીસર, ચીન, ગ્રીસ, રોમ, સ્કેંડિનેવિયા, ઇરાન દેશોના ધર્મ, હિંદુ ધર્મ, બૌદ્ધ ધર્મ, ઇસ્લામ ધર્મ વગેરે વિષયો બહુ સારી રીતે ચર્ચેલા છે. ( ૧૯૨૦ ) ૦-૧૨-૦

૪૩. નવીન જાપાનની ઉત્ક્રાંતિ ( ઇતિહાસ-ગુચ્છ ). લેખક રા. રા. ચંપકલાલ લાલભાઇ મહેતા, બી. એ., એલ એલ. બી. લોંગફર્ડ કૃત Evolution of New Japan નો ગુજરાતી અનુવાદ. એમાં ઐતિહાસિક નોંધ, રાજસત્તાની પુનઃસ્થાપના, રાજનીતિમાં સુધારો, સામાજિક સુધારા, રાજ્યબંધારણ, રાજકીય સ્વતંત્રતા, વેપાર અને હુન્નરકળા, પર રાજ્યો સાથે વ્યવહાર, શહેનશાહ મીજી વગેરે વિષયો બાબતમાં જાપાન દેશે ટૂંક મુદતમાં કરેલી પ્રગતિનો ઇતિહાસ આપવામાં આવેલો છે. ( ૧૯૨૧ ) ૧-૦-૦

૪૪ ઉત્તર યુરોપની પુરાણકથા ( ધર્મ-ગુચ્છ ). લેખક રા. રા. ગોરધનદાસ નૈતમરામ કાજી, બી. એ., હોફમેન કૃત Northern Mythology નો ગુજરાતી અનુવાદ એમાં પ્રાચીન લોકોના મૂર્તિપૂજક ધર્મની પદ્ધતી, કલ્યાણકારી અને અકલ્યાણકારી દેવોની પૂજા, દેવોની સંખ્યા, વોડેન, થુનોર, ટીવ, ઉત્તરની પવિત્ર નોર્સ દેવો, વાનીર, દેવીઓ આદિનું વર્ણન બહુ સારી રીતે કરેલું જણાય છે, એટલે તુલનાત્મક દૃષ્ટિએ વાચનારને તે બહુ ઉપયોગી નીવડશે. ( ૧૯૨૦ ) ૦-૧૪-૦

૪૫ વિષ્ણુદાસ ( ચરિત્ર-ગુચ્છ ). લેખક રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા. સ્વતંત્ર ગુજરાતી લેખ. એમાં ગુર્જર કવિ વિષ્ણુદાસનું જીવન અને કવન આપવામાં આવેલું છે. ( ૧૯૨૦ ) ૧-૦-૦

રાજનીતિનો સંક્ષિપ્ત ઇતિહાસ (વિજ્ઞાન-ગુચ્છ). લેખક રા. રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, બી. એ., એલ એલ. બી. જેંક્સ કૃત History of Politics નો ગુજરાતી અનુવાદ એમાં સમાજના પ્રકાર, જંગલી સમાજનું બંધારણ, કૌટુંબિક સમાજ, અર્વાચીન (રાજકીય) સમાજ વગેરે વિષયો ચર્ચવામા આવેલા છે. (૧૯૨૦) ૧-૧-૦

૩૭. સમાજશાસ્ત્ર પ્રવેશિકા (વિજ્ઞાન-ગુચ્છ) લેખક રા. રા. કલ્યાણરાય નથુભાઇ જોશી, બી. એ. સ્વતંત્ર ગુજરાતી લેખ. એમા સમાજનો એકાક, સમાજ ઉપર સ્થાનિક પ્રકૃતિની અસર, સામાજિક પ્રવૃત્તિના કારણો અને માર્ગ અને પ્રગતિ, શ્રેષ્ઠતાનું સામ્રાજ્ય, સમાજશાસ્ત્રના વિચારો દર્શાવનારા કેટલાક ટૂંકા નિબંધો વગેરે બાબતોની ચર્ચા રસિક શૈલીમા કરેલી છે. (૧૯૨૦) ૦-૧૪-૦

૩૮. બાળઉછેર (વિજ્ઞાન-ગુચ્છ) લેખક રા. રા. છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી એમ એ સ્વતંત્ર ગુજરાતી લેખ. એમા ગર્ભિણી અને તેણે પાળવાના નિયમ, બાળકની આવજત, તેનું પોષણ શી રીતે કરવું, દૂધ પાવાની રીતી, ધાવણ છોડાવવાનો વિધિ. બાળકના વસ્ત્ર, બાળકની પથારી, કસરત, ખાસ અંગોની સંભાળ, બાળકોની માનસિક અને નૈતિક કેળવણી વગેરે વિષયો ચર્ચેલા છે (૧૯૨૧) ૧-૮-૦

૩૯. વીર શિવાજી (ચરિત્ર-ગુચ્છ) (સચિત્ર). લેખક સ્વ. મુકુંદરામ નિત્યારામ મહેતા, બી એ. Rawlinson કૃત "Shivaji, the Maratha" નો ગુજરાતી અનુવાદ. એમા દક્ષિણ દેશનો પૂર્ણ ઇતિહાસ, શિવાજીનું બાળપણ, તેના પરાક્રમો અને ચરિત્રનું વર્ણન છે. (૧૯૨૦) ૧-૦-૦

૪૦. બાળસ્વભાવ અને બાળઉછેર (વિજ્ઞાન-ગુચ્છ). લેખક રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારિયા, એમ એ, એલએલ બી. "The Child its Nature and Nurture" નો ગુજરાતી અનુવાદ એમા બાળ-અધ્યયન, તેના પરિસ્થિતિ, સંભાળ, બાળકનું વધવું, ઇંદ્રિયો, સ્નાયુઓ, લાગણીઓ, બુદ્ધિ, ઇચ્છાશક્તિ, ટેવ, ફ્રૉબેલ અને બાળોદ્યાન વગેરેનું વર્ણન કરવામા આવ્યું છે (૧૯૨૦) ૧-૮-૦

૫૧. શરીરયંત્રનું રેખાદર્શન (વિજ્ઞાન-ગુચ્છ) લેખક રા. રા. લલિતાપ્રસાદ શ્રીપ્રસાદ દવે, બી. એ., બી. એસસી., એલએલ. બી. ગ્રીન કૃત Life's Mechanism નો ગુજરાતી અનુવાદ. એમાં સજીવ યંત્રનું બંધારણ એ મુખ્ય વિષય ઉપર જીવવિદ્યાવિષયક ઉપોદ્ઘાત સાથે મનુષ્યશરીરનું વર્ણન કરવામાં આવેલું છે (૧૯૨૧). ૧-૪-

૫૨. શાળા અને શિક્ષણપદ્ધતિ (શિક્ષણ-ગુચ્છ). લેખક રા. રા. ચુનીલાલ મગનલાલ દેસાઈ બી. એ. Fraser કૃત Method and Manners in the Class-room નો ગુજરાતી અનુવાદ. એમાં શિક્ષકની યોગ્યતા, અર્વાચીન આદર્શો, પોશાક, સ્વર અને તેની મીઠાશ, ઉચ્ચાર, વાક્શૈલી, યોગ્ય શબ્દનો ઉપયોગ, આકૃતિવર્ણન, શિક્ષક અને શિક્ષણનો વિષય, શિક્ષકશિષ્યનો પરસ્પર સંબંધ, પ્રશ્નોત્તર, કાળું પાટિયું અને તેનો ઉપયોગ, લેખન, ગીતગાન, પરીક્ષા, શિક્ષા, સંગ્રહસ્થાન, ચોગાન, સ્વચ્છતા વગેરેના સંબંધમાં ઘણી સારી વ્યવહારુ ચર્ચા કરેલી છે. (૧૯૨૦) ૦-૧૫-૦

૫૩ મણિશંકર કીકાણી (ચરિત્ર-ગુચ્છ) લેખક રા. રા. જયસુખરાય પુરુષોત્તમરાય જોશીપુરા, એમ. એ. સ્વતંત્ર ગુજરાતી લેખ. એમાં કાઠિયાવાડના સુપ્રસિદ્ધ લેખક અને અગ્રેસર સ્વ. મણિશંકર કીકાણીનું જીવન, એમના લેખો, એમની વિવિધ કેળવણી વગેરે, એમના સુધારા, જ્ઞાતિસેવા, સ્વદેશપ્રીતિ, ધાર્મિક લેખો વગેરેનો અહેવાલ આપવામાં આવેલો છે (૧૯૨૦) ૧-૬-૦

૫૪ સંસ્કૃતિ અને પ્રગતિ (પ્રકીર્ણ-ગુચ્છ) લેખક રા. રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા, બી. ટી. સી. ઇ. અનુક્રમ અંક ૧૫ વાળા મરાઠી પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે. (૧૯૨૧) ૨-૦-૦

૫૫ ચીનની સંસ્કૃતિ (ઇતિહાસ-ગુચ્છ). લેખક રા. રા. ગોકળદાસ મથુરાદાસ શાહ, બી. એ., એલએલ. બી. Giles કૃત Civilization in China નો ગુજરાતી અનુવાદ. એમાં પ્રાચીન સમય, કાયદા અને રાજ્યવ્યવસ્થા, ધર્મ અને વહેમ, સ્ત્રીઓ અને બાળકો, સાહિત્ય અને

વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન અને શિકાર, મોગોલ વગેરે રાજાઓ, ચીનાઓ અને પરદેશીઓ વગેરે વિષયોપૂર્વક ચીન દેશનો એક હજાર વર્ષનો સમય વર્ણવેલો છે. ( ૧૯૨૦ ) ૧–૬–૦

૫૬ નેપોલિયન બોનાપાર્ટ, ભાગ પહેલો ( ઇતિહાસ–ગ્રુપ ૭ ). લેખ ,રા. રા. ગોવિંદદાસ મથુરાદાસ શાહ, બી. એ., એલ એલ. બી , Abbott કૃત • Napoleon Bonaparte નો ગુજરાતી અનુવાદ. એમાં મહાન નેપોલિયનના જન્મથી માંડીને મૃત્યુ સુધીનું જીવનચરિત્ર આલેખવામા આવ્યું છે. તેમ જ તેનાં વિવિધ પરાક્રમોનું વિગતવાર વર્ણન અને સાથે સાથે ફ્રાંસ દેશનો ઇતિહાસ પણ આપવામા આવેલો છે. આ અંગ્રેજી ભાષાના સુપ્રસિદ્ધ પુસ્તકનો રસિક શૈલિમાં થએલો આ અનુવાદ વાર્તાની માફક સૌને વાચવો ગમે તેવો છે. ( ૧૯૨૪ ) ૨–૧૨–૦

૫૭ નેપોલિયન બોનાપાર્ટ, ભાગ બીજો ઉપર પ્રમાણે ( ૧૯૨૪ ) ૨–૧૦–૦

૫૮ નેપોલિયન બોનાપાર્ટ, ભાગ ત્રીજો ઉપર પ્રમાણે. ( ૧૯૨૬ ) ૨–૧૨–૦

૫૯ નેપોલિયન બોનાપાર્ટ, ભાગ ચોથો ઉપર પ્રમાણે. ( ૧૯૨૬ ) ૩–૦–૦

૬૦ ઉન્નતિવિચાર (પૂર્વાર્ધ) ( ઇતિહાસ–ગ્રુપ ૭ ). લેખક રા. રા. જયસુખરાય પુરૂષોત્તમરાય જોશીપુરા, એમ. એ. Bagehot કૃત Physics and Politics નો ગુજરાતી અનુવાદ. એમા પૂર્વયુગ અને સંઘર્ષનું ફળ, એ બે મોટા પ્રકરણોમાં સમાજશાસ્ત્રના વિવિધ વિષયોની તથા રાજનીતિ સંબંધી ઉદાહરણાર્થ કેટલીક વ્યક્તિઓ જાતિઓ અને પ્રજાઓ તેમ જ રાજ્યોના ઉલ્લેખપૂર્વક તાર્કિક દ્રષ્ટિથી ચર્ચા કરવામાં આવેલી છે. ( ૧૯૨૪ ) ૧–૧૦–૦

૬૧ પ્રાચીન હિંદુસ્તાનમાં સ્થાનિક સ્વરાજ્ય ( ઇતિહાસ–ગ્રુપ ૭ ) લેખક રા. રા. ચપકલાલ લાલભાઈ મહેતા, બી એ., એલએલ બી Dr. Mukerjee કૃત Local Self Government in Ancient India નો ગુજરાતી અનુવાદ. એમા પ્રાથમિક વિવેચન, સાહિત્યમાં સંઘનું સ્થાન, સંઘનું બંધારણ, વહિવટને લગતા અધિકાર અને ગોઠવણ, ન્યાયને લગતા અધિકાર, બંધારણ, કેટલીક અગત્યની મંડળીઓ.

